# કાઠિયાવાડની જૂની વાર્તાઓ

## ભાગ ૨ જો

: યોજનાર :

હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી

ફાર્બસ ગુજરાતી ગ્રંથમાળાઃ

# કાઠિયાવાડની

# જૂની વાર્તાઓ

યાને

## કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય

## ભાગ બીજો




યોજનાર :

**હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી**

શિવાજી અને ઝેબુન્નિસા તથા અન્ય

કાવ્યોના કર્તા :



સંવત ૧૯૮૪ .·. ઈ. સ. ૧૯૨૮

કિંમત રૂ. ૨-૮-૦

# પ્રસ્તાવના

---

સાહિત્યરસિક બન્ધુવર્ગે જુજ સમયમાં મારી " કાઠિયાવાડની જૂની વાતો " નો પ્રથમ ભાગ ઉપાડી લઈ મેં ઘણાં વર્ષથી આ હાથ ધરેલ વિષયની દિશામાં મારૂં પ્રયાણ જારી રાખવા મને ઉત્તેજન આપ્યું તે ખાતર હું તે સર્વનો ઉપકાર માનું છું ને આ બીજો ભાગ તેમને ચરણે ધરૂં છું. મુંબઇ શહેરનાં બહોળો ફેલાવો પામેલ દૈનિકોએ, અઠવાડિકોએ તથા માસિકોએ પોતપોતાના ઉચ્ચતર હૃદયભાવો મારા કામ પરત્વે દર્શાવ્યા છે તે માટે હું તેમનો રૂણી છું. લેખકો લેખ લખે, પ્રયોજક સુજે તેવી યોજનાઓ રચે, પણ દુનિયાને સાથે લઇ સાહિત્યક્ષેત્રપર વિહરતાં પત્રો જો તેને પ્રોત્સાહન પૂરે તથા નવિન રસ્તે દોરે તો હું ધારૂં છું કે આપણી સાહિત્યવાટિકા ટુંક વખતમાં સુંદર ને સુવાસિત પુષ્પવતી બની ખીલી રહે. મારે માટે તો વિદ્વાન પત્રકારોએ તેમ જ કર્યું છે ને હું તેમનો પુનઃ પુનઃ ઉપકાર માનું છું.

બહોળા કુટુંબની ધુરા ઉચકી મારે સાહિત્યક્ષેત્ર પર કામ કરવાનું; તેને અંગે આ બીજો ભાગ પ્હેલાની સાથે જ તેયાર છતાં વહેલો બહાર ન જ આવ્યો. બીજા બન્ધુઓએ

તે દરમિયાન આવા જૂના સાહિત્યક્ષેત્ર પર સારૂં કામ કર્યું ને કરે છે; છતાં મારા પ્રત્યે તો રસિક બન્ધુઓનો જેવો ને તેવો જ ભાવ રહ્યો છે; ને આ બીજા ભાગ માટે પત્રો લખી, મોઢામોઢ ઉત્તેજના કરી મને ઉત્તેજ્યો છે તે ખાતર હું તે ભાઇઓનો આભારી છું.

ફાર્બસ સભાના વિદ્વાન માનદ મંત્રીએ તથા પ્રમુખે પણ મને પારિતોષિક આપી અને વારંવાર પત્ર લખી ઉત્તેજના કરી મારા આ ભાગને બહાર લાવવા સહાય કરી તે ખાતર હું એ સભાનો ઉપકાર માનું છું.

આ ભાગને આવાં સુંદર છપાઈ તથા લેબાસમા જગત સન્મુખ રજુ કરવા આદિત્ય મુદ્રણાલયના વ્યવસ્થાપકે જે કાળજી રાખી કામ કર્યું છે તે માટે તેમનો પણ ઉપકાર માનું છું. છેવટે, આ સર્વ બન્ધુવર્ગનો ઉપકાર માન્યા પછી મારા પરમ સ્નેહી મિત્રો મોહનલાલ મકનદાસ મહેતા અને ભગવાનલાલ ગિરજાશંકર ભટ્ટનો હું મારો પ્રથમ ભાગ તેમ જ આ ભાગ બહાર લાવવામાં મને સહાય કરવા માટે ઘણો આભારી છું. મારી કાલીઘેલી, ગામડિયા ભાષાને ઠીક ઠીક કરી સુધારી, જોડણીને પણ સમી કરી ને પ્રૂફ જોવા કંટાળાભરેલ ને થકવી નાંખે એવા કામને પણ મિત્રકામ છે ગણી પોતાના કિંમતી વખતનો ભોગ આપી કરી તેમણે જે ઉમદા મિત્રધર્મ બજાવ્યો છે ને બજાવે છે તે માટે હું તે બંને મિત્રોનો ઋણી છું અને પ્રભુ તેમનું ભલું કરો એ જ આશીર્વાદ

દઉં છું. હજુ ત્રીજા ભાગ જેટલું સાહિત્ય બાંધ્યું પડયું છે. પણ તે બહાર પડવાનો આધાર રસિક બંધુઓ આ પુસ્તકનો સત્કાર કેવો કરે છે તેના પર છે. હાલ તો આટલું જ.

ચાંદા સૂરજનાં તેજ ઈ ઢાંકયાં ઝાઝાં ના રહે,
આભ ભરી ભભકેજ, વેલાં મોડાં પણ પ્રેમથી.

મહુવા-કાઠિયાવાડ
અશાઢી બીજ ૧૯૮૪ } હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી



# સંબોધન

હે વ્હાલી વાર્તાઓ !

સમદર સળે સાહિત્યનો, ભમર–વાયુ જ્યાં વાય,
તે તમથી કેમ તરાય, છો ગભરૂ ગાંડી તમોઃ ૧
દેશે કફરા દોષ, દંભી ને દોઢ ડાહ્યલાં,
રાખી હૈયે રોષ, ધોખો મન ધરશો નૈંઃ ૨
ધીંગાણુાની ધાર, વ્યંડળથી છે વેગળી,
તાળોટા પર પ્યારઃ ધોખો મન ધરશો નૈંઃ ૩
તમ શીલ શિથિળ કે', ધીંગા ભાવ ભળાય,
અંધાનો એ ન્યાય, ધોખો મન ધરશો નૈંઃ ૪
રૂડું તમ છે રૂપ, પણ છે અંધાને અળખામણું,
દૂબળા હૈયાનું દુઃખઃ ધોખો મન ધરશો નૈંઃ ૫
ઍલી અશાડી એક, ધીંગી ધરાનેય ધરવે,
જગત જીવાડે છેક, એવાંના પગમાં પડોઃ ૬
હૈયે હૈયાં ચાંપતાં, પ્યારાં કરે પરિયાણુ,
ખાંતીલાં કરે ખેંચાણુ, એવાંના પગમાં પડોઃ ૭
જ્યાં પ્રીતાળાં પરવરે, અમરત વર્ષ્યાં જ્યાં નેણુ,
કેદીય કડવાં ના કેણુઃ એવાંના પગમાં પડોઃ ૮
ખાડે ને ખબોચિયે, મન પ્રેમીલાં મળે નૈંઃ
ઘટડાને ઘુનેય, સેંજળ પીને સુખિયાંઃ ૯

પ્રીતાળુની પ્રીત ઈ હૈયામા હાકલ કરે,
તાજાં તાજાં નિત, નયણાંથી ઝરણાં ઝરે: ૧૦
જલમાછલડી જેમ પ્રેમ કરી કરી પોરસે,
વ્હાલાં રાજી તેમ પ્રેમ પનોતાં પ્રેમલાં: ૧૧
દીધું જેને દલ, પગ પાછો ભરે નૈં,
મોટમનાં એ મલ. માથું મૂકયે મોકળાં: ૧૨
સારસ સરવરકંઠ, સંગી દેખી સુખિયાં,
અળગાં થાતાં અંગ પટકી મરતાં પ્રેમલાં: ૧૩
લકડ સારવણો ભમરો, કમળ દર્યોય દળાય,
ભાગી છૂટે ન જરાય, ઈ મરવામાં મોટપ ગણે: ૧૪
આવાં તમ છે ઉર, ઈ તમ જેવાંય જ જીરવે,
ભડકા ભાગે ભૂર, છે નાસમી વાટુ સનેહની: ૧૫



# સાંકળિયું

१४२८७

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧ | આવ્યા | આવ્યો |
| ૭ | ૨૧ | શિકારીએ" | શિકારીએ: |
| ૭ | ૨૧ | જોઈએ" | જોઈએ: " |
| ૨૧ | ૯ | વશે | વશેથ. |
| ૩૨ | ૧૬ | કસની | કસબની |
| ૪૬ | ૧૪ | આમ | તેમ |
| ૬૧ | ૧ | ઢાંકેપછેડો | ઢાંકપછેડો |
| ૯૮ | ૧૭ | વચનપાળે | વચન ન પાળે |
| ૯૮ | ૧૫ | અયોવેજ | અપાવેજ |
| ૧૦૫ | ૧૩ | ગળસુંદરી | ગળસુંદી |
| ૧૦૭ | ૧૮ | દેવત | દેવાત |
| ૧૬૧ | ૧૮ | આપવી | આપવીતી |
| ૨૫૫ | ૫ | તેણે | તે |
| ૨૫૫ | ૫ | ભૂલ્યા | ભૂલ્યો |

---

# કાઠિયાવાડની જૂની વાર્તાના ભાગ ૧ ના પ્રવેશકમાંથી ઉતારા

* * * * * *

× × × × × ×

ખરું છે કે કંઠસ્થ સાહિત્ય સામાન્ય રીતે ગદ્યપદ્યાત્મક હોય તેમાં પણ બહુ ઓછું હોય, અને એક વાર્તા કહેનાર જે જે સ્થળે જે જે દૂહાનો ઉપયોગ કરે તે દૂહા તે જ વાર્તાના અને તે જ સ્થળે વાપરવાના આવશ્યક અંગ-સૌ એ વાર્તા કહેતાં એ જ દૂહા અને એ જ સ્થળે બોલે, એવી દૃઢ કાઠી એની હોતી નથી. ઐતિહાસિક દૂહાઓની વાત જુદી છે; એ દરેક દૂહો અમુક વ્યક્તિ માટેનો અને અમુક પ્રસંગ માટેનો જ હોય છે; પણ અમુક માણસ માટેના બધા દૂહા ભેગા કરતાંય તેની આખી વાર્તા બનતી નથી. તેની આખી વાર્તા બીજુ ઘણું માગી લે છે પણ તેમાં એ દૂહા એ પ્રસંગે જ આવે; એટલે એ પ્રકારના દૂહા મળીને એક કાવ્ય એ વ્યક્તિ વિષેનું થયું એમ પણ કોઇ રીતે કહી શકાવું નથી. વળી દૂહાનું પોતાનું માપ તપાસતાં દરેક દૂહાને છેડે અતિ દૃઢ વિરામ આવવો જ જોઇએ, અને વચમાં પ્લુત લલકાર પણ આવશ્યક, આ બે એની ખાસિયતોને લીધે દૂહો કાવ્યમૌક્તિક માટે જેટલો ઉત્તમ છે તેટલો જ તે સળંગ કાવ્યના એકલા વૃત્ત તરીકે નકામો છે. કાવ્યમૌક્તિક એટલે એક મોતી,

એક શ્લોક, એક દૂહો તે પડે જ આખુ કાવ્ય. દરેક શ્લોક, દરેક કડી, દરેક દૂહો સ્વતંત્ર ઉત્તમ કાવ્ય હોવું જોઇએ એ ભાવના આપણાં સાહિત્યમાં ઘણી જૂની છે અને સૈકાઓ સુધી પ્રવર્તેલી છે. કાલિદાસનું મેઘદૂત એ જ મહાકવિના કુમારસમ્ભવ સાથે સરખાવો; કુમારસમ્ભવમાં પ્રવાહ છે તે આમાં નહીં જેવો છે; વળી જ્યાં રામગિરિથી અલકાપુરીના દક્ષિણોત્તર માર્ગ જેવો સિધો સાદો તંતુ નથી, ત્યાં શ્લોકોના અનુક્રમ વિષે પણ યુક્તિવાદ લડાવી શકાય એવું છે કે અમુક શ્લોક પ્હેલો અને તેની આગળના એક કે વધારે શ્લોકને તેના પછી ગોઠવતાં ઓર મઝા આવે એમ છે. મતલબ કે **મેઘદૂત** એક કાવ્ય છે ખરું પણ તેના કેટલાક ભાગ કાવ્યમૌક્તિકોના ઝુમખા જેવા છે, જ્યાં ગતિ વા ક્રમને ઠેકાણે દરેક શ્લોકની પોતાની ઉત્તમતા આપણને મોહ પમાડી થોભાવે એવી છે. માટે હિંદના સાહિત્યના ઇતિહાસમાં કાવ્યમૌક્તિકો રચવાની *ભાવનાને પ્રધાનપદ મળવા માંડયું આ બિન્દુથી એમ ગણિયે તો ખોટું નથી. ઇતિહાસને આ છેડે આવિયે તો એ ભાવનાનું પ્રધાનપદ તુલસીરામાયણ રચાયું ત્યાં સુધી એવું ને એવું રહ્યુ છે એટલું જ નહીં પણ રસાલંકારશાસ્ત્રના કાવ્યપ્રકાશથી માંડીને રસગંગાધર સુધીના ‘પ્રમાણ’ ગ્રન્થોનો કે એમના સાચાખોટા અનુવાદરૂપ થયેલા હિંદી ગ્રન્થોનો જેઓ વત્તોઓછો અભ્યાસ કરે

---

* એ ભાવનાનો આરમ્ભ તો સંસ્કૃત સાહિત્યમાં પ્રથમ નાટકકાર જ્યારે થયો ત્યારથી ગણવો પડશે, કારણ કે સંસ્કૃત સાહિત્યમાંના જૂનામાં જૂના નાટકોમાં દરેક શ્લોક એક કાવ્યમૌક્તિક છે. પ્રથમ નાટકકાર કોણ, કાલિદાસથી તે કેટલા સૈકા જૂનો અને સંસ્કૃતમાં જૂનામાં જૂનું નાટક કયું એ કંઇ કહી શકાતું નથી.

છે તે પંડિતોને આજે પણ કાવ્ય એટલે કાવ્યમૌક્તિક એ જ દૃષ્ટિ રૂઢ અને સહજ જેવી છે. આવા આવા વિચારોના તાત્પર્ય તરીકે સ્વીકારવું પ્રાપ્ત થાય છે કે (૧) દૂહાના માપનું રૂપ વિચારતાં, (૨) દૂહાઓનો જે સંચય આપણા કંઠસ્થ સાહિત્યમાં જળવાઇ રહેલો મળી આવે છે તેમાં બે મુખ્ય જાતિ પડે છે– [ક] સુભાષિત રૂપ દૂહા, [ખ] ઐતિહાસિક વા વ્યક્તિઓના દૂહા તે– તપાસતાં, અને (૩) કાવ્યમૌક્તિકના ભાવના આપણા સાહિત્યમાં સૈકાઓ સુધી સિંહાસનારૂઢ રહી છે એ હકીકત ધ્યાનમાં લેતાં, દૂહાબદ્ધ સળંગ કવિતા અથવા આપણે જેને કાવ્યો કહિયે છિયે તેવી દૂહાબદ્ધ રચનાઓ આ લાંબા સૈકાઓમાં અતિ વિરલ જ થયેલી. વળી એ પણ સ્વીકારવું પડે છે કે આપણે જેને એક કાવ્ય ગણિયે છિયે તેને આપણે જાણ્યે-અજાણ્યે બીજા પણ કેટલાક ગુણ વા ખાસિયત આરોપિયે છિયે : [૧] એ કૃતિના કર્તા વા કર્તાઓ નિશ્ચિત; [૨] એ કર્તા વા કર્તાઓએ તે અમુક સમયે રચેલી; [૩] એનો આદિ, એનો અંત, એવી કડીઓનો ક્રમ નિશ્ચિત; [૪] જેથી એકથી વધારે પાઠ મળી આવતા હોય તો તેમાથી એક જ ખરો, બીજા ખોટા, અગર જો કે સાધન-અભાવે કયો ખરો તે આપણે ચોક્કસ ન પણ કહી શકિયે અને તો પણ આમાનું એકે લક્ષણ આપણે કંઠસ્થ સાહિત્યમાની જે કોઈ કૃતિને એક કાવ્ય ગણવા લલચાઇયે તેને ખાતરીપૂર્વક અર્પી શકિયે નહીં. એટલે કે કંઠસ્થ સાહિત્યમા સળંગ કવિતા અતિ વિરલ અને જે હોય તેમાં પણ **એક કાવ્યના** સામાન્ય રીતે ગણાતાં લક્ષણ હોય જ એમ નહીં. પરંતુ જો આમ જ હોય તો એવા શ્લોકસ્તબક, કડીગુચ્છ, વા દૂહાસમૂહને **એક કાવ્ય** કહેવાનો અર્થ જ શો? આટલો તો અવશ્ય કે એ

દૂહા છૂટા પડી શકતા નથી, એક બીજા સાથે જ વળગલા છે, માટે એ આખો સમૂહ સોવસા એક કાળે એક સ્થળે ઉત્પન્ન થયો હશે; અને એમાં કદાચ કોઈ દૂહો વધ્યો હોય યા ઘટયો હોય, તથાપિ એવી વધઘટ થયેલી માનવાને જુદું પ્રમાણ ન હોય ત્યાં સુધી એ થોડા પ્રથમ થોડા પછી ઉત્પન્ન થયા તે કરતાં બધા એક જ સ્થળે અને કાળે ઉત્પન્ન થયા એમ માનવામાં લાઘવ છે. કંઠસ્થ સાહિત્યના પ્રદેશમાં કલ્પનાનો ઘોડો આથી વધુ દોડી શકે નહીં. પણ આટલુંયે કંઇ ઓછું નથી. અને કંઠસ્થ સાહિત્યમાંના એવા કોઈ કાવ્યને માટે ઈતિહાસ, લેખ, વંશાવલિ. ગ્રંથ કે બીજુ કોઈ બાહ્ય પ્રમાણ મળી આવે, તો જેવી એ બાહ્ય પ્રમાણની વિશ્વસનીયતા, વિગત, અને બીજી સર્વ હકીકત, તેની મગદૂર પ્રમાણે એ કાવ્યનો સમય, કર્તા, આદિ, અંત, અને આખો પાઠ નક્કી થઇ શકે અને એમ વિદ્વાનોના પ્રયાસથી એ કંઠસ્થ સાહિત્યના વર્ગમાંથી નીકળી સામાન્ય સાહિત્યના વધારે સ્થૂલ [solid] કલેવરવાળા વર્ગમાં પણ આવે.

કંઠસ્થ સાહિત્યમાં દરેક વાર્તાકરને કોઈ વાર્તા પોતાને રૂચે, ફાવે, બેસી જાય, તે રીતે કહેવાની સમ્પૂર્ણ છૂટ છે. અરે હું પ્રથમ એક રૂપ કહુ અને ઘડી પછી જ તે ને તે વાર્તા જુદા રૂપમાં કહુ તો, તેમ કરવાની પણ મ્હને સમ્પૂર્ણ છૂટ છે. કહેતાં જે વખતે જે દૂહા વાપર્યા હોય તે દૂહાના અર્થ વાર્તાના તે રૂપ સાથે મળી રહે એટલું જ આવશ્યક. અર્થ કરવામાં હું યુક્તિવાદ લડાવું અને તાણીને અમુક અર્થ બેસાડું અને એ રીતે મારી વાર્તાને સજાવું તોપણ હું દોષપાત્ર નથી, દૂહાનો બેસે જ નહીં એવો અશક્ય અર્થ ઠોકી બેસાડું તો તે એક દોષ ખરો. વાર્તાના જેટલાં રૂપ દૂહાના અર્થથી છેક વિરૂદ્ધ જતાં ન હોય તે બધાંય

માનનીય ગણવાના છે, પછી કોઈ શ્રોતાને એક રૂપ વધારે ગમે કોઇને બીજું તો તે સૌ સૌની રુચિની વાત છે. આ વિષયમાં આટલી બધી છૂટ હોવાનું મુખ્ય અને ઐતિહાસિક કારણ એ છે કે કંઠસ્થ સાહિત્ય સૈકાઓ સુધી ઉગર્યું છે તે અનિશ્ચિત, અસ્થૂલ, અસ્પષ્ટ, પ્રવાહી, માયાવી, જમાને જમાને અને જુદા જુદા ભક્તોના મુખમાં જુદાં જુદાં રૂપ પામતું પામતું જ ઉગર્યું છે......સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ જુવો. નાટકો અને કાદમ્બરીઓમાંની વાર્તાઓ કર્તાએ મહાભારત, રામાયણ, પુરાણ, જાતકસંગ્રહ, બૃહત્કથાસાગર, પંચતંત્ર, આદિ આખ્યાનો, ઉપાખ્યાનો, અને વાર્તાઓની ખાણોમાંથી લીધેલી છે. પરંતુ કર્તાએ એ વાર્તાઓ આદિને લેતાં લેતાં પણ ફેરવી નાખેલી છે. મહાભારત આદિને આ દૃષ્ટિએ તેઓએ કંઠસ્થ સાહિત્ય જ ગણ્યું છે. કંઠસ્થ સાહિત્ય તે ઉર્મિબદ્ધ સૌન્દર્યકણોનો ફુવારો કે સૌન્દર્યબિંદુઓનું વાદલ, અનિશ્ચિત પ્રવાહી મનસ્વી આકૃતિમય. સાહિત્ય તે વિવેકબદ્ધ સર્વાંગસુંદર આકૃતિઓ અને જીવન્ત વ્યક્તિઓ અને અજરામર મૂર્તિઓ......વળી જે આયર ચારણ રબારી ભાવસાર ઢેડ સ્ત્રીપુરૂષોની મુખગંગામાંથી દાયકે દાયકે વહીને એ સૈકાઓ સુધી વહેતું રહ્યું છે તે કર્તા–દ્રષ્ટા –શ્રોતા–સ્મૃતવક્તાઓએ તો એના સંબંધમાં આથી પણ વધારે છૂટ લીધેલી છે. આખા પ્રબંધમાંની દૂહાકણીઓને પણ એ કંઠસ્થ સાહિત્યના ઉપાસકોએ પૂરી છૂટથી ફેરવી ફેરવી ફરી ફરીને મનગમતી ઘડી લીધેલી છે. વિદ્યા અને સંસ્કૃતિની દૃષ્ટિએ સંગ્રહ કરનારા આપણે એ સૈકાઓ જૂના પરંપરાપ્રાપ્ત પ્રવાહમાંના જ બિંદુ નથી; આપણે તો તટે ઉભેલા વિવેક–અવિવેક શાસ્ત્ર–અશાસ્ત્ર આદિ મસ્તિષ્ક ગ્રન્થિઓમાં ગુંચવાઈ પડેલા તટસ્થો છિયે; એ પ્રવાહને પીતાં પીતાં કે એમાં ખેલતાં ખેલતાં પણ આપણે ખરેખર એ પ્રવાહમય થઈ શકતા જ

નથી. આથી કરીને આપણે માટે દુહાકણોમાં પણ ફેરફાર કરવો વર્જ્ય છે. એક દુહો બેચાર રૂપમાં મળી આવતો હોય તો તેનાં સર્વ સંગ્રહવાં એ આપણું કર્તવ્ય છે, એકનો પક્ષપાત કરી બીજાં રૂપો જતા કરવાં એ પણ આપણે માટે અશાસ્ત્ર છે.

**૩ કંઠસ્થ સાહિત્ય અને ઇતિહાસ.** આટલે સુધી જે વાંચનારા મ્હારા મતને મોટે ભાગે સ્વીકારી શક્યા હશે તેઓમાંથી ઘણાખરા વિષયના આ વિભાગમાં મ્હારે જે મત દર્શાવવાના છે તેથી જુદા પડી જવા સમ્ભવ છે. અસ્તુ. શાસ્ત્રીયતાનું ધોરણ લાગુ પાડતાં, વિશ્વસનીયતાની કસોટી કરતાં, ભૂલો તો થાય, ભૂલે ભૂલે જ શાસ્ત્ર વધે છે, અનશુદ્ધિઓનો, સંગીન ચોક્કસ વિગતોનો, વધતો ફાલ આપી શકે છે—પણ તે કાં તો ધોરણ કડક રીતે લગાડવાની હોય વા ધોરણની શિથિલતાની હોય. આથી ત્રીજી રીતની ભૂલ ન હોઇ શકે એ ખુલ્લું છે. ત્યારે સવાલ એટલો જ રહે છે કે એમાંથી ધોરણની કડકતાને વધારે ક્ષંતવ્ય ભૂલ ગણવી જોઇએ કે ધોરણની શિથિલતાને ? શાસ્ત્રપ્રેમીને માટે, પોતાના બુદ્ધિવ્યાપારોમાં શાસ્ત્રીયતાની ટેવ પડી ગઈ હોય એવા વાંચનારા માટે, આથી વધારે પ્રસ્તાવનાની જરૂર નથી.

એક તરફ 'કરણ ઘેલો', તેથી જૂનો 'ભવાઈ સંગ્રહ', અને તેનાથી સૈકાઓ જૂનો 'કહાનડ દે' પ્રબન્ધ', એ ત્રણ મુકો; બીજી તરફ એ 'કહાનડ દે' પ્રબંધ' થી પણ બે સૈકા વ્હેલા થઈ ગયેલા અલ્લાઉદ્દીન ખિલ્જી, કરણ વાઘેલો, આદિ વિષે જે ચોક્કસ ઐતિહાસિક બનાવો આપણે જાણીયે છીયે તે મુકો. એ ઐતિહાસિક બનાવોમાં ઉપલા ત્રણમાંથી× એકમાં જે વિશેષ બનાવો

× 'કરણઘેલા' માં જે કંઈ છેક નવું છે તે તો અમુક નવલકારે જાતે રચીને જૂની વિગત–જાલમાં ગોઠવી દીધું, જૂનું અને

હોય તે ઉમેરી ન લેવાય ? ના; દંતકથા તરીકે કે મ્હમારી પોતાની વા અમુક કોઇ માણસની કેવળ કલ્પના તરીકે મ્હમે ગમે તે ગોળા આકાશ ચ્હડાવી તેમાંથી રંગબેરંગી તારા ટપકી જુવો; પણ ઇતિહાસ તરીકે સ્વતંત્ર પુરાવો ન હોય એવો એમાંનો એક પણ બનાવ આપણે ઐતિહાસિક ગણી શકીયે નહીં. ઇતિહાસ તરીકે જાણીતી વિગતોને કોઈ રીતે વિરુદ્ધ જાય નહીં એવી વિગતો પણ આપણે આમાંથી ઇતિહાસમાં ઉમેરવી નહીં, ના નહીં જ. ઇતિહાસ તે ઇતિહાસ: દંતકથા તે દંતકથા: દંતકથાનું એકલું પ્રમાણ લેશ પણ ઐતિહાસિક વસ્તુ પૂરી પાડવા સમર્થ નથી. પ્રબંધ તે ઇતિહાસ નહીં ! આ મોટો સવાલ આ જમાનાએ પોતાની મેળે અને "ભોજપ્રબન્ધ" જેવા સંસ્કૃત ગ્રન્થની જાણીતી અવિશ્વસનીયતા ઉપરથી જ દોરવાઈ ન જતાં ફરી તપાસી જોવાનો છે. મ્હારું પ્રબંધોનું જ્ઞાન એવું છે નહીં કે હું એ વિશે કંઈ પણ મત બાંધવા કે દર્શાવવાની હિંમત કરું. "કહાનડદે' પ્રબંધ" નો કેટલોક ભાગ તો ચોકખી પ્રશસ્તિ છે. નાયક પોતે અને એના વડવાઓ વિષે કવિને ખાસ અને સપ્રમાણ જ્ઞાન હોવું જોઇયે એમ માનવા આપણને લાલચ ઘણીયે થાય. પણ કાવ્યનો એ વિભાગ ખાસ પ્રશસ્તિ રૂપ છે ઇતિહાસ ગણી શકાય એવો નથી. એટલે એ વિભાગમાં વિગતોને "ચિન્ત્ય

---

નવું સેળભેળ થઈ જઈ સંગત જણાય, બધું એક જ લાગે, એટલી કલા વાપરીને; એ તો આપણે ચોક્કસ જાણીયે છીયે: એટલે એ ચોપડીમાંની નવી હકીકતો વિષે તો સવાલ જ રહેતો નથી. દંતકથામાંની વિગત તો ઐતિહાસિક પણ હોય કદાચ; પણ નવલકારે પોતાની કલ્પનાથી યોજેલી નવી બાબતો વિષે તો એવો દાવો પણ કોઇ કરી ન શકે.

વિષયોથી " થી વધુ ઉંચી કોટિના ગણી ઇતિહાસમા સ્થાન આપી શકાતુ નથી.

જે ચારણ, ભાટ, નાગર, બ્રાહ્મણ આદિ શિક્ષિત જાતોને અશિક્ષિત દુનિયામાં આપણે ઇતિહાસ સાચવી રાખ્યાની કીર્તિ આપીયે છીયે, તેમણે જ કેટલીક વાર પોતાની નિમકહલાલી અને આશ્રયદાતાઓ તરફ પોતાની ગુણજ્ઞતા બતાવવા જતાં એવી તો સત્યહરામી કરેલી છે કે જે સાધનો વડે જ આપણે અત્યારે સત્યાસત્યનુ જેવું તેવુંયે પારખુ કરી શકીયે ને સાધનોનો પણ તેઓએ નાશ કર્યો છે.

ત્યારે જૂનાગઢના રા'ઓ વિશેના અને એવા બીજા દુહા ' બદનજર, સોનાની હીરાજડિત કાંસકી, નિમકહરામી, ફાટફૂટ, શાપ, વગેરે કિસ્સાઓ દુહા કે બીજી કોઈ પદ્યરચનામાં ગ્રથિત હોય તે ઉપરથી એટલું જ કહી શકાય કે ગદ્ય કરતાં પદ્ય વધારે વિસ્તારમાં વધારે ઝડપથી પ્રસરે છે અને ઘણું વધારે લાંબુ આયુષ્ય ભોગવે છે તેથી કરીને પદ્યાત્મક દંતકથા આખી પ્રજા લાંબા વખત સુધી ઇતિહાસ તરીકે માને એવા સંજોગ ઉત્પન્ન થાય છે, અને આથી કરીને તે–વધુ નહીં પણ ઓછી વિશ્વસનીય ! અથવા આટલુ તો નિઃસંશય કે દંતકથાને જે પદ્યરૂપ દેહ મળતાં વિશેષ ફેલાવ અને દીર્ઘાયુ પ્રાપ્ત થાય છે, તેનામાં હકીકતના ચોક્કસાઈ વા વિશ્વસનીયતા વધારવા–જાળવવાના ગુણ, વા સિક્કા શિલાલેખ તામ્રલેખ અગર કોઇ પ્રકારનું લખાણ પાછળથી પોતાનામાં થતા ફેરફાર તુરત જણાવી દે એટલાં તો સાચાં હોય છે તેવી સાચાઈ પણ આરોપી શકાય એમ નથી. આ ઘાતક વિચારક્રમના ટેકામાં આપણા સાહિત્યના એક વિશિષ્ટ અંગ વિશે

ઈસારો કરવો પ્રાપ્ત થાય છે. મહાભારત, બુદ્ધની જાતક કથાઓ, અને યોગવાસિષ્ઠના સમયથી માંડીને આપણા સાહિત્યમાં બોધક દૃષ્ટાન્તનું સ્થાન કેટલું સર્વવ્યાપી અને ઉંચુ છે તે વિચારો. વળી દૃષ્ટાન્ત માત્ર કોઈ મોટા વિખ્યાત માણસને માટે કહેવામા આવતાં તેની ચોટ કેટલી બધી વધી જાય એ ખુલ્લુ છે. ભોજ અને મુંજ વચ્ચેના ભોજપ્રબન્ધમાં વર્ણવેલા બનાવ, રાજા અને તેના વારસને બલ્કે દરેક કાકાભત્રીજાને એટલા બધા બોધક છે અને એવા બનાવો ભોજ અને મુંજના નામથી અલંકૃત થતા એટલા તો અસરકારક બને છે કે એ કવિ–કર્તાએ દૃષ્ટાન્ત તરીકે જ કેમ દાખલ ન કર્યા હોય એવો સવાલ ઉત્પન્ન થવો સ્વાભાવિક છે, અને ગ્રન્થના બીજા ભાગોની અવિશ્વસનીયતા અને અસત્યતા આપણે જેમ જેમ વધુ સાબીત કરતા જઇએ, તેમ તેમ આવા ભાગો વિશેની શંકાઓ પોષાય છે. આની સામે દલીલ આવી શકે છે કે આ તો કોઇ માણસ એક બે વાર જૂઠું બોલતાં પકડાયો છે, માટે એની બધી વાત જૂઠી ગણવી એવું ધોરણ છે. " જૂઠી ગણવી " એમ કોઈ વજનદાર વિચારક કહે નહીં; સાચી જ એમ ન ગણાય, શંકાસ્પદ ગણાય, અને ઇતિહાસમાં તો નિર્વિવાદ અને ચોક્કસ બાબતો જ સંગ્રહાય, માટે ઈતિહાસમાં ના સંગ્રહાય, જ્યાંસુધી સ્વતંત્ર પુરાવાનો ટેકો ન મળે ત્યાંસુધી: કેમ કે દંતકથાનું એકલું પ્રમાણ લગભગ પ્રમાણ જ નહીં એટલું નબળું છે–એટલું જ વક્તવ્ય છે. વિશ્વસનીયતાને લગતી આવી સર્વ દલીલો ગુંચવણિયા પીંજણ જેવી લાગે તથાપિ એ સર્વ વાદવિવાદમાં જે મહત્વનો મુદ્દો મુખ્ય વાદવિષયનો છે તે **ઇતિહાસની ભાવના** છે. ત્હમને ગુમાન વહાલું છે વા સત્ય? ભૂલો થઈ ગઈ હોય તે જોવી, સ્વીકારવી, તે માટે પશ્ચાત્તાપ કરી વિશુદ્ધ થવું અને

ફરીથી એવી ભૂલો એવા પાપ ન થાય તેવું સામર્થ્ય મેળવવું—ત્હમારી પ્રકૃતિ આવી છે કે ના પામર ? સામાનું વિશેષ બળ જોવું, તેનું માપ લેવું, તેનાં કારણો તપાસવાં, અને આપણામાં એ બળ આવે તેના ઉપાય કરવા—ત્હમારી પ્રકૃતિ આવી છે કે ના પામર ? જૂના રીવાજો અને વારસામાં મળેલી સંસ્થાઓ વિજય અને સદોદિત ઉદયને પોષક છે કે ઉલટા પ્રકારના, તે વિચારવું, બનેલા બનાવોની ઝીણામાં ઝીણી ચોક્કસ વિગતોના આધાર વડે આ વિચારક્રમમાં નિર્ણય ઉપર આવવુ. અને નિર્ણય પ્રમાણે રીવાજો સસ્થાઓ આદિમાં ભાંગફોડ અને નવી રચના કરવી. જીર્ણ સળેલ તરુવર કાપવા. નીંદણ નીંદી નાખવું. નવાં શુદ્ધ બીજ વાવવાં.—ત્હમારી પ્રકૃતિ આવી છે કે ના પામર ? ઇતિહાસની ભાવના. જીવનકલહનાં હારજીત સાથે, અને પ્રગતિમય ઊન્નતિસાધક જીવનની ભાવના સાથે આ પ્રમાણે સંલગ્ન છે. અને **જેવી જે પ્રજાની—પ્રજાના આત્માની મહત્તા વા પામરતા તેવો તે પ્રજાનો ઇતિહાસ.**

**૪ કંથઠસ્થ સાહિત્ય અને સંસારચિત્ર.** ત્યારે દંતકથા અને કંઠસ્થ સાહિત્ય તો ઇતિહાસના "ઘઉંમાં કાંકરા"જ ? બેશક નહીં. વ્યક્તિગત અને નિશ્ચિત—કાલોપાધિ—મંડિત વિગતો—વંશાવલિઓ બનાવો, લડાઇઓ, ઘેરા. દુકાળો. ઉપદ્રવો. પ્રજાઓ અને જાતિઓ અને નાતોનાં ભ્રમણ, રાજ્યોની ફરતી સરહદો, ધર્મો અને પંથોના આચાર્યોની પરંપરા, વગેરે, અને તેમની સાલવારી ઈતિહાસનું કલેવર માત્ર છે. ઇતિહાસ—દેહ એ કલેવર વગર હોઈ શકે નહીં એટલું એ કલેવરનું ગૌરવ પણ છે. એ કલેવરની રચનામાં આ સાધન છેક નહીં જેવો ફાળો જ આપી શકે. પરંતુ ઈતિહાસ—દેહના માંસસ્નાયુ તો પ્રજાના ધર્મ, સંસાર, કલા, સંપત્તિ, અને તેને

ઉગતાં બંધારણો, સંસ્થાઓ, અને આચારવિચારની જમાને જમાને પલટાતી સ્થિતિઓ છે, અને આથી કરીને દંતકથાઓ અને કંઠસ્થ સાહિત્યમાં જે કાંઈ સંસારચિત્રો જળવાયાં હોય છે તેનું મૂલ્ય પ્રજાના સમગ્ર ઈતીહાસ માટેના આવશ્યક સાધનો તરીકે અનેરું આંકવું પડે એટલું બધું મોટું છે. રાજપૂતો અને ભીલોની, ચારણો અને કાઠીઓની સૈકાઓ સુધીની મિત્રતા, એ જાતિઓનો પરસ્પર સમભાવ, એમનું સંમિશ્રણ, અને એવા સંમિશ્રણમાં રાજપૂત અને ચારણની વધારે ઉમદા જીવનભાવનાઓના અધઃપાતને બદલે ભીલો અને કાઠીઓની જીવનભાવનાઓની સમુન્નતિ ગુજરાત કાઠીઆવાડના લાંબા પ્રજાકીય ઇતિહાસનો આ એક મહામૂલ્યવાન તંતુ છે, જે સૈકાઓ પર્યંત પ્રજાજીવનમાં વણાતો ચાલ્યો આવ્યો છે, અને આપણા દંતકથા અને કંઠસ્થ સાહિત્યરૂપ "દશમા વેદ" માં જ આપણને પૂરેપૂરો પ્રતીત થાય છે. આયર અને ચારણ જાતિઓમાં સ્ત્રીઓનું સ્થાન આ દશમા વેદની આરસીથી આપણે જેવું જાણવા પામીયે છીયે તેવું એ આરસી ન હુત તો આપણે કલ્પી પણ શકત નહીં. આ વેદના "દ્રષ્ટાઓ" મુખ્યત્વે એ જાતિઓની જ વ્યક્તિઓ હતા, એટલે તેમના પોતાના સંસારનાં એમણે પાડેલાં ચિત્રોની વિશ્વસનીયતા વિષે સવાલ જ રહેતો નથી. બ્રાહ્મણ, ચારણ, યતિ અને કોઈ પણ "સાધુ"ની હત્યાનો નિષેધ, અતિથિસત્કાર, સત્યપાલન, ટેક, રાજા વા ઠાકોરની પ્રજાપાલન વા લોકરક્ષાની ઉગ્ર ફરજ, આવાં કર્તવ્યોમાં જાન જાય તો પણ ધોાજ્યો એટલું જ નહીં પણ લેખાસર અને લેખાસર એટલું જ નહીં પણ એ જ જીવ્યું સાર્થક એ જ સ્વર્ગપ્રાપ્તિ એ જ અમર કીર્તિ,—એ પ્રકારનો બોધ આ અસંખ્ય અજ્ઞાત કલાકરો અને કવિઓએ દાયકે દાયકે સૈકાઓ પર્યંત કરેલો છે, અભણ પ્રજામાં

કર્ણેન્દ્રિયદ્વારા રેડયો છે, રેડયા જ કર્યો છે; અને આજે એ અડાબીડ વડલામાં એટલાં તો જાળા બાઝી ગયાં છે કે પાંદડાં કરતાં જાળાં જ વિશેષ જોવામાં આવે છે, તથાપિ બુદ્ધિનો અનિલ એને જરા પણ અડકતાં એ પાંદડાંઓમાંથી એ એક જ ધ્વનિ નીકળે છે, એક જ ધ્વનિ નીકળવાનો. આપણો આ વારસો આ પ્રકારનો છે તેનું મૂલ્ય ઇતિહાસ–કલેવર રચવાના વિકટ કાર્યને માટે ભલે ન જેવું હોય, પણ તેથી એ સમયે પણ ઓછું છે એવું મત કાંઈ દૃષ્ટિએ યોગ્ય નથી; ઇતિહાસ વિદ્યાના પોતાના શાસ્ત્ર અને રીલસુરી પણ એવા મતને સાફ અયોગ્ય ગણે છે.

**૫ કંઠસ્થ સાહિત્ય અને નીતિ**–દંતકથા અને કંઠસ્થ સાહિત્યને જૂના સંસાર ચિત્રોના નીતિબોધક ભાવનાપોષક અને કલાપ્રેરક ભંડાર તરીકે મૂલ્યવાન કહેનારને એક ટીકાનો વિરોધ ઉત્તર આપવાની જરૂર રહે છે. "પીઠો, ભોજો, અને વેજી"—એવાં આખ્યાન વિચારો. ભોજા કામળીયાની ગેરહાજરીમાં તેની ઘરવાળી વેજી તેનો દિલોજાન પીઠો હાટી પોતાના પાદર આગળથી વહ્યો જતો સાંભળી નોકરને મોકલી તેને ન્હોતરે છે, અને તેનો ભોજાપીઠાની દોસ્તીને બન્નેના મોભાને અને પોતાની સુઘડતાને દીપાવે એવો અતિથિસત્કાર કરે છે. પીઠો હાટી રાજપૂત છે અને ભોજો પણ મર્દ અને વીર છે, પીઠાથી ઉતરે એવો નથી, તથાપિ રાજપૂત તે રાજપૂત. વેજી પણ સ્ત્રીઓમાં રત્ન જેવી છે અને ખરી પતિવ્રતા છે તોપણ પીઠાની આ પ્રમાણે એક જ વાર ઓળખ થઈ તેની અસર એની ઉંડી હૃદયગ્રન્થીઓમાં કોણ જાણે કેવીય થાય છે, કે એક રાતે ઉંઘમાં ને ઉંઘમાં તે કંઈ આખું-અધું લવે છે, તેમાં પીઠાનો સ્પષ્ટ નામોચ્ચાર પડખે જાગતો ભોજો સાંભળી જાય છે. પત્યું: ભોજાને વેજી કાળજાની કોર હતી તથાપિ તે એ ક્ષણથી

બની ગઈ અણખપતી ! ભોજા-વેજીના આ પ્રસંગના સંવાદના દુહા આ સંગ્રહકર્તાએ સાંભળેલા જણાતા નથી.× ભોજાએ આપેલી વ્હેલમાં વેજી સાથે એક દાસી અને પોતાની હેલ લઇને માળિયે આવી; પાદરે નદી આગળ થોભી; પહેલે આણે પાછી સાસરે આવતી હોય એમ વસ્રાલંકાર સજ્યા; ચકચકિત હેલ ભરી લેઈ માથે મેલી; અને ધુમટો કહાડી ઠમકતી ચાલે આવીને પીઠા હાટીના દાયરા સામે જ ઉભી અને સૌ સાંભળે એમ બોલી:

" ઊજળમાંથી આવતી, મેં વાટે નથી કરી વ્હેલ,
હાટી, ઉતાર ને હેલ,-નકર નીસર પગહેઠથી પીઠિયા ! "

પીઠડે બીડું ઝડપતાં વાર લગાડી; વેજીનાં રૂપગુણયૌવનની તેને કીંમત ન્હોતી એમ નહીં; આવી હાકલ મર્દ અને તે પણ વીર એક જ રીતે સત્કારી શકે એટલી તેને સમજ ન્હોતી એમ નહીં; એનામાં વીરતા કે મર્દાની પૂરતી નહીં એમ તો નહીં જ: પરંતુ સખાધર્મને મોભધર્મ ગણીને. વીરધર્મના કોઇ એવા જ મોટા ધર્મ સામે સંઘટ્ટનમાં વીરધર્મને ગૌણ ગણે-જેનામાં ખરેખરી વીરતા હોય તે જ; દુનિયામાં કોઈ આનો અવળો અર્થ કરશે તો તેઓ જ ઝખ મારે છે એવી પોતાની વીરતાની જેને રૂંવાડે રૂંવાડે પતીજ હોય તે જ. પીઠડ અનુભવી હતો; સંસારમાં સ્નેહીઓ વચ્ચે પણ સમઝફેર અને વિરોધના સંજોગ બની આવે છે, તે વખતે સખાનો ધર્મ પાછો સંધી કરવાનો છે, બંનેને સાવ તોડી નાખતાં અટકાવવાનો છે, બેમાંથી એક એવું ડગલું ભરવા જાય કે પછી ગમે તેટલો પસ્તાવો થાવ તો પણ તે ડગલું ન ભર્યું ન જ થાય, તો

× મ્હને પણ હવે આટઆટલે વર્ષે યાદ આવતા નથી.

તેને બનતાં સુધી વારવાનો છે. લોક પોતાને માટે શું ધારશે તેનો પીઠે વિચાર જ ન કર્યો, વેજી મળે છે એ પોતાનો લાભ પણ એણે ન જ જોયો, વેજીને વારવા બનતુ મથન કર્યું. આમા જ્યારે તે હાર્યો, વેજી એકની બે નહીં જ થાય એવી જ્યારે એને ખાતરી થઈ, ત્યારે જ એણે વેજીને સ્વીકારી, ઉલ્લાસથી વધાવી લીધી. હવે ઊજળમામાં ભોજો પહેલી ઝાળમાં બોલતાં બોલી તો ગયો અને તે પ્રમાણે કરી બેઠો, પરંતુ વેજી પીઠાને ત્યાં ખરે જ ગઇ અને પીઠે પણ તેને ખરે જ સંઘરી, એમ જ્યારે એણે જાણ્યું, ત્યારે એ પશ્ચિમબુદ્ધિ વીરને કલેજે નવી ઝાળ સળગી. પ્રથમની રગેરગની મિત્રતા હાડોહાડ વેરમાં રૂપાંતર પામી. વેર લેવુ, પુરેપુરૂ લેવું, આખી દુનિયા એથી ગાજી રહે એવુ લેવુ, એ જ લગની ભોજાના ચિદાકાશમાં ગણગણી રહી. વખત જતાં, બનેલો કિસ્સો જૂનો થતાં તે જરાયે નબળી પડી નહીં. આટલો વખત જવા દીધો તે પણ ભોજે ઉત્તમ પ્રકારનું જ વેર લેવું એ ઉદાર નિશ્ચય દૃઢ કરવાને માટે. પીઠાને એકલ અને અચિંતો અને પોતાનો બચાવ નકરી શકે એવા સાણસામાં સપડાવીને પૂરો કરવો એ તો ભોજાને રમત વાત હતી. પણ એ પોતાની જાતને સહજ માર્ગ તો ન જ લેવો, પીઠાનો માત્ર ઘાત નથી કરવો, એને સામે મ્હોંએ જીતવો છે, એમ જ્યારે એ પોતાના મનને પૂરેપૂરૂ મનાવી શકયો, ત્યારે એ દ્વંદ્વયુદ્ધ માટે લગભગ એકલો—અને પોતે ધારે તે સંજોગોમાં જ યુદ્ધ થાય ત્યાં સુધી કોઇ જાણવા ન પામે એટલા સારૂ અતીતનો વેશ લઈ—માળિયે આવ્યો અને શિવાલયમાં ઉતર્યો. માળિયે હોય તે દર-મિયાન રોજ એક વાર આ શિવાલયે દર્શન કરવા આવવું એવો પીઠાને નિયમ હતો. પણ કોઇ કોઈ વાર તે એવા

કવખતે આવતો ક ત્યાં કાળો કાગડો પણ ન હોય. આવે વખતે પીઠો એકતાનથી સ્તોત્ર ભણતો હોય ત્યાં મીનીડગલે વાંસેથી આવી પીઠાને પૂરો કરવો અને તુરત કોઈ જ ન જાણે એમ પોબાર ગણવા, એ પણ ભોજાને રમત વાત હતી, એ મહાલાલચને પણ ભોજે જીતી. તે દરમિયાન ચકોર પીઠો ચેતી ગયો કે આ ચોર્વાશે કલાક શિવાલયમાં જ ગાળતો નવો અતીત ભોજો જ હોવો જોઇએ, અને એક દિવસ સ્તોત્ર ભણી રહી પાછો વળતાં તેણે અતીત પાસે જઇ વિવેક કર્યો: "ભોજા-ભાઇ, રામરામ." ભોજે પણ તુરત રામરામ કરી પીઠા પાસે યુદ્ધ માગ્યું, અને ભાણેજ પોતા સાથે હતો તેની તલવાર પીઠાને આપી પોતે પોતાની તાણી. પીઠો કહે, હા, હું ત્હારો ગુનાહ-ગાર છું, માટે પહેલા ઘાનો હક ત્હારો, તુ કર. ભોજો કહે, પીઠડભાઇ, આ ભોજો છે, બીજો કોઇ નથી, મારા ઘા પછી સામો માણસ ઘા કરી જ ન શકે, મ્હારો એક જ ઘા તે સામા માણસનો કાળ, માટે પહેલો ઘા ત્હમે કરો. ભાણેજ કહે, આ વળી નવું તૂત, કરોને ઘા, વાર લગાડો છો ત્યાં પીઠો કરી બેસશે તો મનની રહેશે મનમાં. પીઠો હસ્યો ને બોલ્યો, ના ભાઈ, અપરાધી પહેલો ઘા ન કરે. એક ઘાએ ત્હમે મ્હારો વધ કરી નાખશો તોપણ અજુગતું કંઈ નથી, માટે પહેલો ઘા તો ત્હમારે જ કરવો પડશે, હું કરનાર નથી. તથાપિ ભોજો અત્યારે ઉદારતામાં ભલભલા રાજપૂતને આટે એવો બની રહ્યો હતો તે બોલ્યો. હું પણ અબઘડી તો પ્હેલો ઘા નહીં કરું. જુવો, પીઠા, ત્હમે અહીં આવ્યા'તા દેવદર્શને. આ નીકળી પડશે એમ ત્હમને ખયાલ જ નહીં. માટે ઘેર કંઈ જરૂરી કામકાજ હોય તે પાછા વળીને થોડીવારમાં ઉકેલો, અને પછી યુદ્ધ માટે

જ આવો એટલે યુદ્ધ કરીશું. આ સાંભળતા ભાણેજના ડોળા તો આકાશે જઇને ચ્હોંટયા, પણ પીઠો કહેઃ હા ભાઈ, ઘેર કન્યાદાન દેવાનું ધર્મકાર્ય છે તેમાં સેો મ્હારી વાટ જોતા હશે. આવાં ધર્મકાર્ય માટે થોડી મહેતલ માગવામાં અપરાધીને પણ દોષ નથી, માટે ખરેખર રજા હોય તો જઈ આવું. ભોજો કહે, સુખેથી. પીઠો ગયો. અને ભોજાનો ભાણેજ જાણે મોતને જ ભાળતો હોય એવો થઈ ગયો. ભોજો કહે, છે શું ? ભાણેજ કહે, મામા ત્હમારી મત જ ઠેકાણે નથી એમ જાણતો હોત તો સાથે આવત નહીં. પીઠા જેવા દુશ્મનને અહીં દેવ સામે બેફામ સત્તરવાર ઉભો હતો તેવામાં ગમે ત્યારે ચોળી નખાત તે ત્હમે ન કર્યું. એ ત્હમને વર્તી ગયો ત્યારે ત્હમે વ્રત લઈ બેઠા અને કહ્યું પહેલો ઘા તો ન કરું. આ એણે રજા માગી તે પણ આપી. અને હવે જોતજોતામાં પાંચ પંદર માણસ આ શિવાલયને ઘેરી લેશે ને આંપણા પર તુટી પડી ચાંચડની જેમ ચોળી નાખશે. ભોજો કહે, ભાઈ રાજપૂતના વચનમાં ત્હને ભરોસો નથી, રાજપૂતોને પણ તું ત્હારા જેવા જાણછ, તેનો શો ઉપાય, મ્હને તો પૂરો ભરોસો છે. પીઠે કન્યાદાન દીધું, જાનને જમાડી, અને બનતી ઉતાવળે એકલો જ-વધારામાં પોતાની તલવાર સાથે જ-પાછો આવ્યો. તલવાર લેતાં વેજીએ તેને દીઠો, પાછા શીદ એમ પૂછયું, તો પીઠો કહે શિવાલયે, અને એટલા અણસારથી વેજી પણ ચેતી ગઈ, પણ એણે યે પાછળ કોઇને મોકલ્યું નહીં. માત્ર માળા લઈ "હર હર" જપતી બેઠી છે અને મ્હોં લેવાઈ ગયું છે, એમ કરતાં ઘડી બેઘડીમાં ત્યાં પીઠો આવ્યો અને હારે બે મેમાનને તેડતો આવ્યો, તેમને જોતાં વાત વેજીની નાડીઓમાં લોહી તો માય નહીં. પીઠો કહે આ બે નવા મેમાન,

વરરાજા અને આખી જાનથી યે વધુ મોંઘેરા છે, અને મ્હારા કરતાં યે તેજી એ ત્હારા જ મેમાન છે. તેજી ઘુમટા–ભરી ભોજાના અને ભાણેજના ઓવારણાં લેતી બોલીઃ ધન ઘડી ધન દહાડો. ભ્યો જરા બેસો કસુંબા કરો ત્યાં હું જ રસોઈ કરી નાખું છું. પીઠાને વચન પ્રમાણે અને એકલો પાછો આવેલો જોઈ ભોજા અને એના ભાણેજનું મન છેક જ ગળી ગયું અને વેરને ઠેકાણે આગળ કરતાં બમણી મૈત્રીની સર વછૂટી તેમાં તણાયા તણાયા એ તલવારો મ્યાન કરી પીઠાને ઘેર વહ્યા આવ્યા.

ઉતર્યું અફૂડના થડ એક જ થૈ
નૈં મળે મૈથડના વેગજ્યું રહેશે વેજી ભણે.

આ પ્રમાણે અરાજપૂત પણ જાતવાન જાતો રાજપૂત જાતની સાથે જ એક ભાવના થડમ ભળે છે, જ્યારે બીજી જાતો ઘણી ય રણુપારથી આપણા દેશપર ચ્હડી આવેલી છે, જેનાં એ ગજાં નથી.

હવે કંઠસ્થ સાહિત્યની નીતિ અનીતિના સવાલનો ફૂડચો. એ સાહિત્ય નીતિનો બોધ કરે છે કે નહીં, તે કેવી નીતિ, એવા પ્રશ્નોનો નિકાલ આવાં આખ્યાનને મધ્યબિંદુમાં રાખીને કરવો ઠીક પડશે. ભીલ–કોળી–કાઠી નીતિ કરતાં રાજપૂતનીતિ ચ્હડે અને નીતિ એક છે સર્વમાન્ય છે ભીલ–કોળી–કાઠી–રાજપૂત એવા ભેદ નીતિ વિષયમાં હોય નહીં, જે ખરી નીતિ તે જ ભીલ–કોળી–કાઠી રાજપૂત સર્વને એક સરખી માન્ય હોવી જોઈએ, એ બોધ આ કંઠસ્થ સાહિત્યનાં અસંખ્ય કવનો નાના પ્રકારે કરી રહ્યાં છે. આ ચિત્રો તમામ પાકા રંગનાં છે; તેમનામાં ખૂણે ખોચરે પણ કોઈ રેખા નથી દૂચર્થી, નથી વ્યર્થ, નથી અસ્પષ્ટ; પ્રકાશ અને છાયા જ્યાં છે ત્યાં ઘેરા અને સમભાવી શ્રોતાના હૃદયને આરપાર પોતાથી ભરી દે એવા છે; અને બનાવોને સાંકળતા સંધિ

પણ એવા નથી કે કાટ કે વખત વ્હેતા નીપજતો કોઇપણ વિકાર તેમનું બલ હરી શકે.

બીજી જાતનાં આખ્યાનો લઈયે. આ સંગ્રહમાં એકથી વધારે વાર્તામાં વરરાજા ચોરીમાંથી જ ક્ષત્રિયધર્મ બજાવવા ચાલી નીકળે છે અને રણક્ષેત્રમાં ખપી જાય છે એટલે બીચારી કોડીલી કન્યાના કોડ કોડને ઠેકાણે રહે છે અને તે સતી થાય છે. વ્હડતા લોહીના સુખભોગને પ્રજાપાલન ધર્મની હાકલ થતાં તરછોડવા જ યોગ્ય છે, પ્રેમ અને જોબન માણવા યોગ્ય, ધર્મથી ચોરીમાં ગંઠાયેલ દમ્પતીને માટે, તથાપિ વીરધર્મ એથી મોટો એવા બોધના સંબંધમા બે મત સંભવતા જ નથી.

ત્રીજી જાતનાં આખ્યાનો જુવોઃ જેમાં આદર્યાં અધૂરાં રહે વિધિ કરે સો હોય,” એ જ સાર નીકળે છે; અને આપણા કવિઓ એવા સંજોગોમાં નાયક અને નાયિકાને પૂરબહારમાં ચિત્રીને કરૂણરસની પરિસીમા આણે છે. આવાં આખ્યાનો પણ આ સંગ્રહમા અનેક છે, તેમાંથી ફલિત થતી-“માણસે વિશ્વક્રમમાં પોતાનું સ્થાન જાણવું અને દૈવ જે ભીતાડે તે સાહન કરવું.” એ નીતિ વિશે પણ બે મત સંભવતા નથી.

સારાંશ કે આવા સાહિત્યના સંબધમાં, અથવા તો સાહિત્ય અને કલાના આખા પ્રદેશ વિશે નીતિનો સવાલ જ્યારે જ્યારે આગળ કરવામાં આવે ત્યારે ત્યારે મોટે ભાગે સમજફેર, જીવંત કલ્પનાશક્તિની ઓછપ, અને ખોટા ગ્રહ જ તેના મૂલમાં હોય એમ મ્હને તો લાગે છે. જમાને જમાને પરિસ્થતિ બદલાય છે અને તેની સાથે મરદની મરદાની અને સ્રીના સ્રીત્વ વિશેની આપણી ભાવનાઓ મુદ્દે એ ને એ રહે તથાપી વિગતે બદલાતી આવે છે, અને સામાન્ય રીતે વિગતોમાં જ ગુંચવાઈ રહેતી આપણી

બુદ્ધિ અને કલ્પના મુદ્દા સુધી પહોંચી શકતી નથી. મહાભારતના શકુન્તલોપાખ્યાનમાં શકુન્તલા દુષ્યન્તના દરબારમાં જઇને કેવી રીતે વર્તે છે. અને કાલિદાસના નાટકમાં શકુન્તલા કેવી રીતે વર્તે છે. એ બેનો મુકાબલો કરી જુવો. ભારતીય આખ્યાનની શકુન્તલાના વર્તનમાં અનીતિ છે શું? બોજો વેજીને કહે છે આ ક્ષણથી હું મને અણખપતી ત્યારે તે જુદા વાતાવરણની વેજી હાલની વેજીની માફક વર્તતી નથી,–"રોઇ રોઇ રાતી આંખડી, ખૂટયાં આંસુના નીર" અથવા "भगवति वसुधे देहि मे विवरं" એમ ઢગલો થઇને પડતી નથી, અને આખ્યાનકાર કવિને બંધબેસ્તો ચમત્કાર યોજીને વાર્તાને આગળ ચલાવવાની ફરજ પડતી નથી–વેજી પોતાનો માર્ગ પોતાની મેળે કરે છે, અને તે એવી રીતે કે એ એનું આચરણ આપણા જમાનામાં આપણી ઉચ્ચ વર્ણોના રીતિ રિવાજ પ્રમાણે અનીતિ-મય પણ લેખાય અથવા સ્રીનીતિના જ્વલન્ત નમૂનારૂપ ન લેખાય પણ તેથી શું? સાહિત્ય અને કલાના નીતિ અને બોધ આપણે તે તે જમાનાની તથા વ્યક્તિઓની તાદૃશ પરિસ્થિતિની વિગતોને ઘટતું વજન આપીને જ તોલવાનાં છે. આ આપણે ન કરીએ–ઘણીવાર નથી કરી શકતા, આપણી પોતાની બુદ્ધિ અને કલ્પનાની અશક્તિને લીધે; પરંતુ તેમાં ખરા દોષપાત્ર આપણે છીએ.

બેશક, વેજી મૂલ પતિએ છાંડેલી બીજાને જાય છે તે પ્રમાણે ઉપર ટાંકેલા પ્રાચીનતર વૈદર્ભી અને શકુન્તલાના દાખલાઓમાં છે નહીં. વેજીનું આચરણ આપણને ઘણું વધારે ઉગ્ર લાગે જ પરંતુ પ્રાચીનતર વૈદર્ભી અને શકુન્તલાનાં આચરણ આપણે તેમની તે સમયની પરિસ્થિતિ અને જે સમુદાયની તેઓ વ્યક્તિઓ હતી તે સમુદાયના રીતરિવાજ પ્રમાણે તોળવાનાં છે, તેમ વેજીનું આચરણ પણ આપણે તેણીની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને તોળવાનું છે.

અનીતિ નામે ન હોય કે અનીતિનુ સૂચન પણ ન હોય એવાં ચિત્રો આલેખે તે જ સાહિત્ય ખરૂં સાહિત્ય, તે જ બોધક સાહિત્ય એવું ધોરણ તો છેક જ અશાસ્ત્રીય અને અનૈતિહાસિક ગણાવું જોઈયે. ભીમ રણક્ષેત્રમાં દુઃશાસનનુ રૂધિર ખોબે ખોબે પીએ છે, અને એ રૂધિરવડે દ્રૌપદીનો ચોટલો પણ હોળે છે: યુધિષ્ઠિર જાણતો હતો કે જે અશ્વત્થામાં મુવો તે એ નામનો હાથી માણસ નહિ, છતાં નરો વા કુંજરો વા કહે છે; આ પ્રમાણે પોતે બોલશે કે દ્રોણાચાર્ય પ્રાણત્યાગ કરશે. પોતાના જ સત્યવાદીપણા માટેના દૃઢ વિશ્વાસથી એવું યુધિષ્ઠર ચોક્કસ જાણે છે તથાપિ તે આ વખતે આમજ બોલે છે: વગેરે અનીતિના વધુ ઓછા ઉગ્ર બનાવો ઉંચામા ઉંચા સાહિત્યમાં આવે છે. સર્વ દેશોના દરેક જમાનાના સાહિત્યમાં આવે છે. જડ અને હઠીલા અને મતાન્તર-ક્ષમા કે ઐતિહાસિક ઉદાર દૃષ્ટિ જેમને શક્ય જ નથી એવા સુગા-ળવા પ્યૂરિટનો (puritan) આ ઉપરથી જમાને જમાને પોકારી ઉઠે છે કે નાટકો એ બદી છે, રંગભૂમિઓ બંધ કરો, કવિતા અને કલામાત્ર વિલાસ છે એટલું જ નહીં પણ અનીતિમય અની-તિપ્રસારક વિલાસ છે, જેની લોકપ્રિયતાનું પ્રમાણ તે આપણા સમાજની અધોગતિનું જ માપ છે; અને ટોલ્સ્ટોઈ અને પ્લેટો જેવા પ્રતિભાવાન લેખકો પણ કોઈ કોઈ વાર અકળાઈ જઇને શાસન છોડે છે કે નાટકકાર, સંગીતાચાર્ય, કવિ આદિ વ્યક્તિઓ જ સદ્ગતિને બદલે અસદ્ગતિને પોષનારા છે, તેમને નાતબ્હાર મુકો દેશપાર કરો વગેરે. પરંતુ આવાં શાસનોનો જનસમાજની સામાન્ય સમજ કદાપિ સ્વીકારતી નથી, કદાપિ સ્વીકારશે નહિ. જનસમા-જની સામાન્ય સમજ જાણે છે કે આવાં શાસનો સાહિત્ય અને કલાને ઉગ્ર અન્યાય કરે છે. પ્રાચીન ગ્રીસની દેવસૃષ્ટિ (mythology)માં

સાહિત્ય અને કલાની અધિષ્ઠાત્રી શક્તિઓને દેવીઓ નહીં પણ દિવ્ય સુંદરીઓ કલ્પેલી છે; આપણી દેવસૃષ્ટિની પરિભાષામાં કહિયે તો તેઓ બ્રહ્મા વા સરસ્વતીની પદવીની નથી, પણ એ દેવ વા દેવીની વિભૂતિઓ છે; પૂજ્ય અને સાથે ભોગ્ય પણ છે; સર્વભોગ્યા અને તો પણ પવિત્ર છે; દેવીઓ નહીં પણ અપ્સરાઓ છે; અને આબાલવૃદ્ધ-મોહક, નખરાંબાજ, માયાવી અપ્સરાઓ હોવા છતાં નિષ્કલંક અને પૂજનીય છે.

તા. ૨૭-૩-૧૯૨૨

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર



" લેજો લ્હાવો લોક, આજ હુંયે માંડી હાટડી;
ફેરો નથી જ ફોક, વકરો વ્હાલાંને મળ્યે. "

# કાઠિયાવાડની

# જૂની વાર્તાઓ



## છેલ જરાર ને રાણી સુમના

"छेल जरारहिको चित्त चाहि,
मोह मोमना चापर छाई."

પ્રવીણ સાગર

કુચ્છમાં કેરાકોટ નામે કિલ્લો છે. ત્યાં મૃગતમાસી નામે રાજા રાજ કરતો હતો. આ રાજાના દરબારમાં વખાની મારી તેની બેન પોતાના બે નાના પુત્રો ને એક પુત્રી સાથે આવીને રહી હતી. આ તો વાની મારી કાયસ આંહીં છે એમ ગણી રાજા બેન તથા ભાણેજોને ઘણા જ પ્રેમથી રાખવા લાગ્યો. રાજા પાકટ વયે પહોંચ્યો છે. છતાં તેને પુત્ર કે પુત્રી કાંઇ સન્તાન નથી ને આમ દુઃખણી બેન તથા ભાણેજ પોતાને ત્યાં આવી રહ્યાં છે તેથી તે પોતાનું અહો-ભાગ્ય માને છે. ભાણેજ મોસાળમાં ઘણાં જ લાડથી ઉછે-

રાય એવી આર્ય લોકની પ્રથા પડી ગઈ છે, તેમાં વળી નિઃસન્તાન મોસાળે તો મામા મામીઓ ભાણેજને ઝુલાવી ફુલાવી ફલાવી રમાડીને બહુ જ લાડ લડાવે એમાં કાંઇ નવાઈ નથી. રાજા મૃગતમાસી પોતાના ભાણેજ ઠેબા અને જરારને જ્યાં જાય ત્યાં સાથે ને સાથે જ રાખી ઉછેરવા લાગ્યો. ખુદ રાજા આ પ્રમાણે તેમને ઝુલાવે ફુલાવે રમાડે ને મોંઘા કરે તો પછી રાણીઓ અને રાજ્યપુરુષો તેમનાં વધારે ને વધારે અછો અછોવાનાં કરે એમાં શી નવાઇ?

ચાલાક ને જીવરાં છોકરાં હમેશાં સૌને બહુ જ વ્હાલાં થઇ પડે છે. ઠેબા તથા જરારમાં ઠેબો મોટો ને જરાર નાનો હતો. ઠેબો સ્વભાવે કંઇક ખુઠો ને અતડો હતો. થોડો ઈર્ષાળુ ને પાખંડી પણ ખરો; શૌર્યથી ભરપૂર ખરો પણ કોમળ સૃષ્ટિની કીમત કરી યાહોમ ઝુકાવનાર નહીં. કંઇક દગલબાજ ને સ્વાર્થી. આ બાજુએ જરાર સર્વગુણસંપન્ન હતો. નાનપણથી બંનેને રાજા મૃગતમાસી સાથે ઉછેરતાં છતાં બંને ભાઇની પ્રકૃતિમાં ફેર ઝાઝો પડયો. જરાર ઉદાર વીર થયો. મોટમનો મોજીલો થયો. કોમળ સૃષ્ટિનો સાચો પારખુ થયો. પારકા માટે માથું મૂકતાં જરારને જરા વાર ન લાગે. કોઇનું ભલું થતું હોય તો પલવારમાં સ્વાર્થનો ત્યાગ કરવામાં જરાર પાછું વાળી ન જુએ. ગમે તેવું જોખમ વોરવામાં, કષ્ટ સહેવામાં, તે કદી પણ પાછી

પાની નજ ભરે. જરાર વચન પાળનાર હતો; ટેકી હતે વીરમર્દ હતો. ઘરડો મૃગતમાસી રાજસભામાં, રાજકામ કાજમાં, ભાણેજોને સાથે રાખી નિપુણ બનાવવા લાગ્યે ભાઇનું આવું મોટું મન તથા ઉત્તમ વર્તન જોઈ બેન કુંવર પોતાનું દુઃખ વિસરવા લાગી. મામે ઠેબાને લશ્કરનો ઉપ બનાવ્યો ને જરારને રણવાસમાં કામકાજ પર રોક્યો.

એક દિવસ રાજા મૃગતમાસી કચેરી ભરી બેઠા બંને ભાણેજ, પ્રધાન અને અન્ય રાજપુરુષો પણ કચેરી સૌ સૌને સ્થાને બેઠા છે. ચારણો, ભાટો, બંદીજનો ગુ ગાન કરી રહ્યા છે, આનંદ આનંદ આખી કચેરીમાં વ્યા રહ્યો છે, તેવામાં ત્યાં રાજબાગના માળીએ આવી બે હા જોડી કહ્યું કે:—

સોના શીંગી રૂપા ખરી રે—ખરી રે,
એની કોટમાં ઘુઘર માળ;
રૂડો મરઘલો દૂર દેશનો રે—દેશનો રે,
કરે નિત્ય વાડીમાં રંજાડ;
આજ એને તો પૂર્યો આંપો દઇને રે-દઇને.

હે રાજા, સોનાજડિત શીંગડીને રૂપાજડિત ખ વાળો એક રૂપાળો નાજુક મૃગલો, વળી જેના ગળામાં ઘુઘ માળ નાંખી છે એવો, હમેશાં આપણી વાડીમાં આવી ફૂલનો ચારો કરી જાય છે. પણ આજ તો મેં તેને બાર

બંધ કરી પૂરી દીધો છે. તે મૃગલો વાડીમાં હમેશાં ઘણું જ નુકસાન કરી જાય છે ને હું આપને માટે માળા કે ગજરા બનાવી લાવી શકતો નથી.

માળીનું આ કહેવું સાંભળી સર્વ સભાજનો સ્તબ્ધ થઇ ગયા. આ મૃગ કંઇ જંગલી મૃગ નજ હોવો જોઇએ. પણુ જેમ સીતાને અજાયબ જેવો મૃગ મળ્યો હતો તેવો જ આ મૃગ લાગે છે. માટે ચાલો તો આપણે તેને જોવા જઇએ એમ કહી રાજા બોલ્યોઃ—

ગમાર પાલક એનો ગામડુ રે ગામડુ,
હશે ઇ માયા મહીં મસ્તાન સોઃ
બાંધ્યો ન ખવરાવે એને બાજરો રે બાજરો,
કાંતો હરાયો એ બે હેવાન સોઃ
આજ તો અંત એનો આપણે આણુશું રે આણુશું.

ખરેખર, એ મૃગનો રક્ષક કોઇ લોભીને મૂર્ખ ગામડીઓ હશે કે જે પોતાના પૈસાના જોરથી છકી જઇ મૃગને આ પ્રમાણે છૂટો મૂકે છે ને પારકું ચરાવી દે છે. કાં તો ઘેર બાંધી રાખી તે મૂર્ખ તેને બાજરો નહીં ખવરાવતો હોય, અગર તો તે મૃગ પારકાનું ચરી ખાવામાં ટેવાઈ ગયો હશે. ભલે જે હોય તે ખરૂં પણ આજ તો તે મૃગનો જીવ આપણે લેવોજ.

તેણે આખી વાડી ઉજડ કરી નાંખી. હાલમાં કોઇ ફુલ ખુલ પણ પામતું નથી. આમ બોલી ઘોડા મંગાવી બંને

ભાણેજ સાથે રાજા ચડી સ્વારીએ વાડીએ આવ્યા. રાજ ધર્મ પ્રમાણે મૃગને બાંધી મારવામાં મહીર્ષિ નથી પણ પાપ છે, તેથી માળાને કહ્યું કે "મૃગને છુટો મૂકી દે." માળીએ તર્તજ તેમ કર્યું ને આગળ મૃગ ને પાછળ સ્વારોનું ટોળું ધસી રહ્યું. મૃગ તો સપાટ પ્રદેશ વટાવી જંગલમાં દાખલ થયો. રાજા તથા બધા સ્વારો પ્રચંડ તાપથી થાકીને લોથ પોથ થઇ ગયા; તેથી મૃગની પાછળ જવાનું માંડી વાળી ત્યાં અટક્યા. મર્દ જરારને તે ગમ્યું નહીં. લીધી વાત, કરેલ સંકલ્પ, વૃથા ન જ થવા દેવાં એવા મક્કમ મનનો તે હતો. "હું તો એ મૃગને માર્યા પછી જ ગામમાં દાખલ થઇશ" એમ બોલી તેણે મૃગની પછવાડે પૂરપાટીએ મારી મૂક્યાં. ફલંગપર ફલંગ દેતો મૃગ આગળ ધસ્યો જાય છે તેની પછવાડે ઉગામેલ ભાલે સ્વાર પણ "આ લીધો લીધો" માની પૂરપાટીએ ધસી રહ્યો છે. પણ મૃગ મરાતો નથી ને બંને વચ્ચે હવે વધારે અંતર પડવા માંડયું છે. આ જોઈ જરારે પોતાના ઘોડાને ઠપકો દેતાં કહ્યું:—

કાબો પાસે હું તો હારશો રે હારશો,
તેતો વીજળી તેજણ કેરી કુખ સો:
પેલી તલપેરે મરઘા મારતે રે મારતે,
મારા મામા કેરી જ સનમૂખ—સો:
પણ આ પાજબ રાખ્યો તે પછી પામશ રે પામશ.

હે, ઘોડા જો કે તું તદ્દન કાળો છો, પણ તું ટારડાં ઘોડાની જાતનો નીવડયો; ખરેખર તેં તો તારી જાતવંત મા તેજણુની કુખને લજાવી. કારણ કે જો તું ખરેખરો જાતવંતો હોત તો તો મેં મારા મામાની જ સન્મુખ તે હરણુને માર્યો હોત, પણ હે અબુજ પ્રાણી, તેં મને આમ પાછળ રાખ્યો, અને મને ભોંઠપ વેરાવી.

આ પ્રમાણે પોતાના સ્વાર જરારે પોતાને ઠપકો દીધો તે પોતાથી ન સંખાયો હોય તેમ અને પોતા પર જાણે તલવારનો ઝટકો પડયો હોય તેમ જરા તપી જઈ તે ઘોડે જવાબ દીધોઃ—

તાંણીને બાંધો રે જરવા તંગડો રે—તંગડો,
અને જરા ઢીલી મેલોને લગામ—લો:
પછી પેલી રે તલપે એ મરઘો મારજ્યો રે મારજ્યો
લેજ્યો મોઢે મામા કેરૂં ઇનામ—લો:
હિંમ્મત તો રાખોને જરવા રૂદિયે રે રૂદિયે.

હે જરાર, મારો તંગ મોળો પડી ગયો છે તેને નીચે ઉતરીને તાણી બાંધ અને મારા મોંનું ચોકડું તું તાણી રાખ છ તે ઢીલું મૂકી દે; અને પછી જો કે પેલી જ ફલાંગે આ નાસી જતા મૃગને તું મારી શકછ કે નહીં અને મામા મૃગતમાસી પાસેથી ઇનામ મેળવછ કે નહીં.

ઘોડાનું આ બોલવું સાંભળી જરારે નીચે ઉતરીને ઢીલો પડેલ તંગ તાણી બાંધ્યો. પછી ઠેકડો મારી સ્વાર

થયો ને લગામ તદ્દન ઢીલી મૂકી દીધી. ઘોડો તો તુર્તંજ પવનવેગે ઉડવા લાગ્યો ને આગળ ધસી જતા મૃગને એક પળમાં તો 'લીધો આ લીધો' થઇ રહ્યું. જંગલ ને ઝાડી વટાવી મૃગ બહાર ખુલ્લા પ્રદેશપર આવ્યો. સ્વાર પણ તેની પછવાડે જ લાગ્યો હતો. આમ કરતાં તેઓ ઉરણ ગઢની સીમમાં દાખલ થયા. મૃગ હજુ તો પોતાની વાડી નજીક પહોંચે છે ત્યાં તો પાછળ ધસતા જરારે પોતાનો ઉગામેલ ભાલો તેના કોમળ અંગમાં ખોસી દીધો. આ દૃશ્ય એ વાડીમાંથી બે કન્યાઓ જોઈ રહી છે. એક અઢાર ઓગણીશ વર્ષની છે ને બીજી સોળ વર્ષની સુંદરી છે. મૃગ ધબ દઇને ધરણીએ ઢળ્યો કે તે નાની કન્યાના હૃદયમાં આંચકો લાગ્યો; પણ તે સ્વારની મુખમુદ્રા અને અંગ એવાં તો સુંદર તથા આકર્ષક હતાં કે મૃગ ધબ દઇને ધરણીએ ઢળ્યો તે ધબકારો અને પોતે જ એ મૃગને પાળી પોષી ઉછેર્યો છે તે વિચાર તેના હૃદયપર ક્ષણવાર પણ ટક્યા નહીં. વિજળીનો ઝબકારો જેમ પલવારમાં આખા કાળા જગતને તેજોમય બનાવી દે છે, તેમ તે સ્વારથી તેના હૃદયમાં કોઈ અજબ જ્યોતી પ્રકાશી ઉઠયો. મોટી કન્યા સુંદર હતી પણ તેનાં નયનમાં ગમારપણું હતું. તેને તો આની ઝાઝી અસર ન થઈ. તે તો કોઇ મૂર્ખ સ્વારે મૃગને માર્યો; કોઇ શિકારીએ એની ખબર લેવી જોઇએ એમ લવવા લાગી. મૃગ તો નીચે પડયો છે. તેના શરીરમાંથી

પુષ્કળ લોહી વહી ખાબડાં ભરાયાં છે. માણસો ત્યાં ભેગાં થઇ ગયાં. કોઇ સ્વારને ધિક્કારવા લાગ્યું તો કોઇએ કહ્યું કે હે મૂર્ખ શિકારી તેં આ મૃગને મારી અમારી મુમના બાનું ઘણું ભુંડું કર્યું; ત્યાં કોઇ કહે કે રાજા પ્રાગમલજીનો તું મોટો ગુનેગાર થયો, માટે ઉતર નીચે ને ચાલ દરબારમાં; પણ જરાર કોઇને લેખવતો નથી ને હસે છે. આ જોઇ એકે કહ્યું:—

મોર ફુટતો રૂપે માધવો રે માધવો,
ઝાઝું રાખે આ જુવાનીનું જોર લો;
મૃગ તો માર્યો રે મુમના બાઇનો રે બાઇનો,
છો તું અમારા રાજનો ચોર લો;
છોટી ઉમરનો છોકરો બબાબલો રે.

આ જુઓને, હજુ તો મૂછનો દોરો મોંએ ફુટે છે. ને રૂપમાં તો જાણે માધવો નળ પંડે જ હોય નહીં શું! પણ બહુ મિજાજી લાગે છે, ને ઉગતી જુવાનીનું ઝાઝું જોર રાખે છે. અરે, તેં અમારી મુમના બાઇના મૃગને માર્યો છે, અને તું અમારા રાજા પ્રાગમલજીનો ચોર છો. ઉમરે તો નાનો છે, પણ છોકરો અટક્યાળો દેખાય છે.

પોતાની વ્હાલી મુમના બાનું આમ અહિત કરનારને ગામ લોક તિરસ્કારી રહ્યાં છે, ત્યાં તો તે વાડીમાંથી એક દાસી નામે લવંગિકા ત્યાં આવી. મુમના બાની આ વ્હાલી દાસીને

જોઈ સૌ દિલગીર થયાં, તથા હવે શું થશે એ જોવા વિસ્મિત થઇ ઉભાં રહ્યાં. પણ લવંગિકાએ તો સ્વારને ઠપકો ન દેતાં ગામ લોકને કહ્યું કે "બાઇએ કહાવ્યું છે કે ભલે મૃગ મૂઓ. આ વીર મર્દને કોઇ ન સતાવતાઃ એનું અપમાન કોઈ ન કરતા. એને રાજગઢમાં લઈ જઈને ઉતારો આપો."

પોતાની વ્હાલી સુમના બાનું આ પ્રમાણે અહિત કરનારને ગામલોક ધિક્કારી રહ્યાં છે. ત્યાં તો લવંગિકાનું ઉલટું આમ સ્વાગતભર્યું વલણ તથા બોલવું થયું તેથી સર્વ લોક મુગાં થઇ ગયાં ને તે સ્વારને કોઇ સલામ કરવા તો કોઈ તેના ઘોડાની લગામ ઝાલી રાખવા માંડયું. આ પ્રમાણે ચાલી રહ્યું છે ત્યાં તો રાજા પ્રાગમલજી પંડે ત્યાં આવ્યા ને તે સ્વારને કહ્યું:—" હે વીર યુવાન, તેં વિનાકારણે મારી વ્હાલી પુત્રીના આ મૃગને મારી ઘણું ખોટું કામ કર્યું છે. તું અમારા રાજનો ગુનેગાર છો. પણ ભાઇ તારૂં મુખ જોતાં તું કોઈ રાજબીજ લાગ છ. તો હવે તને મારે શું કહેવું ? અમારે અમારા રાજધર્મ પ્રમાણે તારો આદર સત્કાર કરવો જોઇએ. માટે ચાલ રાજગઢમાં." રાજા પ્રાગમલજીનાં આવાં વિવેકભર્યા વચનો સાંભળી તથા જે સુંદરી સુમના માટે પોતે ઘણું સાંભળ્યું હતું, જેનાં દર્શન કરવા પોતે તલસી રહ્યો હતો તથા જેનો જાપ વગર જોયે પોતે છુપો જપ્યા

કરતો હતો તેનું અહિત પોતાને જ હાથે આમ થયેલું જાણી જરાર જંખવાણો પડી ગયો. તે તો બોલ્યા ચાલ્યા વિના અશ્વ પરથી નીચે ઉતરી વૃદ્ધ પ્રાગમલજીના ચરણમાં માથું નમાવી, પછી અદબ વાળી ઉભો રહ્યો. યુવાનનો આવો વિનય જોઈ પ્રાગમલજી પણ ખુશ ખુશ થઇ ગયા. એના મનમાં આવ્યું કે " આ વીર યુવાન સાથે મારી લાડકવાઈ મુમનાનું લગ્ન થાય તો કેવું સારૂં ! પણ કથુરા આડી છે. મોટીને પહેલાં ઠેકાણે પાડવી જોઇએ. હશે જોશું શું થાય છે તે." વળી યુવાન સામું જોઇ તેણે તેને પૂછ્યું " ભાઇ તું કયાં રહે છ ? તારૂં નામ શું ? " " મુરબ્બી, મારૂં નામ જરાર, હું કેરાકોટના રાજા મૃગતમાસીનો ભાણેજ છું. મારા મામાની વાડીમાં આ મૃગ હમેશાં આવીને રંઝાડ કરી જતો ને એક પણ ફુલ રહેવા દેતો નહોતો. તેને ફુલજ ચરવાનો હેડો લાગી રહ્યો હતો; માળી હમેશાં આવીને ફરિયાદ કરતો. અમો તેની પછવાડે પડયા. હું તેની પછવાડે ઠેઠ સુધી લાગ્યો ને આ પ્રમાણે તેને આંહીં મારવાને શક્તિવાન થયો. " યુવાનનું આ બોલવું સાંભળી રાજા પ્રાગમલજી તો વિસ્મયમાં ગરકાવ થઈ ગયાઃ કારણ કે કયાં ઉરણગઢ ને ક્યાં કેરાકોટ ! બંને વચ્ચે સો ગાઉનું અંતર ને હમેશાં મૃગ ત્યાં જાય ફુલ ચરે ને તેની ખબર પડતાં યુવાન તેની પછવાડે થાય અને અન્તે આટલી વિકટ મજલ કરીને આ મૃગને હણે,

એ તો ખરેખર વિચિત્ર બીના છે. મગજમાં ન ઉતરે એવી વાત છે. પણ આ યુવાન ખરો મર્દ અને ટેકી છે; માટે અસંભવિત નથી. હશે જે થયું તે ખરૂં. આમ મનમાં લાવી પ્રાગમલજી તેને લઇ રાજગઢમાં આવ્યા. દાસી લવંગિકાએ વાડીમાં જઇ આ સર્વ વૃન્તાત કથુરા તથા મુમનાને કહ્યા. વળી આનંદથી ઉભરાઈ તેણે વધારે કહ્યું કે " બેન એ તો કોઈ રાજપુત્ર છે. એનું નામ જરાર. એનાં રૂપ, ગુણ, યૌવન વિષે આપણે ઘણુંય સાંભળ્યું છે." જરાર નામ કાને પડતાં મુમનાના હ્રદય પર કાંઇ મીઠા ઉછાળા ઉછળવા લાગ્યા. જે પ્રેમીને પોતે રાત દિવસ ઝંખી રહી હતી તેનાં દર્શન આમ સહજ થયાં તેથી તે પ્રભુનો પાડ માનવા લાગી; પણ ગમાર કથુરા તો તે તરફ તદ્દન બેદરકાર જ રહી. તેના હ્રદયમાં જરાય ઉત્સુક્તા આવી નહીં. બાલાઓ ત્યાંથી ઉઠી રાજગઢમાં આવી. રાજા પ્રાગમલજી કોઈ પણ રીતે જરાર સાથે પોતાની વ્હાલી દીકરી મુમનાને વરાવવા માગતા હતા. પણ તે કેવી રીતે બને ? પછી વાતવાતમાં શંકા કાઢી તેણે કહ્યું:—" હે યુવાન, તું કહે છ કે કેરાકોટની વાડીમાં આ મૃગ હમેશાં ફુલ ચરી જતો પણ તે વાત મારે ગળે ઉતરતી નથી. " પોતાની વાતમાં રાજા શંકા લાવે છે. જાણી જરાર જરા તીખો થઈ ગયો ને બોલ્યોઃ—" રાજાજી, આ મૃગનું પેટ ચીરી જોશો તો તાજાં ફુલનો કુચો ત્યાં હશે. જો તે ખોટૂં

ઠરે તો માારૂં માથું કુલ." ત્યારે રાજા પ્રાગમલજીએ કહ્યું કે " જો તે ખરૂં ઠરે તો મારી બે પુત્રીમાંથી એક તને આપું." આ પ્રમાણે નક્કી કરી તે મૃગનું પેટ ચીરાવી જોયું તો અંદરથી સુવાસિત તાજાં ફૂલનો ઢુચો નીકળ્યો. રાજા પ્રાગમલજી સરત હારી ગયા. પણ ભાવતું હતું ને વૈદ્યે કહ્યું એમ તેને થયું. તુર્તજ પોતાની બંને પુત્રી તેની નજરે પાડવાની તેણે તદબીર રચી. દાસી મંજુઘોષા સાથે કથુરા ને લવંગિકા સાથે મુમના રાજભુવનના ચોકમાં આવી દાસી તથા સાહેલીઓ સાથે રાસ લેવા લાગી. એક બારીમાંથી જરારે તે જોઇ લીધું. તેણે બે બેનમાંથી કથુરાને પસંદ કરી. કારણકે નાની બેન મુમનાનું મુખ મ્લાન હતું. જરારના વિચારમાં ને વિચારમાં મુમના શુદ્ધબુદ્ધ ભૂલેલ, રાત્રે જરાપણ નિદ્રા વિનાની રહેલ; તેથી તેની આંખો ઉપસી ગઇ હતી ને વિરહે ઘેલી જાણે વિહ્વળ હરણી હોય તેવી દશા તે ભોગવતી હતી. તે રાસડા લેતાં પણ કંઇ ઢંગધડા વગર તાળી નાંખતી તથા પગલાં ભરતી હતી. તેનો જીવ કશામાં ચોંટતો નહોતો. જરારે તો આ કથુરા જ મુમના હશે એમ ધારી રાજા પ્રાગમલજીને કહાવી દીધું કે મોટી પુત્રી સાથે હું લગ્ન કરવા ખુશી છું. પ્રાગમલજી આ સાંભળી બહુ વિચારમાં પડી ગયા. પણ ખેર, એક તો ઠેકાણે પડે છે એમ ગણી તેણે તુર્તજ લગ્નની

તૈયારી આરંભી. કથુરા તથા જરારનાં લગ્ન વળતે દિવસે કરી નાખ્યાં. લગ્ન થયાં ને પહેલીજ રાત્રે જરાર કથુરાને અવાસે જવા નીસર્યો. રાત્રિ થોડી ગઇ હતી અને નગરોળ કથુરા દિવસના થાકને લીધે પલંગમાં એમ ને એમ ઉંઘી ગઇ હતી. તેનાં લૂગડાંલતાં વાળબાળનું કાંઇ ઠેકાણું નહતું. જરારને અગાઉથી કંઇ પણ ખબર આપ્યા પહેલાં અચણુચ આવતો જોઇ ચતુર દાસી મંજુઘોષા વિચારમાં પડી ગઇ. આ પહેલીજ રાત્રે પોતાની બાઇના આવા ઢંગ જોઇ ચાલાક વરરાજા જરારનો જીવ ઉંચો થઇ જશે, ને પહેલેજ કોળીએ માખી આવ્યા પછી તેની અપ્રીતિ થઇ તે થઇજ, એમ મનમાં લાવી, તે સમસ્યામાં કથુરાને સંભળાવવા લાગી:—

અલી ઉંઘે છે તું તો આવડી રે આવડી,
તું તો વારી નીંદરડીને હઠાડ-લોઃ
સુવા આવે છે તારો સાયબો રે સાયબો
તે તો તને નપરોળ ગણુશે નાર-લેઃ
મેડીએ આ આવે વાલમ મલપતો રે.

અરે બેન, તું તો આટલું બધું ઉંઘ છ પણ હવે તારી ઉંઘને દૂર કર. તારો પતિરાજ અહીં સુવા આવેછે અને તને આમ ઉંઘતી જોઇ ગમાર ગણુશે. જો જો આ તારો વલ્લભ હોંશનો ભર્યો મેડીએ આવે છે. ઉઠી ઉભી થા.

દાસીનાં આ વેણુ સાંભળી કથુરા એકદમ ઉભી થઇ. પોતાનાં લુગડાં સમાં કરવા મંડી; વિખરાયલા વાળ સમા-

રવા લાગી પણ બધું ઠીકઠાક ગોઠવે તેટલો હવે વખત નહોતો રહ્યો તેથી જરારને જરા યુક્તિ કરી ત્યાં રોકવા તેણે દાસીને કહ્યું:

મંજુઘોષા બાની ! બેનડી રે બેનડી,
નથી તુંથી વાહેરો ભરથાર–હોઃ
આવતા હેમરાજને જરાક રોકજે–રે રોકજે
જરા જુગતેથી જઈ ને દ્વાર–હો:
જરવો ન જાણે જરા ભેદને રે ભેદને.

હે બેન, મંજુઘોષા, તું તો મારી સગી બેન જેવી છેઃ તુ તો મને મારા પતિ કરતાં પણ વધારે વ્હાલી. તુ એ મારા આવતા સુંદર પતિને વિનયથી એ ન જાણે તેમ યુક્તિ કરીને બારણા પાસે જઇને રોક કે હું તૈયાર થઇ જાઉં.

બુદ્ધિશાળી ને ચતુરને કંઈ શિખવવું પડતું નથી. દૂતિકાર્યમાં કુશળ દાસી એકદમ બહાર આવી; આવતા જરારને સામી મળી અને વિનયથી જરા મસ્તક નમાવી બોલીઃ—

અંઘોળ કરે છે માડુ મેડીએ—રે મેડીએ,
તમને ભેટવાનું એને તાન—હોઃ
કંચવો ઓઢયો ને પેરે કાંચળી—રે કાંચળી,
આટલી રાખો ને અમારી આણ હોઃ
વારી જાઉં જરવા વારી, લઉં વારણાં—રે વારણાં.

હે જરાર ! મારી બાઇ અત્યારે સ્નાન કરે છે. તે

તમને ભેટવાને ઘણાં અધીરાં બની ગયાં છે. તેણે પોતાનું ઓઢણું તો ઓઢી લીધું છે અને હવે કાંચળી પહેરે છે. જરા મારા પર કૃપા કરી તે સર્વ વસ્ત્ર પહેરી લે ત્યાં સુધી અત્રે ખોટી થાઓ તો સારૂં. આટલી મારી વિનંતી સ્વીકારો. હું તમારા પરથી ઘોળી જાઉં.

આ પ્રમાણે બોલી બે હાથ લાંબા કરી તે ચતુર દાસીએ તેને ખોટી કરવાના હેતુથી તેનાં મીહડાં લીધાં. પણ ચતુર જરાર કાંઇ આવી દાસીબાસીનો લીધો જાય તેવો નહોતો. તે તો તુર્તજ પાઇ ગયો કે અત્યારે વળી સ્નાન કેવું ? આ તો બધી દાસીની બનાવટ છે. બાઈ સૂઇ ગઈ હશે તે ઉઠી તૈયાર થાય ત્યાં સુધી મને અત્રે રોકવાની આ તદબીર છે. મુંગે મોઢે અત્રે જો ઉભો રહીશ તો તો બુબક ગણાઇશ. હું તો લે ને આ ચતુરને પણ સમજાવી દઉં કે હું કંઇ તારો છેતર્યો જાઉં તેમ નથી. તુર્તજ તેણે મંજુઘોષાને ઉત્તર દીધોઃ

સગાં કુટુંબી બાઇના સૌ જીવે રે સૌ જીવે,
નથી આવી મોસાળમાંથી વાત—હોઃ
અસુરાં સ્નાન શાણી શીદ કરે રે શીદ કરે,
આ તો અમને અંતર ઉતપાત—હોઃ
કે સુંદરી સુતાં છે સમી સાંજનાં રે.

અરે દાસી, તારી બાઇનાં બધાં સગાંવાહાં તો હજી જીવે છે. વળી તેના મોસાળિયાંમાંથી પણ કોઇના મૃત્યુના

ખંખર નથી આવ્યા કે તેનું નાવાનું તારી બાઇને હોય. ત્યારે તારી બાઇ આમ આ મોડી રાતનાં કાં સ્નાન કરે છે ? મને તો લાગે છે કે ખરેખર તારી બાઇ સમી સાંજનાં ઘોંટાઇ ગયાં છે ને તેને ચેતવી ઉઠાડી ઉભાં કરવાનો આ ઉપાય તારે કરવો પડે છે.

દાસી આવો ચતુરાઇ ભર્યો જવાબ સાંભળી ઝંખવાણી પડી ગઇ ને મુંગી મુંગી નીચું જોતી ઉભી રહી. જશાર તો આગળ વધી અવાસમાં દાખલ થયો. ઉંઘમાંથી એકાએક ઉઠીને કથુરા વિખરાયલા વાળ સાથે આંખો ચોળતી લૂગડાં ભુગડાંના ઠેકાણા વિના ઉભી થઇ ગઇ, અને પોતાની નબળાઈ છુપાવવા ઘુંઘટ તાણી ઉભી રહી. જશારે આ જોઈ કહ્યુંઃ " સુંદરી, એકાન્તમાં પતિની લાજ હોય નહીં, તો હવે ઘુંઘટ ખોલીને મારી સાથે વાર્તાલાપ કરો ને આ પલંગ પર બેસો. " તે બોલ્યોઃ—

ઘુંઘટ ખોલોને તમે ગોરીયાં રે ગોરીયાં,
રઢિયાળી અમારી નોય લાજ—હોઃ
નથી અજાણી રાજ રીતડીરે રીતડી,
નથી અધિકું કાંઇ તખત ને તાજ—હોઃ
શરમ મેલીને બોલો સુંદરી રે સુંદરી.

હે સુંદરી, મારી લાજ તારે હોય નહીં. મારે ઘુંઘટો ખોલીને મારી પાસે આવીને બેસ. હું કાંઇ રાજરીતનો અજાણ નથી. અરે તારા કરતાં રાજપાટ મારે વધારે વ્હાલું નથી.

તે મારૂં બધું તારૂંજ છે. માટે હે સુંદરી મારી પતિની શરમ તજી મારી સાથે જરા મીઠી મીઠી વાતચિત તો કર.

પણ નગરોળ ને માનિની તથા પોતે રાજાની પુત્રી છે એવા છાકવાળી કથુરાએ જરારનાં આવાં વ્હાલભર્યાં વચનોપર ધ્યાન આપ્યું નહીં પણ ઉલટી વધારે મોંઘી થતી બોલી.

ભેર વાગે રે છપન લાખ પરે રે લાખપરે,
નથી ધામ ધરાનો પાર--હોઃ
રાજ માગણુ અમને શું ધારીયાં રે ધારીયાં,
અધિક અમને શું એથી દેનાર--હોઃ
આસ્યે જાણું હું તમે બાવરા રે બાવરા.

મારે કાંઇ ધનનો પાર નથી. મારે ઘેર તો છપ્પન પર ભેરી વાગે છે. મારે પૈસો, જમીન, ધામ કશાની ખોટ નથી. તમે મને શું માગણુ બાગણુ ધારી કે આમ બકો છો ? આ બધું મારા બાપનું માહેજ છે. આથી વધારે તમો મને શું આપવાના હતા ? મને તો એમજ લાગે છે કે તમને કાંઈ બોલતાંજ આવડતું નથી, નહીં તો મારા જેવી સાથે ધન ધામ ને રાજપાટ આપવાની વાતજ ન કરો.

આ કટુ ને તીખાં વેણુ સાંભળી જરારને માથું વઢાયા જેવું થયું. તે મનમાં સમજી ગયો કે કોઇ કભાર્જા સાથે મારાં પાનાં પડયાં. આ કાંઈ મેં સાંભળ્યું છે તે રાજા પ્રાગમલજીની

ચતુર પુત્રી સુમના ન હોય. પણ ખેર થઇ તે ન થઈ ન થાય. પોતાની પરણેલ સ્ત્રીને છોડી ચાલ્યા જવામાં મર્દને હીણપદ છે. આમ વિચારી તે બોલ્યોઃ—

ગોળી ખોલી દ ગોળી પેટની રે પેટની,
કડવાં વચન કલેજામાં તીર—હોઃ
માથાસાટે રે તમને મેળવ્યાં રે મેળવ્યાં,
કેમ પડતાં મુકીશું પીયર—હોઃ
ગોરાં આવોને કરીએ ગોઠડી રે ગોઠડી.

ખરેખર, એ દાસીએ જે કહ્યું તે તો તેની પહોંચ હતી. તેના પેટમાં પ્રપંચ હતો. પણ આનાં આ વચન તો ખરેખર મારા કલેજામાં તીર સમાન ખટકે છે. પછી તેણે કથુરા સામું જોઇ કહ્યું–મેં તને મારા જીવને જોખમે મેળવી છે. માટે તને આંહીં તારા બાપને ઘેર છોડી હું જનાર નથી. હજુ પણ હે સુંદરી, તું તારો ઘુંઘટો ખોલી મારી પાસે આવને કે જરા આપણે મીઠી મીઠી વાતચિતનો લાવો લઇએ.

પણ હઠાલી કથુરાએ હઠ છોડયો નહીં. તે અધ-બેસરોને અણઘડ હતી. ઝાડ જેવી તે ઉભી થઇ રહી. અંતે જરાર કંટાળીને રીસનો માર્યો ત્યાંથી ચાલી નીકળ્યો.

આ પ્રમાણે કથુરા પાસે જરાર થોડોજ સમય રોકાયો તેથી ચતુર દાસી મંજુઘોષા ચેતી ગઇ કે બાઈની મિથ્યા

ખુમારી અને હુંપદથી કંઇ અનિષ્ટ પરિણામ આવ્યું છે. અંદર જઇ તેણે કથુરાને પૂછયું:—

બેસી કરી ન વાત, અરસ પરસ આનંદની;
રૂસણે વિતાવી રાત, અલી આમ અણસમજમાં.

અરે બાઇ, તમારો પતિ જયારે હોંશનો ભર્યો તમારી પાસે આવ્યો ત્યારે તમોએ એક બીજા સાથે આનન્દની વાતચિત્તે ન કરી ને આમ મૂર્ખાઇમાં ને મૂર્ખાઇમાં રીસાતાં ટરકાતાં તમે ફોકટ રાત વીતાવી. બાઇ એ તો બહુ ખોટું કર્યું.

જરાર તો હતાશ થઇ કથુરાના અવાસમાંથી પાધરો ઘોડાળ તરફ ચાલ્યો ત્યાં રસ્તામાં લવંગિકા દાસીએ આવી તેના હાથમાં એક પત્રનો કટકો મૂકયો. પણ ક્રોધાવેશમાં તેણે તે ન વાંચતાં પોતાના ખીસામાં મૂકયો.

પ્રિય વાંચક! જરારને જોયા પહેલાંથીજ મુમના તેના નામનો જાપ જપી રહી હતી, કારણ કે જરારની મર્દાઇ અને તેનાં ઉચ્ચ ને ઉદાર દિલનાં યશોગાન મુમનાને કાને અનેક ચારણ ભાટ કવિ માર્ફત પડયાં હતાં ને તેણે સંકલ્પ કર્યો હતો કે વરવું તો જરારનેજ. પછી વળી વાડીમાં એકાએક પોતાના વ્હાલા મૃગને જરારે ભાલું ખોસી મારી નાખ્યો! તે વખતે તેની ઝાંખી દૂરથી થઇ હતી. તે જરાર પોતેજ હતો એમ તે જાણતી ન હતી. પણ તેના દર્શનથી તેનું

હૃદય રાજી રાજી થયું હતું. તે વ્હાલા મૃગના મૃત્યુએ પણ તેના હૃદયને દુઃખી કર્યું નહતું ત્યાં તેને થોડીજ વારમાં ખબર પડી કે જે નવયુવાન પોતે જોઇ રહી છે તે એ જરાર પંડે છે. પછી તો મુમનાના હર્ષનો પાર રહ્યો નહીં. પણ આ પોતાનું પ્રેમપાત્ર પોતાની બેન કથુરા તરફ ઢળતું જોઇ તેને જરા લાગી આવ્યું. ગમારને અણ-ઘડ બેનથી તે ધીર વીરને જરા પણ શાંતિ નહીં વળે, તે સદાનો દુઃખી રહેશે, એ વિચારે બિચારી મુમના પોતાના હૃદયવલ્લભની દયા ખાવા લાગી. છેવટે જરારનાં લગ્ન કથુરા સાથે થયાં તે પણ જોયું. હજી કાંઇ બગડી ગયું નથી. રાજદરબારમાં એક પુરૂષને બે સ્ત્રી થઇ શકે એમ ગણી એક દોઢીયો લખી લવંગિકા માર્ફત જરાર પર મોકલ્યો. જરાર કથુરાથી કંટાળી ઘોડાળ તરફ જાય છે ત્યાં તે પત્ર લવંગિકાએ તેના હાથમાં મૂકયો. જરારે તે ખીસામાં ખોસ્યો ને ઘોડાને તૈયાર કરવા માંડયો. પ્રાગમલજીને કહાવી દીધું કે મારે જવાનું છે માટે વેલ તૈયાર કરાવો. રાજાએ તેને રોકવા ઘણું કર્યું પણ તેણે માન્યું નહીં. પ્હો ફાટયું. વેલ તૈયાર થઇ ને કથુરા, દાસી મંજુઘોષા સહિત જરાર સાથે જવા વેલમાં બેઠી. જરાર ઘોડાપર સ્વાર થયો. મજલ દર મજલ કાપતો વેલ સહિત જરાર ચાલ્યો જાય છે ત્યાં એક જંગલમાં શીતળ છાયા,

વારિના બ્હેળિયાં, પુષ્પ ભરી વેલથી સર્વ સ્થળ સુવાસિત એવી ભૂમી આવી ને જરારને દાસીએ હાથમાં મૂકેલ ચિઠ્ઠી યાદ આવી. " જોઉં તો ખરો શું લખ્યું છે, કોની ચિઠ્ઠી છે ? એવું કુતૂહલ થતાં તેણે તે ચિઠ્ઠી બહાર કાઢી ને વાંચવા માંડી.

આંબો પાકયો ને કેરી રસે ભરી રે રસે ભરી,
એને વેડનહારો ચાલ્યો વદેશ—હો,
ફાલાંને પાકયે રે સુડા ઉડતાં રે—ઉડતા,
ખાયે વાયને ઝકોળા વરી—હો.
હંસલી હીંચોળેલ જરાર મુમનારે મુમના.

હે પ્રવાસી, આ આંબો પાકી ગયો છે. તેની કેરી રસેથી ભરેલ થઈ ગઇ છે, પણ તે એમ ને એમ આંબે જ ટીંગાતી રહી છે. કારણ કે એને ત્યાંથી વેડીને ઉતારનાર તો પરગામ ચાલ્યો જાય છે. અને અફસોસ કે આકડાનાં આકોલિયાં પાક્યાં તેની આસપાસ પોપટ વાંફળિયુ ખાઇ હેર્યા કરે છે, અને એ આકોલિયાં પવન ખાતાં ઝકોળ કરી રહ્યાં છે, ને કેરીઓ બિચારી ટીંગાતી ટીંગાતી લટકયા કરે છે. હે જરાર! પણ મુમના તો પ્રેમની હીંચે ચડેલ એક હંસલી છે.

હે પ્રવાસી! તેની પર નજર તો કરવી ઘટે. બસ હવે થઈ ચૂક્યું. બહિર આકૃતિથી, મોહથી ભૂલાવો ખાધેલ વીર, આ અન્યોક્તિ વાંચી, તેમાંના પ્રેમનું પાન કરી પલ-

માં ધવાઇ ગયો. અરેરે, જે મુમનાને હું અહર્નિશ ઝંખ્યા કરતો હતો તેને ચૂકી હું ખરેખર મારીજ મેળે કંટકભરી કથુરામાં ફસાયો. પણ હવે શું થાય? પ્રભુ કરે તે ખરૂં. આમ ઇશ્વરપર શ્રદ્ધા ધરી તે આગળ ચાલવા લાગ્યો ને ક્યારાકોટની સીમમાં આવ્યો. રાજા મૃગતમાસીને ખબર થયા કે ભાણેજ લગન કરી સાથે વેલ લઇને આવે છે. રાજી થઈ રાજાએ સામૈયું કર્યું ને ભાણેજને નગરમાં દાખલ કર્યો. તેને રહેવાને માટે ઉત્તમ આવાસ આપ્યો. માતા મામો, મામી, બેન, ભાઇ સર્વ ઉરણગઢના રાજા પ્રાગમલજીની પુત્રીને જરાર પરણી લાવ્યો તેથી બહુ ખુશી થયાં. એક જરારનું જ હૃદય અંદરથી પ્રજળતું હતું.

હવે મુમનાએ જરારપર ચિઠ્ઠી મોકલી, પણ તેનો કશો ઉત્તર મળ્યો નહીં. વેલ તો કથુરાને લઇને ગઈ; જરાર ગયો, ને દિનપર દિન પસાર થવા લાગ્યા. પ્રત્યેક દિને મુમનાનું દુઃખ વધતું ગયું તે છેક સુકાઇને સાગના સોટા જેવી થઇ ગઇ. રાણીએ આ જોયું ને કથુરાના વિવાહ થયા અને આના ન થયા તેથી જ આની આ દશા થઈ છે, એમ રાજા પ્રાગમલજીને જણાવ્યું. રાજાએ મુમનાની ઇચ્છા હોય ત્યાં માગુ નાંખીએ એમ તેને કહ્યું. મુમનાએ એક ગોરને પોતા પાસે તેડાવ્યો ને તેને પત્ર આપી કેરાકોટ જરાર પાસે મોકલ્યો. પ્રાગમલજીએ એમ માન્યું કે એ ઠીક

થયું. જરાર તથા કથુરા તેને માટે યોગ્ય વર મેળવી આ-પશે. રાજાએ પણ ભટજીને ઘટતી તાકીદ કરી કેરાકોટ ઝટ જવા કહ્યું. ભટજી ચાલતો ચાલતો કેરાકોટ આવ્યો ને કથુરા બેનને ઘેર ઉતારો કર્યો. મંજુઘોષા પામી ગઈ કે આમાં કાંઇક ભેદ છે: ભટે તો ભટ દઇને તે દાસીને કહી દીધું કે મુમના બેનનો જરારપર પત્ર લઈ હું આવ્યો છું. થોડીવાર ત્યાં રહી ભટ બહાર ગયો ને મંજુઘોષાને ભટનો પત્ર વાંચવાની ઉત્કંઠા થઈ. ભટના ખડિયામાંથી તે પત્ર કાઢી લઈ તે વાંચવા લાગી:—

આવ સુહાગી સજણા, તું વણ ઝંખે નાર;
અમે તો તું વણ અણોસરાં, નવ, છત્રીશ, ચોદ, ચાર.

હે પ્રેમી સજ્જન, તું વેલો વેલો મારી ખબર લેવા આવ. કારણ કે આ હું તારી સ્ત્રી તને ઝંખી રહી છું. અરે હું તારા વિના ચેતન વગરની વમોઈ છું. અને મારૂં નવ યૌવન, મારી છત્રીશ કળા, મારી અંદરની ચૌદ વિદ્યા, અને મારૂં ચારે વેદનું જ્ઞાન તારા વિના આજ નકામાં થઇ રહ્યાં છે:—

કાચો સાંઠો કચકચે, નખ ઘે કરમાય,
વેલો વળજે પરદેશી પંથીડા, સાંઠે રસ લખાય.

અરે વ્હાલા, હું હજુ વણપાકેલા કાચી શેરડીના સાંઠા જેવી છું. મારાપર જો એક જરાક કાપ થશે તો તુર્ત

જ તે સાંઠાની જેમ હું કરમાઇ જવાની જ. હે પરદેશના રહેવાસી પંખી, તું વહેલો વહેલો પાછો વળજે; કારણ કે હવે આ મારા શરીરરૂપી સાંઠામાં રસ ભરાવા માંડયો છે.

આ વાંચી તુર્તજ ચતુર મંજુઘોષા ચેતી ગઇ કે મુમનાએ જરારને વરવા માટે જ આ તેનાપર લખી મોકલ્યું છે. કદાચ જો તેમ થયું તો કથુરાની પૂરી કમબખ્તી. ભલે મુમના તેની બેન રહી, પણ સોક્યનું સાલ ઇ સાલજ. આમ ઘડીક મન સાથે ગડમથલ કરી તેણે તે ચિઠ્ઠી કથુરાને વંચાવી. પછી તેને ભંભેરીને છેવટે હવે શું કરવું તેનો બંનેએ વિચાર કર્યો. તે ચિઠ્ઠીપર કોઇનું નામ નહોતું પણ જરારને તે આપવાનું મુમનાએ ભટજીને કહ્યું હતું. મંજુઘોષાએ ચિઠ્ઠીપર મૃગતમાસી નામ લખી નાંખ્યું ને પછી ચિઠ્ઠીની હતી તેમ ઘડ વાળી ભટજીના ખડિયામાં તેને મૂકી દીધી. ભટજી આવ્યા; લાડુ બનાવી જમ્યા; ને ચિઠ્ઠી કથુરાને આપીને કહ્યું કે આ ચિઠ્ઠી જરારને દેવાની છે. મંજુઘોષા તથા કથુરાએ ભટજી જમી બમી સ્વસ્થ થયા પછી તેમને રાજદરબારમાં જરાર પાસે ચિઠ્ઠી લઇને મોકલ્યા. ભટજીએ આશીર્વાદ આપી ચિઠ્ઠી જરારના હાથમાં મૂકી. જરારે તે વાંચી. ચતુર જરાર તુર્તજ સમજી ગયો કે આની લખાવટ મને ઉદ્દેશીને છે પણ ઉપર નામ મૃગતમાસીનું છે એટલે ચિઠ્ઠી મૃગતમાસીને આપી દેવી

જોઇએ આમ વિચારી જરારે ભટજીને સાથે લઈ જઈ તે ચિઠ્ઠી ભર કચેરી વચ્ચે રાજા મૃગતમાસીના હાથમાં મૂકી. રાજાએ તે વાંચી; અને આ ઉમરે પણ કોઇ રમણી પોતા પર આશક થઇ આમ લખે છે જાણી તે પોતાને ધન્યવાદ દેવા લાગ્યો. પોતાનું જીવતર ધન્ય છે એમ માનવા લાગ્યો: પોરસાવા માંડયો. તુર્ત જ ઠેબા ભાણેજને પાસે બોલાવી ખાંડુ તૈયાર કરાવવા હુકમ કર્યો. ઘટતી તૈયારી કરી ભાણેજ ઠેગા તથા જરારને ખાંડા સાથે ઉરણગઢ જવા કહ્યું. જરારે પોતાની પ્રકૃતિ ઠીક નથી જણાવી સાથે જવા વિનયથી ના કહી. તેના હૃદયમાં અફસોસ વધ્યો કે અરેરે, આમ મારી વ્હાલી મુમના આ બુઢા જર્જરિત મામાની થાય છે! પ્રભુ! પ્રભુ! તે તો ત્યાંથી ઉઠી ઘેર આવ્યો.

બીજે દિવસે ભટજી સહિત ખાંડુ તૈયાર થયું. જરારે એક ચિઠ્ઠી ભટને આપી અને તે મુમનાને હાથોહાથ આપવા કહ્યું. ખાંડુ ઠેબાની સરદારી નીચે ઉરણગઢ આવી પહોંચ્યું. ભટજીએ વહેલાં વહેલાં આવી રાજા પ્રાગમલજીને કહ્યું કે કેરાકોટથી ખાંડુ મુમનાબા માટે આવ્યું છે. રાજાએ સામૈયું કરી તેને યોગ્ય સત્કાર કર્યો. જાન ત્યાં રહી. ભટે પેલી ચીઠ્ઠી મુમનાને આપી. પણ મુમના ઉમંગમાં ને ઉમંગમાં તે વાંચવી ભૂલી ગઇ. છાબુ ભરી, પીતળની ચોરી રચી બે આંટા ખાંડા સાથે મુમના ફરી. પ્રાગમલજીએ તેને યોગ્ય

હાથજોડ આપ્યો ને જાનને રવાના કરી. મુમનાને વેલમાં બેસારી દાસી લવંગિકા સહિત ઠેબો જાન લઈ કેરાકોટની સીમમાં આવી પહોંચ્યો. પણ જુઓ. સંઘ આમ ચાલ્યો જાય છે ત્યાં બરાબર સીમાડે હરણનું ટોળું તેની આડું જમણું ઉતર્યું. મુમનાએ આ જોયું. કંઇ અનિષ્ઠ થવાનું છે એમ જ આ શુકન સુચવે છે એમ તેણે માન્યું. તેણે વેલને ત્યાંને ત્યાં જ થોભી જવા હુકમ કર્યો ને એ હરણાંને પાછાં વાળવા ઠેબા આદિ સ્વારોને સૂચવ્યું. બધાએ ઘણીએ કોશીશ કરી પણ હરણ કોઇથી પાછાં વળ્યાં નહીં. સૌ સ્વાર વીલે મોંએ પાછા વળ્યા. મૃગતમાસી પણ સ્વારી લઈ સીમાડે સામો આવી મળ્યો. તેણે આ જાણ્યું. તેણે તુર્ત જ જરાર સામું જોઇ કહ્યું: “ભાઇ, એ હરણાં તારા વિના કોઇથી પાછાં નહીં વળે; માટે તું જા ને તેને પાછાં હાંકી લાવ્ય. ”

મામાના મુખમાંથી વેણ નીકળ્યું ન નીકળ્યું ત્યાંતો જરારે તે હરણાંની પછવાડે પૂરપાટીએ મારી મૂક્યું. આડો ચકાવો ખાઇ હરણાંને ઉલટી દિશાએથી જરારે હાકલો કર્યો, આથી ચમકી લોંચ ખાઇ હરણાં પાછાં વળ્યાં ને પૂર વેગે ધસ્યાં પણ એમાં એક કાળિયાર વળી પાછો લોંચ ખાઈ ઉલટો દોડવા લાગ્યો. જરાર તેની પાછળ પડયો ને તેણે કાળિયારને પકડી પાડયો. તેને સ્વહસ્તે ઝાલ્યો. પોતાના ડાબા હાથમાં તે કાળિયારને ગળેથી ટીંગાતો રાખી જરારે ધસતાં હરણાં

પછવાડે ઘોડો દોડાવ્યોઃ આમ થતાં તેનું માથાનું મોળિયું નીચે પડી ગયું ને તેનો લાંબો ચોટલો તેની પાછળ કાળી ધજાની જેમ ફરફરવા લાગ્યો. મુખપર પરસેવાનાં ટીપાં જામ્યાં ને મુખમુદ્રા લાલચોળ થઇ ગઇ. આવી સ્થિતિમાં હાથમાં ટીંગાતા કાળિયાર સહિત પૂરપાટીએ કોઈ યુવાન વીર ધસ્યો આવે છે. હરણાનું ટોળું આગળ ધસ્યું જાય છે. એ દૃષ્ય કોઇ સહૃદય, કોઈ પ્રેમપિયૂષથી ભરી કન્યાના હૈયાને હચમચાવી દેવા બસ હતું. વેલમાં બેઠેલ મુમનાને આ જોઇ થયું કે આ સામો આવતો વીર જરારજ છે. અહાહા ! કેવું મારૂં મહત્ ભાગ્ય. પણ આ સ્વારના શરીર પર લગ્ન થવાનાં હોય એવા વરનું એકપણ ચિન્હ કેમ માલુમ પડતું નથી ? રખેને આમાં કંઈ ભેદ હોય. દાસી લવંગિકાને પાસે બોલાવી એ વીર સ્વાર કોણ છે તેની ખબર કાઢી લાવવા કહ્યું. દાસીએ જઈ તપાસ કરી તો રાજા મૃગતમાસીને હાથે મીંઢોળ ને કાંકણ બાંધેલ જોયાં; વળી જે સ્વાર હરણાં વાળી લાવ્યો તે તો વરરાજા નહી પણ જરાર હતો. ચતુર દાસી ચેતી ગઇ કે મારી બા મુમના ફસી ગઇ છે. પણ હવે શું થાય ? તેની મુખમુદ્રા પડી ગઇ. તે તુર્તજ મુમના પાસે આવીને બોલીઃ—

ચોવીસ ગજનો જેનો ઘાઘરો-રે-ચારણો,
જેને ફરતી વળી છે કસોય અપાર-જો.

દાંત પડયાને દાઢી ડગડગે રે ડગડગે,
જેના ધોળા થયા છે બધા વાળ-શા,
એવો ભલોરે ભરથાર તારે મુમનાં રે-મુમના

રે બેન મુમના, જે માણુસનો ચોરણો ચોવીશ ગજ લાંબો છે, જેના અંગરખાને સંખ્યાબંધ કસો છે, જેના મોંમાં એક પણ દાંત નથી, જેની દાઢી ડગડગ થયા કરે છે, વળી જેના માથાપરના વાળ તદ્દન સફેદ થઇ ગયા છે, એવો એ તારો સુંદર વર છે!

જે સ્વારને હરણાં પછાડી આપણે જોયો તે એ નથી. તે તો જરાર છે. બેન તારૂં ભાવી તો જરારના ધરડાખખ મામાસાથે જોડાયું છે. આ સાંભળતાં વેંત બિચારી મુમનાના હોશ ઉડી ગયા. તેના ગાત્ર ઢીલાં થઇ ગયાં. તેનું સુંદર મુખ પડી ગયું. તેનો જોમ ભાંગી ગયો ને તે શોકસમુદ્રમાં ડૂબવા લાગી. પણ મુમના ચતુર હતી. એ વિચારે ચઢી. ઉરણગઢની વાડીમાં બેઠાં બેઠાં પોતે મૃગ પછવાડે પડેલ જે વીરને જોયો, જેણે પોતાના વહાલા મૃગને ભાલાથી વીંધી નાંખ્યો છતાં જેનાપર પોતાને કડવો ભાવ પણ ન થયો ને પોતે તેજ વખતે જે વીરની વેચાણ થઇ ગઇ તેજ વીર પોતે જેને ઝંખતી હતી તે પોતાનો હૃદયવલ્લભ નીકળ્યો. "આના વિના આ આખા જગતમાં મારો કોઇ હૃદયનાથ નથીજ" એવી દઢ પ્રતિજ્ઞા તે વખતે તેણે કરી દીધી હતી. અત્યારે પણ મારતે ઘોડે

હરણું પાછાં વાળી, હાથમાં કાળિયારને ટંગાતો ધારી જે જુવાન ધસ્યો આવતો હતો તેજ તેનો હૃદયવલ્લભ પંડે નીવડ્યો. " શું આવા વીર મર્દને છાંડી દાસીએ જણાવ્યા જેવા ખખને વરવું ? ના નહીંજ ? કાંકેઃ—

સોડય જાળેરે સુતાં સંગમાં રે-સંગમાં,
નિરખ્યે હૈડે હોળી પ્રગટાય—શે.
મન માન્યા વિનાનો મળતાં—રે—મળતાં
અરેરે જોબનીયું રાખમાં રોળાય—શે.
એળે આ અવતાર સો વિતે અણોસરો—રે.

અરેરે, એવા ખખની સાથે શય્યામાં સોડય કરીને સૂતાં શરીરમાં લાહ્ય લાગે; એને જોતાંજ હૈયામાં હોળી સળગી ઉઠે છેઃ જેની સાથે દિલ ચોંટતું નથી તેની સાથે જોડાતાં યુવાની રાખની અંદર રોળાઈ જાય છે. અરેરે, આખો જન્મારો ખરેખર ક્યાંયથી પણ શાન્તિ વિના દુઃખમાં ને દુઃખમાં મિથ્યા પસાર થાય છે.

આ પ્રમાણે બિચારી મુમના દુઃખની મારી પોતાના હૃદયની વરાળ કાઢે છે ત્યાં તો જરાર હરણાને આગળ તગડતો જાનની નજીક આવ્યો ને દાસી લવંગિકા મુમનાને કહેવા લાગી. " બેન જુઓ નેઃ—

પલાણ પીતળિયાં ઘોડો હરણો—રે—હરણો
વળી પાતળિયો અસવાર—શે
મૃગતમાસી હેરી જાનમાં રે જાનમાં

કાંઈ છેલુરો ઈ છેલ જરાર-લો
હંસો ઈ હીલોળેલ જરાર-મુમના-રે-મુમના.

હે મુમના, પેલો પાતળો સ્વાર, જેનો ઘોડો હરણ-વેગી છે, જેણે ઘોડાપર પીતળનું પલાણ પલાણ્યું છે, જે આ મુગતમાસીની જાનમાં સુંદર કામદેવ જેવો દીપી રહ્યો છે તે છેલ જરાર છે. હે મુમના, માનસરોવર રૂપી હૃદય પર હીલોળે ચડેલ સુંદર હંસરાજ એ જરાર છે. તું સામું જો તો ખરી?

લવંગિકાનાં વચન સાંભળીને પોતાની ભાન ભૂલી સ્થિતિમાંથી મુમંના ચમકી ઉઠી. તેની વિમાસણ દશા દૂર થઈ. મુમનાએ ઉત્કંઠાથી તેના તરફ જોયું. અને જોતાં વેંત ઘેલી બની દાસીને કહેવા લાગીઃ—

આ જરાર તો બેન મારો જીતવો રે જીતવો,
અને અમે તો જરારનાં કાંઇ શેણ-લો,
લાલ બટીયેર એ તો છે લાડલો-રે- લાડલો,
મુને સેજલડીએ એ સુખદેણ-લો.
જુગ જુગ જીવો રે જરાર જીતવો-રે-જીતવો

રે બેન, લવંગિકા, આ જરાર તો મારો પ્રાણવલ્લભ છે, ને હું એજ મર્દની દાસી છું. જેની મુખમુદ્રા પરિશ્રમે કરીને લાલ લાલ બની ગઈ છે, જેના વાળની લટો વિખરાઈ રહી છે, એજ આ જરાર મારો લાડીલો પ્રાણવલ્લભ છે. મને શય્યામાં એજ સુખ આપનાર છે. આ મારો હૃદયનાથ જરાર ઘણું જીવો; યુગના યુગ જીવો.

આટલું બોલી, વળી એણે દાસીને કહ્યું. "બેન એ સ્વારને આંહી તો તું બોલાવ." ચતુર દાસી જાન ભણી હરણાં હાંકી લાવતો હતો તેની સામે ગઈ ને બોલી:

ઘોડાવાળા રે મુજ ગોઠીયા રે ગોઠીયા
તારાં ઘોડલડાં પાછાં તું તો વાળ-લો.
તને બોલાવે રાણી રાજનાં રે રાજનાં,
વહાલે પેરાવવા વરમાળ-લો.
હંસલી હીલોળેલ જરાર મુમના રે.

હે ઘોડાવાળા, મારા ગોઠીયા, તું તારા ઘોડાને આ તરફ પાછો વાળને, તને રાણી સાહેબ હેતથી પોતાની વરમાળ પહેરાવવા પોતા પાસે બોલાવે છે. ખરેખર, હે જરાર, પ્રેમ-સાગર પર હીલોળા ખાતી મારી મુમના રાણી એક હંસલી છે.

પોતાની વ્હાલી રાણી મુમના આ પ્રમાણે જરાર પર ફીદા ફીદા થઇ ગઈ છે, તેને પોતાની વરમાળ આરોપવા તલ્પી રહી છે એમ દાસીએ જયારે જરારને કહ્યું ત્યારે જરારે નિશ્વાસ નાખી ઉત્તર દીધો:—

વિધાતા વેરણ થઇ વાંઝણી રે વાંઝણી
જેણે અવળા લખ્યા કાંઇ લેખ લો.
જે ઘેર સોહે રે રાણી મુમના રે-મુમના
ત્યાં કંકાસણી કહુરા દેખ લો.
હંસલો હીલોળેલ જરાર મુમનાં રે

હે દાસી, વાંઝણી વિધાતા અમારી ખરેખર દુશ્મન બની છે. કાંકે તેણે અમારા લલાટમાં અવળા લેખ લખ્યા. અરે રે, જે ઘરમાં મુમના રાણી વિરાજીને તેને શોભાયમાન કરત તે ઘરમાં તો કંકાસણી કચુરા ગાજી રહી છે. દાસી, આ જરાર પણ પ્રેમસાગર પર ઝોકાં ખાતો એક હંસજ છે. જેવી મુમના છે તેવોજ આ જરાર છે. પણ હવે શું થાય?

આમ જરારે શાણી લવંગિકા માર્ફત મુમનાને પોતાના હૃદયની સર્વે હકીકત કહાવી દીધી. આ સાંભળી મુમના મુંઝાવા લાગી. "હવે તે શું કરવું ને શું થાય? જેને આ આ હૃદય સ્વીકારતું નથી તે ઘરડા ખખ મૃગતમાસી સાથે શું જોડાવું? ના, એ તો નજ બને. આ જરાર મારો નાથ છે. મારો હૃદયવલ્લભ છે. આ જગતપરના સર્વ અન્ય પુરૂષો તો મારે ભાઇ થાય" આવી મુમનાએ પોતાના હૃદયમાં દૃઢ પ્રતિજ્ઞા કરી. વળી હૈયામાં કાંઇ ઉમળકો આવતાં દાસીને કહેવા લાગીઃ—

કસની કેસરીએ બાઇ લુગડે રે લુગડે,
નિર્મળ નેહ ભરેલાં એનાં નેણ–હો.
આ રસિયાસંગે વિતે રજની–રે રજની
વાલાં લાગે નિર્મળાં એનાં વેણ–હો.
હંસલો હીલોળેલ જરાર મુમનાં–રે.

આહા, આણે કેસરી કસબનાં ભરેલ વસ્ત્ર પહેરી લીધાં

છે. વળી જો, જો, આનાં પ્રેમભરેલ કેવાં સુંદર નયન છે. ખરેખર જો રાત આવા રસિયા સાથે વીતે તોજ જીવ્યું સાર્થક થાય. મારા હૈયામાં ઉંડી અસર કરતાં એના વેણુ બહુજ વ્હાલાં વાગે છે. ખરેખર આ મુમનાના હૃદય સરપર આ સુંદર રાજહંસ જરાર હવે તો હીલોળા ખાઇ રહ્યા છે.

વળી જરારને સંભળાવતી દાસી પ્રત્યે મુમના બોલી:—

મેડી આગળ પારસ પીપળો—રે—પીપળો
એના ઉપર કળાયલ મોર—લો.
પાંદડે પાંદડે દીવા બળે—રે દીવા બળે
ત્યાં આવવું ચિતડાના ચોર—લો
હંસલી હીંડોળેલ રાણી મુમનારે.

હે હૃદયનાથ જરાર, તું મને ભેટવા જરૂર આવીશ એમ મને લાગે છે. મારા અવાસની પાસે પારસ પીપળો હશે; એ મેડીપર મોર કળા કરતો હશે; વળી ત્યાં અસંખ્ય દીવાબતી થઇ રહી હશે. ત્યાં—તે અવાસે—તારે, હે મારા હૃદયના નાથ, જરૂર આવવું. કારણ કે તેં મારૂં ચિત્ત ચોરી લીધું છે. આ હું મુમનારાણી પણ પ્રેમોર્મિપર હીંચોળા ખાતી હંસીજ છું.

આ પ્રમાણે સમસ્યામાં મુમનાએ જરારને જણાવી દીધું કે, હે હંસરાજ, હું રાજભુવનમાં એવી દશામાં મુકાઇશ

કે ત્યાં પહેરા સજ્જડ મુકાશે, ઘરડોખખ પણ પોરસેલ મૃગતમાસી કળાયલ મોર જેવો બની ઠની મારી ચોકી કરી રહ્યા હશે: ત્યાં તું અવશ્ય આવીશ જ, પણ કેવી રીતે એ મને સમજ પડતી નથી. ત્યારે જરારે જવાબ દીધો કે—

કીડી પેટ હું તો સંચરૂં–રે સંચરૂં
પાડી લોહ લકડમાં સાર–લો.
આવશું અમે મામા કેરા મોલમાં રે મોલમાં
તમે રેજો નિશ્ચિંત હૃદિયે નાર–લો.
આ હંસલો હીલોળેલ રાણી મુમનારે

હે મુમના રાણી! તું તારે બેફિકર રહેજે. આ હંસ પણ તારા હૃદય ઉપર ઉછળતા પ્રેમસાગર પર ઉછાળે ચઢી તરી રહ્યો છે, તે કીડીની જેમ લોઢા કે લાકડામાં પણ છિદ્ર દઇ પ્રવેશ કરી નીકળી જાય તેવો છે. ગમે તેમ કરી હું મારા મામાના મહેલમાં તારી પાસે આવીશ. તું કંઇ ચિન્તા કરતી નહીં.

આમ બોલતો જરાર હાથમાં મૃગને પકડી મુમના નજીક પડીક ચોકી મામા પાસે આવી ઉભો. કોઇથી ન બન્યું એ કામ જરારે કરી બતાવ્યું તેથી મામો ઘણોજ પ્રસન્ન થયો. તેણે તેને સર્વ વચ્ચે ઘણી શાબાસી આપી. હરણાં પાછાં વળ્યાં ને મૃગતમાસીની સ્વારી પણ મુમનાની વેલ હતી ત્યાં આવી. રાજી થતો રાજા હાથી પરથી નીચે

ઉતર્યો ને વેલમાં બેસવા તૈયાર થયો; પણ તેની પાસે એટલામાં દાસી લવંગિકાએ આવી કહ્યું કે, "હજુર, મારી બાઇએ ગૌરી વ્રત શરૂ કર્યું છે. પૂરું થવાને હજુ ૭ માસની વાર છે. એ વ્રત પૂરું થયા પછીજ લગ્ન થઇ શકે. કારણકે ગૌરી પૂજન કુંવારી અવસ્થામાં થાય, માટે ૭ માસ પછી લગ્નનું રાખો." ઘરડા રાજાએ તુર્તજ દાસીનું કહેવું કબૂલ કર્યું. વાજતે ગાજતે મુમનાના રથ સહિત સ્વારી નગરમાં આવી. રાજાએ ગૌરી વ્રત કરવા માટે એક સુંદર વાડીમાં ઉતારો આપ્યો ને ત્યાં સર્વ પ્રકારની સોઇ કરી આપી. વાડી સુંદર હતી. તેની અંદરનો મહેલ ઘણોજ ઉંચો હતો, વળી તે મહેલના છેક ઉંચા અવાસમાં મુમનાને રહેવાનું કરી આપ્યું. વાડીમાં સુંદર પુષ્પ ભર્યા સુગંધી છોડતા નાના પ્રકારના છોડ હતા. ઉંચા ઝાડોને સુંદર કુસુમભરી વેલો વળગી રહી હતી. વળી એક ઉંચો તાડ રાણીના અવાસની બારીની છેક નજીક રહી પહેરો ભરતો હોય તેમ લાગતું હતું. શું ઘરડાને અવિશ્વાસી મૃગ-તમાસીએ રાણી પોતાના અવાસમાં શું શું કરે છે તે તપાસવા અને આખી વાડીમાં કોણ કોણ આવે જાય છે તેની ખબર રાખવાનું તેને કામ સોંપ્યું છે! ઘરડા વર રાજાઓ જુવાન સ્ત્રીઓ વરી લાવે છે ખરા પણ સદાય તેનાપર શંકાની નજરથી જોયા કરે છે, તેને જરાય રેઢી

મૂકતા નથી. કારણકે પોતે જે અઘટિત પગલું ભર્યું હોય છે તેનું કુદરતી રીતે ફળ જુદુંજ આવે એમ તેઓ સજ્જડ માને છે. તરૂણ સ્ત્રીનું હૃદય વૃદ્ધ ને જર્જરિત શરીર તરફ ન જ વળે એવી તેઓને પાકી ખાત્રી હોય છેજ, પણ પોતાની ઉચ્ચ સ્થિતિને બળે, ધનને મદે તેઓ એવાં કુમળાં હૈયાંને મારી મચડીને પોતાના તરફ વાળવા મિથ્યા મથે છે. મૂર્ખાઓ એમ પણ સમજતા નથી કે હૃદયનો રેલો તો જ્યાં ઢળતો હોય ત્યાંજ ઢળે. નેવાનાં પાણી કંઇ મોભે જાયજ નહી. ઘરડા મૃગતમાસીએ પણ એમજ કર્યું. મુમનાના અવાસની આસપાસ ભાણેજ ઠેબાની સરદારી નીચે સજ્જડ ચોકી બેસાડી દીધી. જરારનો તેને વિશ્વાસ નહોતો; કારણકે જરાર એવો તો સુંદર તથા મોહક હતો કે તરૂણ સ્ત્રીઓ પલવારમાં તેનીજ થઇ જાય, એમ તે સજ્જડ માનતો હતો. કોઇ પણ સુંદરીના હૃદયપર વિજય મેળવવો એ જરારને માટે સુલભ હતું એવી રાજાને પાકી ખાતરી હતી.

મુમના ગૌરી પૂજા કરવા લાગી પણ પૂજતાં પૂજતાં હાથ જોડી માથું નમાવી ગૌરી માને તે એમ કહી વિનવતી કે " હે ગૌરી મા, તું મને જરારની જ કરજે ".

પ્રેમની આડાં છોને હજારો આવરણ આવી ખડાં થાય, પણ તે સર્વને ભેદી પ્રેમ પોતાનું ધાર્યું પાર ઉતારે છે. જરાર તથા મુમનાનો સ્નેહ અવિચળ હતો, શુદ્ધ હતો,

પતિ પત્નીનો હતો. કંઇ પણ કપટ થયું છે. વચ્ચેની કંઈ પણ ખટપટનો ભોગ પોતે થયાં છે એ બંને પ્રેમી સમજી ગયાં. મુમનાએ ગૌરીવ્રત માંડી ૭ માસની અવધ નાંખી એ પણ પોતાના વ્હાલા જરારને કોઇ પણ પ્રકારે મેળવવા માટે જ. જરાર પણ આ સર્વ પ્રકારથી પારખી ગયો કે સ્નેહી મુમનાએ મારે માટે જ આ બધાં કષ્ટો પોતાપર ઉપાડી લીધાં છેઃ આવા કપરા ખેલ તે મારે માટે જ ખેલી રહી છે. ત્યારે હવે ભલે ગમે તેવી આડી ચોકી હોય તો પણ શું થયું ? પ્રેમીને પ્રેમી સમજે છે. એમાં વળી ચતુર ને પ્રેમાગાર સ્ત્રીઓનું તો શું કહેવું ? જરારે પોતે મુમનાને અવાસે ગૌરીપૂજન અર્થે ફુલ લઇ જતી પ્રેમપારખુ માલણ પાસે જઇ પોતાના હૃદયની સર્વ દુઃખદ દશા જણાવીને છેવટે કહ્યું:—" તું કોઇ પણ પ્રકારે મને મુમનાના અવાસમાં લઈ જા. " સહૃદય માલણે તેના પર દયા લાવી સ્નેહનું આટલું કામ કરવા માથે લીધું. રંગ બેરંગી ફુલોની મોટી છાબ ભરી તેમાં જરારને છુપાવી, તે માથે લઇ માલણ લટકતી ચાલે ચાલી. દોઢી પર દોઢી વટાવતી તે છેવટની ચોકીએ આવી. ત્યાં સાંગો ને સૂરો બે અંધ ચોકીદાર ચોકી કરતા હતા. માલણની ચાલમાં હમેશ કરતાં કંઈ ફેરફાર લાગતાં અને તેના પગના પડવામાં જરાક વધારે ધરસકો જણાતાં સૂરાએ કહ્યું:—

**પગ પાનીનો માલણ ધરસકો રે ધરસકો**
**આવડો નોય ફુલાં સુંદો ભાર—લો.**

ભાઈ માલણ તારી છાબમાં રે—છાબમાં
તેં કાંઇ સંતાડયો છેલ જરાર—લો.
અંધા ધારીને તું શું છેતરે રે—છેતરે ?

રે માલણ, તેં શું અમને આંધળાં ધારીને છેતરવાનું કર્યું છે ? તારા પગની પાનીના ધબકારાથી અમને લાગે છે કે તારી છાબમાં તેં કાંઇ ભારે વસ્તુ સંતાડી છે. માત્ર ફુલના ભારથી તારા પગ આમ પડે નહીં. અમને તો એમજ લાગે છે કે તેં છેલાણી જરારને તારી છાબમાં સંતાડયો હશે, માટે અમે તે તપાસ્યા વિના તને આગળ જવા નહીં દઇએ.

પોતાની શંકા આમ આંધળાએ ખાધી ને પોતાને રોકી તેથી આ ચતુર માલણ રૂઆબમાં દરવાનને દબાવતી બોલીઃ—

અંધા આંખો ફુટીયુ રે ફૂટીયુ,
પણ હૈડાની પાળી કાં ફોડ—લો.
લાજ તો લીધી તેં રસ્તે રોકીને-રે-રોકીને,
કડવા બોલ્યો કુડા તું બોલ—લો.
ખોટા ઉતરાવીશ તારી ખોળને-રે.

હે આંધળા પરોળિયા, તારી આંખ તો ભગવાને ફોડી છે પણ હજું તારૂં હૈયું સાબુત છે તેને આમ કરી કાં ફોડ છ ? મને મુઆ આમ રસ્તે જતી રોકી મારો વ્હેમ લાવી તેં મારે માથે ખોટું આળ ચડાવ્યું છે, તારા વેણ મારા હૈયાને ઝેર સમાન લાગ્યાં છે, પણ જો જે, હે જૂઠા, તારી જીવતી ચામડી હું ઉતરાવીશ. તુ આ બધું યાદ રાખજે.

આ પ્રમાણે માલણે રૂઆબમાં ને રૂઆબમાં જેટલો દમ છંટાય તેટલો છાંટયો. પણ આંધળો સુરો કે સાંગો તેના બીધા જાય તેવા નહોતા. તેમણે તો તુર્તજ માલણને કહી દીધું કે તારાથી જે બને તે કરજે અગર કરાવજે પણ હમણાં તો તારી છાબ નીચી મૂક. તેને આ બાણથી અમે વીંધી નાંખીશું. હવે તો,—

હેઠી ઉતાર માલણ છાબડી રે છાબડી:
કરૂં તીર તણો તેમાં ઘાવ લો.
જરદો હશે તો ઝટ જાગશે રે જાગશે,
નકર ફુલડાં વીણીને ચાલી જાવ—લો.
બાયડીને ભુલાવે શું મુંડી બાવડી રે.

હે માલણ, તારે જે કરવું હોય તે કરજે પણ હમણાં તો તારી છાબ તું નીચી ઉતાર ને હું મારા તીરને તેના પર છોડું. જો તેમાં જરાર હશે તો તો અવશ્ય તે બહાર આવશે નહીં તો તું તારે તારાં ફુલ વેરાઇ જાય તે વીણી લઇને ચાલતી થજે. અરે શું તું એક સ્ત્રી અમને મૂછાળા મર્દને છેતરવાની હતી ?

આ સર્વ વૃતાન્ત જરાર છાબમાં પડયો પડયો સાંભળી રહ્યો હતો. હવે શું કરવું તેનો તે વિચાર કરવા લાગ્યો. શું બહાર આવી સાંગા તથા સૂરાને તલવારથી વધાવી લેવા ? ના, એમ તો ન કરવું, કારણ એમ કરવાથી સર્વ ભેદ ખુલ્લો થઈ જાય. ત્યારે શું આમાંથી બહાર નીસરી જઇને

મુમના પાસે દોડી જાઉં ? તો મારા પગના ધબકારથી ચેતી જઇને આ ચતુર સાંગો ને સૂરો મને પોતાનાં તીરથી વીંધી નાખી ઠાર કરે. ફુલમાં પડયો પડયો જરાર આમ અનેક તર્ક વિતર્ક કરે છે, ત્યાં તો ચતુર માલણે વીરપ્રેમીને ઉગારવા માટે યુક્તિ કરી. ખરે વખતે આશ્રયદાતા સ્ત્રી ગમે તેમ કરી ગમે તે ભોગે પોતાના શરણાંગતને બચાવી લે છે. માલણે તુર્તજ પોતાના ગળાના હાર પર હાથ નાંખી એક ઝટકાથી તે તોડી હાથમાં લીધો ને સાંગાના હાથમાં મૂકયો. તુર્તજ પોતાની વીંટી મુખવતી આંગળીએથી ખેંચી લીધી ને સુરાના હાથમાં મૂકી. બસ થઇ ચૂકયું. " કુકડીનું મોં ઢેફલે." વીંટી તથા હારે બંને દરવાનોના મોઢાં બંધ કર્યાં. " માફ કરજે માલણ " કહી તેને જવા દીધી. માલણે પોતાનાં શરણાંગતને બચાવી પ્રસન્ન વદને આગળ ચાલીને ફુલભરી છાબ મુમનાના મોં આગળ જઇને મૂકી. મોઢું મલકાવી તેણે મુમનાને કહ્યું–" લ્યો આ રૂડાં ફુલ, બાઈ સાહેબ, આજે વધારે સારાં સાચાં ફુલ મળ્યાં છે. ગૌરીમાને તેનાથી રીઝવો." મુમના આ સાંભળી જરા શરમાતી મોઢું મલકાવતી તેના સામું જોઈ રહી. તે સર્વ હકીકતથી અગાઉથી વાકેફ થઇ ગઇ હતી. માલણનો ઉપકાર પોતે વાળી શકે તેમ નહોતી. પણ ગરીબ માલણને વીંટી તથા હારની કીંમત તો મળવી જ જોઇએ એમ માની તેણે પોતાના ગળામાંથી અમૂલ્ય હાર બહાર કાઢી માલણના ગળામાં સ્વહસ્તે પહેરાવ્યો ને બીજાં હાથ પગનાં ઘરેણાં આપી તેને

નવાજી. વળી તેના ઉપકારનાં વખાણ પર વખાણ કરવા લાગી. આ પ્રમાણે પ્રેમપાત્રોને એકઠાં કરી, સુખી કરી, માલણ પોતાના જીવતરને સફલ માનવા લાગી. મુમના તથા જરાર મળ્યાં, ભેટયાં ને સુખી થયાં. આમ માલણની મદદથી જરાર તથા મુમના કેટલાક દિવસ તો સંયોગસુખ લેતાં થયાં. પણ અન્તે રાજા મૃગતમાસી પાસે વાત વધારે ડોળાવા લાગી. રાજાની શંકા વધી ને તેણે સજ્જડ પહેરો બેસાડયો. ઠેબાની સરદારી મુકી, તે એવાજ હેતુથી કે મોટા ભાઇથી નાનો ભાઇ લાજે. જરારે જવાનું બંધ કર્યું, પણ મુમનાને મળ્યા વિના તેના હૃદયને ચેન પડે નહીં. હવે તે શું કરવું ? વળી જરાર રાત્રે છુપી રીતે રાણીના અવાસમાં જાય છે તે વાત તેની મા તથા બેન મરયમે પણ જાણી. જરારનું કોઇ દિવસ આવી બનશે એમ ગણી તે બંને ચિન્તા કરવા લાગ્યાં. પ્રેમી જરાર એક બે દિવસ તો મુમના પાસે ન ગયો. પણ હૃદયમાં અત્યંત ઉત્કંઠા વધી જવાથી વળી પાછો માલણ પાસે આવ્યો ને માલણ તેને છાબમાં ઘાલી મુમના પાસે લઇ ગઈ. મુમનાએ આમ પોતાના પ્રેમીને જીવને જોખમે પણ માલણ લાવી તેથી માલણનો ઘણો ઉપકાર માન્યો ને તેને નવાં ઘરેણાં આપી નવાજી. મુમના પાસેથી ઈનામ મેળવી માલણ જરારને ત્યાં જ રાખી આનંદમાં મલકાતી પાછી ફરી. પ્રેમી જોડી જગતનો ભય પલવારમાં ભૂલી, આનંદમાં ડુબી ચોપાટ ખેલવા બેઠી. જરારના દાણા બરાબર આવે છે ને મુમનાની સોગઠી દાવમાં સપડાય છે,

પણુ પોતાની વ્હાલી મુમના જીતે ને પોતે હારે તોજ વીર મર્દના હૈયાને મજા પડે છે ને જરાર દાવે ચડેલ સોગઠી જતી કરે છે. આમ જરાર દાણા નાંખે છે. દાવે સોગઠી ચડે છે, એ દબ્ય જોવામાં, તેની દષ્ટિનું પાન કરવામાં ને તેના હાથમાં રહેલ પદ્મ નિરખી નિરખી ખરેખર આ તો રસનાયક પંડે કૃષ્ણકનૈયો છે એમ ગણી હૃદયને પ્રેમપાન વડે અનન્ય રીતે રીઝવવામાંજ મુમના પડી ગઇ ને ગમે તેમ દાણા નાંખી દાવ ખોવા લાગી. ભલે વ્હાલી દાવ ખુવે પણુ વ્હાલીના હૃદયને આનન્દ તો પોતાને આનન્દ માનનાર જરાર તેને જીતાડવામાં જ પોતાના હૃદયનું સાફલ્ય સમજવા લાગ્યો ને દાવ જતા કરવા લાગ્યો. આ જોઈ મુમના બોલી.—

કંકુ વરણી કાયા કંથજી રે કંથજી
વળી હાથડિયામાંહી તો પદમ હો.
દાવે ચડી આ મારા સોગઠી રે સોગઠી.
કેમ મારતાં રાખો છો જી શરમ હો
હંસલી હીલોળેલ જરાર મુમના રે.

હે જરાર, હે પ્રેમી, તારી કાયા કંકુવરણી છે. હે મારા હૃદયનાથ, તારા હાથમાં પદ્મ છે. આ જો જો, મારી સોગઠી તારે દાવે ચડી છે, તેમ છતાં તેને મારવામાં તું કેમ શરમ રાખ છ? દયા ખા છ કે આને ન મરાય? હે વ્હાલા જરાર, આ મુમનાનું હૃદય પ્રેમરસસાગરને મોજે ચડયું છે.

આ પ્રમાણે પ્રેમીને સંબોધતી મુમના જરારને પ્રેમ ભરેલ મીઠાં વેણ સંભળાવે છે ત્યાં તો જરારે જવાબ દીધોઃ—

કાચી સોગઠી કેમ મારીએ રે મારીએ
વળી આ કાચાં સંગે તો રમનાર—હો,
કુડાં કલંક બેસે કુળમાં રે કુળમાં.
ગોરાં ગણો શું અમને ગમાર હો.
હંસલો હીલોળેલ જરાર મુમના રે.

હે મુમના, આ જરાર હંસ પણ પ્રેમ સાગરનાં મોજાં પર ઉછાળા ખાઈ રહ્યો છે. પણ તે કાચી સોગઠી મારતાં અચકાય છે, કારણ કે તેની સામે રમનાર રમતમાં પ્રવીણ નથી. તું સ્ત્રી છો, પૂરી પ્રવીણ નથી, તેથી જો હું તારી સોગઠી મારૂં તો, હે સુંદર સ્ત્રી, મારા કુળને ખોટ બેસે. મર્દ મર્દની ચોટ હોય. અમો પુરૂષોએ તો તમને જીતાડીને સદા રાજી જ થવું જોઇએ.

આમ કોમળ સૃષ્ટિની કીમત આંકતો જરાર પાસા નાંખતો જાય છે ને દાવે ચડેલ સોગઠી છોડી દેતો જાય છે. આ પ્રમાણે પ્રેમના દાવપેચ મધુરા વ્હાલા શબ્દોમાં ઉચ્ચારતું ને આનંદ લેતું આ યુગલ રમ્યે જાય છે ને રાત્રિ વહે જાય છે, પણ પ્રભુને જાણે આ રમતને વધારે વાર આગળ ન ચાલવા દેતાં કોઇ બીજો જ ખેલ ખેલવાનું ગમે છે, ને પ્રભુ તેમને ઓર કસોટી પર મૂકે છે.

સાંગા તથા સુરાએ માલણ પાસેથી માળા તથા વીંટી મેળવ્યાં ને કેટલાક દિવસ ચાલતું હતું તેમ ચાલવા પણ

દીધું; પણ છેવટે તેમને વિચાર થયો કે આ જો રાજાને જણાશે તો આપણી શક્તિને કલંક બેસશે, માટે આપણે રાજા મૃગતમાસીને જણાવી દેવું જોઈએ. તેથી બંને આંધળા રાજા પાસે આવ્યા ને તેને કહેવા લાગ્યા કેઃ—

પાક્યાં ટીંડોરાં ઝુમખાં રે ઝુમખાં.
એનો વેડનારો ચોર કચોર–લો.
મૃગતમાસી તારા મેલમાં રે મેલમાં,
આજે માળા ઘાલે છે એ મોર–લોઃ
કરીએ ખબર કલંક કારણે રે.

હે રાજા, સુંદર ટીંડોરાં પાકી ગયાં છે, અને એના ઝુમખે ઝુમખાં ઝુલી રહ્યાં છે. પણ જેની વાડી છે તે તેને વેડતો નથી ને એક કપરો ચોર તેને વેઠી જાય છે. હે રાજા, તારા જ અવાસમાં સુંદર મોર આવીને માળા ઘાલી રહ્યો છે. પછી તું અમને ઠપકો દઇશ–અમને ફીટકારીશ તથા અમારા પર કલંક ચડાવીશ. માટે જ અમે તને આ ખબર આપીએ છીએ. ચેતવું હોય તો ચેતજેઃ

બસ હવે થઇ ચૂક્યું. વ્હેમાતા ડોસાના હૈયા પર જવાળા પ્રકટી. તે ચેતી ગયો કે જરૂર આ કામ કરી રહ્યો છે: મારી વાડીનાં મીઠાં ટીંડોરાં વેઠી રહ્યો છે. ભલે ને તે ભાણેજ હોય તેથી શું ? મારા અવાસમાં જઇ મારી સ્ત્રીની લાજ તે લુંટે એની સજામાં એનું માથું એના ધડથી જુદુંજ થવું જોઇએ. રાજા આમ ક્રોધાવેશમાં આવી ગયો ને બડબડયો. આજ વખતે કંઇ કામ પ્રસંગે કથુરાની દાસી મંજુઘોષા

ત્યાં આવેલ. ચતુર દાસી આ સર્વનું પરિણામ શું આવશે તે જોઇ ગઈ. અરે આથી તો પોતાની બાઈ કથુરાને એકાએક વૈધવ્ય આવશે! ભુંડુ થશે! લેને હુ તો મુમનાબાઇને ઓરડે જઇ તેને ચેતવું." આમ હૃદયમાં લઈ દાસી ત્યાંથી ઉપડી. રાજા મુમના પાસે આવે છે તે પહેલાં તો તે ત્યાં પહોંચી ગઇ ને એકાએક બોલી:—

વકરેલ અમારો કુલખણો રે કુલખણો,
એને છુટો મેલ્યો નવ જાય, હો:
સાકર મેલી રે બાઇ સીંધની, રે સીંધની.
એ તો ગોળ હાટોડા ખાય, હો,
જીવતો જરારાનો રાણી મુમના રે.

અરે બેન, અમારો સાયબો હવે વકરી ગયો છે, એને છુટો મેલ્યો પોસાતો નથી. એ સાયબો એવો તો મદોન્મત્ત થઇ ગયો છે કે પોતે પોતા પાસે સિંધ દેશની મીઠી સાકર પડી છે તેની પરવા જ ન કરતાં બજારનાં હાટડાનો મેલો ગોળ ખાય છે. ખરેખર જરારનો જીવ તો હવે મુમના રાણી જ થઇ બેઠી છે.

મંજુઘોષાનું આવું માર્મિક વેણુ સાંભળી બંને પ્રેમી ચમકયાં. અરે વળી આ દાસી ક્યાંથી? પણ ચતુર મુમના દાસી મંજુઘોષાને પાણી પાય તેવી હતી. તેણે તુર્તજ પ્રત્યુત્તર વાળ્યો:—

લીલી પીળી પાંખનો ભમરો રે ભમરો,
એ ભમરાને મૂકો નવ જાણ હો.

**ફૂલમાં ફસાગ્યો એ ફાંકડો રે ફાંકડો:**
**એ તો છૂટે ઊગતે પ્રભાત જો,**
**સવારે આવશે એ તો સાયબો રે.**

અરે, આ સુંદર લીલી પીળી પાંખવાળો ભમરો કોઈ જગ્યાએ મૂઓ હોય એમ તું માન્ય માં. એ રસિક તો કમળ પુષ્પમાં બીડાઇ ફસાઇ ગયો છે તે એનો સવાર પડતાં છુટકો થાશે; માટે ભમરીને કહે કે એનો સાયબો સવારે આવશે. હમણાં ફુલ વીંધી બહાર આવી શકે તેમ નથી.

મંજુઘોષા આ ઉત્તરથી પામી તો ગઈ કે જરાર હવે આમાંથી છુટો થાય તેમ નથી. ભલેને ભમરી પોતાના ભમરાને ન જોતાં મુંઝાય. પણ ભમરો એવા તો કોમળ પુષ્પબંધનમાં બંધાયો છે કે તે તોડીને બહાર આવવાની તેનામાં તાકાત નથી. તેની મગદૂર શી છે? બિચારી મંજુઘોષા જરા આમ, જરા આમ બોલી પાછી વળી. ત્યાં તો સામેથી જુદા મૃગતમાસીને નાગી તલવાર સહિત આવતો જોયો. રાજાની લાલ ચોળ આંખ જોઈ તે બિચારીને ફાળ પડી કે રખેને કંઇ માઠું પરિણામ આવે. પણ હવે કરે શું? હરિ કરે તે ખરૂં કહી તે ઘેર આવીને જરારની મા તથા બેન મરયમ અને કથુરા બેઠાં હતાં ત્યાં વીલે મૂખે ગદ્ગદ કંઠે જે સર્વ પોતે જાણ્યું અને જોયું તે કહેવા લાગી. વળી તે કથુરા સામું જોઈ બોલી:—

**લીલી પીળી પાંખની ભમરી, હવે તું ઝુર મ ઝુર;**
**તારા સાયબાને બંધણ્યો, ઇ છૂટે ઊગમતે સૂર.**

હે સુંદર, નવરંગી, કથુરા, તું જરાર માટે ઝુર કે ન ઝુર, પણ તારા નાથને તો ત્યાં બંધાવ્યો છે, તે હવે સૂરજ ઉગતાં છુટો થશે.

કથુરા આ સાંભળી રહી, વધારે ઉત્સુક ન બની, પણ જરારની મા તથા બેન અધીરાં થયાં ને " અરે આમાં શું થશે ?" એમ વિમાસતાં બેઠાં.

મંજુઘોષા મુમનાને કંઇક ચેતવીને ગઇ ને તુરત મૃગતમાસી એકાએક ત્યાં આવ્યો. રાજાને આવતો જાણી મુમનાએ ઉતાવળથી જરારને એક ભંડકિયામાં સંતાડી દીધો ને પોતે ગૌરીનું ધ્યાન કરતી ઇચ્છાવરનો જપ કરતી બેઠી. રાજા ત્યાં આવ્યો: કોઈ અન્યને ત્યાં જોયું નહીં, પણ ચારે મેર નજર ફેરવતાં જરારનું મોળિયું બાજોઠપર પડેલ જોયું. તેણે મુમનાને પૂછ્યું: "આ તે આંહીં પુરૂષનું મોળિયું ક્યાંથી ?" વળી મુમનાના ગાલ પર જરા જરા આછાં ચિન્હ જોયાં. ફુલભરી શય્યા વીંખાયલ તથા ફુલો ચોળાઇ ગયેલ જોતાં તેથી તેણે પૂછ્યું:—

સેજલડી ચોળાણી રાણી ફુલની રે ફુલની,
વળી દીસે ઉજરડા તમારે અંગ હો,
આ તે કોની પડી છે કો'ને પાઘડી રે પાઘડી.
કો શું રમ્યાં રાવડીએ રંગ હો.
સાચું તો બોલી હો રાણી મુમના રે.

હે રાણી, આ ફુલ ભરી સેજ ચોળાઈ ગઇ છે અને તમારા અંગપર (ગાલે) કંઈક આછા ઉજરડા દેખાય છે.

વળી આ પાઘડી આંહી કોની પડી છે? તમે આજ રાત્રે કોની સાથે રંગ રમ્યાં છો? રાણી મુમના આ બધું મને કહી દો.

બુઢિયો ભલેને રાણીને ધીમે રહીને પટાવતો પૂછે, પણ મુમના કાંઇ તેની લીધી જાય તેવી નથી. તેણે તો તુર્તજ હાજર જવાબ પરખાવ્યો કેઃ--

બની હું પુરૂષ બાંધું પાઘડી રે પાઘડી,
આજે અસોશી હતી મારે અંગ હો.
ચોળાણી આળોટયે શન્ન સેજડી રે સેજડી
રમતાં રાતે દાસી શું રંગ હો:
દિનડા તો વિતાડું આમ દોહ્યલા રે.

હે રાજા, હું કોઈ કોઇ વાર મને મન થઈ આવતાં પાઘડી બાંધી મર્દ બનું છું. આજે મારે શરીરે અસુખ હતું ને હું સુતીને મારે શરીરે આ ચિન્હ પડી ગયાં. કોઇ વખત હું પુરૂષ બનીને મારી દાસી સાથે આનન્દના ખેલ ખેલું છું. આજે તેમ કર્યું ને આ સેજ ચોળાઈ ગઇ, આ ફુલો ખુંદાયાં ને ચોળાયાં. રાજાજી, આ પ્રમાણે ઘણાજ દુઃખમાં દિવસ ગુજારૂં છું ને ઇચ્છા કરૂં છું કે ગૌરીપૂજન પૂર્ણ થયાનો દિવસ નજીક આવે.

“ દિનડા તો ગુજારૂં આમ દોહ્યલા ” એ વેણ સાંભળતાં બુઢિયો જરા રાજી થયો. “ આ તો રાણી એમજ ઇચ્છે છે કે ઝટ લગ્ન થાય તોજ જીવાશે, ” એમ તેણે માન્યું.

પણ શંકાળુ ને ખારીલું દિલ પુરૂં સમાધાન પામ્યું નહીં. હજુ વધારે પરીક્ષા કરવા તેણે રાણીને કહ્યું:–"રાણી, તમે મર્દ બની પાઘડી બાંધો છો તો આ પાઘડી હું વીંખી નાખું છું તે તમે ફરીને બાંધો." આમ કહી તેણે તુર્તજ પાઘડી વીંખી નાખી. રાણી આ જોઈ એકાએક જરા ડઘાઈ તો ગઇ; પણ તે ખૂઢાથી કાંઇ હારી જાય તેવી નહોતી. હાજરજવાબી મુમનાએ રાજાને કહ્યું: "–રાજાજી, તમારી સન્મૂખ રહી મર્દ બની પાઘડી બાંધતાં મને બહુજ શરમ આવે છે, માટે આપ આંહીં બહાર રહો ને હું તે બાંધી લઉં." રાજા તુર્તજ બહાર ગયો. ચતુર લવંગિકા તો વાટ જોતી ઉભી જ હતી કે મુમનાનું શું ફરમાન થાય છે. તેણે રાણીની ઇશારત થતાં તુર્તજ પાઘડી ઉપાડી ભંડકિયામાં જરારને આપી. જરારે તે બરાબર બાંધી દીધી. લવંગિકાએ તે લઈને રાણીને આપી. રાણીએ તે પોતા પાસે મૂકીને રાજાને ત્યાં બોલાવ્યો. રાજા આવ્યો ત્યાં "લ્યો જીયારાજ, આ મોળિયું"–કહી તેના સામું મોં મલકાવ્યું. રાજા બહુજ વિસ્મય પામ્યો ને રાજી થઈ કંઇ ન બોલતાં ચાલતો થયો. જતાં જતાં ઠેબાને સખત દેખરેખ રાખવાનું કહેતો ગયો.

રાજા રાજભુવનમાં ગયો ને જરાર ત્યાંથી નીકળી એક બારીમાં થઇ ઉંચા તાડનાં પાનરાંને વળગી તે વાટે નીચે આવ્યો, ને પછી ત્યાંથી છાનોમાનો નીકળી જઇ ઘેર આવ્યો. ઘેર જરારને જોઈ મા તથા બેન હર્ષઘેલાં તેને ભેટવા દોડયાં. તેમણે તેનાં મીઠડાં લીધાં ને અધીરાં અધીરાં બની તેને કહ્યું:

ઉજાગરે ઘેરાણી તારી આંખડી રે આંખડી,
બ્હેકે અત્તર કસ્તુરી તારે અંગ લો:
રઝળ્યા છો વીરા રજની કેની મેડીએ રે મેડીએ,
રમ્યા કઈ રામાની સંગ લો.
જરવા તેં લજવી આમ તારી જાતડી રે.

હે ભાઇ, ઉજાગરો થવાથી તારી આંખ લાલ થઇ છે. તારા શરીર પરથી કસ્તુરી તથા અત્તરની સુગંધ મ્હેકે છે. હે વીર. તું આજની રાત્રિ ક્યાં ગાળી આવ્યો ? કઇ સુંદરીની સાથે ? અને જરાર આવું જાર કર્મ કરતાં તેં તારા નામને, તારા કુળને બટ્ટો બેસાડયો છે.

ખરેખર સ્નેહી વીર જાર કર્મ કરે તો એ તેને ઘણું જ નીચ્યા જોયું છે, પણ મુમના અને જરારનું હૃદયલગ્ન એજ ખરૂં લગ્ન છે એ ન જાણનારાં મા તથા બેન આ વીરને આમ કહે એ વાસ્તવિક છે. જાર કર્મથી તો કુળને ખોટ બેસે જ. પણ પ્રિય વાચક, મુમનાએ કાંઇ મૃગતમાસી સાથે લગ્ન કર્યું જ નથી. મુમનાં તો જરારની જ છે, તે છેજ. ગૌરીપૂજનનું બાનું ધરી ૭ માસની અવધિ મેળવી કોઈ પ્રકારે પોતા સાથે જોડાવાની તીવ્ર ઇચ્છા, દઢ સંકલ્પ, તેના ઉરમાં તેણે ભરી રાખ્યાં છે, એ જરાર તો જાણે છેજ. હવે માતા તથા બેનનાં વચન સાંભળી છુપું શું રાખવું ને શાને માટે ? એમ ગણી જરારે તુર્તજ જવાબ દીધો:—

કેશર ગુલાબને કુમ કુમ રે કુમ કુમ
કર્યાં રૂમનાએ લાલ ગુલાલ લો.

રમતાં રંગે તો વીતી રજની રે રજની
ખુલ્લું થાશે એ મ્હોં નહીં ખ્યાલ હો.
નહીં તો બેની હું છાનું રાખતે રે રાખતે.

એ ખરૂં છે. મને મુમના રાણીએ કેશર, ગુલાલ ને કંકુનાં છાંટણાં છાંટી, બેન, લાલ લાલ બનાવી દીધો છે. આ રાત્રિ તેની સાથે રમતમાં ને રમતમાં મેં ગાળી ને મને ખબર ન રહ્યા કે સવારે આ સર્વ ખુલ્લું થશે. નહીં તો, હે બેન, હું સર્વ છૂપું રાખવાનો ઉપાય કરત.

આ સાંભળી તેની માએ કહ્યું:—ભાઇ, તું આમ ઉદ્ધત બની આવું કર એ ઠીક નથી થતું. મામાને વ્હેમ પડશે તો તેનું ફળ બહુ બૂરૂં આવશે. આપણને તેણે આંહીં આશરો આપ્યો, ને તેની સામે તું આમ અયોગ્ય આચરણ કર એ જરાય ઠીક નહીં. ભાઈ, મામી જુવાન ને તું જુવાન તેથી લોક તારી ચર્ચા કરે ને આપણે નિન્દાઇએ કે મામે બેન ભાણેજને આશરો આપ્યો તો ભાણેજે મામાનું જ ઘર માર્યું. હવેથી જો તું ત્યાં જઇશ તો, બેટા, તારા જવાના માર્ગમાં હું:—

સાત સર્પની વાડ કરૂં, શીને વાસું કમાડ;
પછી કેમ જશો દીકરા, કેમ કરી રેશો ત્યાં રાત.

હે બેટા, તારા રસ્તાની આડી સાત સાત ઝેરી સાપની આડશ કરાવીશ, તને ઓરડામાં પૂરીને બારણાં સખત બંધ કરાવીશ. પછી હે મારા લાડકવાયા, તું ત્યાં શી રીતે જઇશ ?

આ પ્રમાણે પુત્રનો જીવ જોખમમાં છે જાણી અને પરિણામ ખરાબ આવશે એમ માની જરારની માતા તેને માતૃ સ્નેહથી ઉભરાતી મોટી ધાસ્તી દેખાડતી ન જવાનું કહેવા લાગી. આડા ઝેરી સર્પનો પણ ડારો તેને દીધો. પણ જરાર, પ્રેમઘેલો જરાર તેને ગણકારે એવો નહોતો. વળી નાનો તેથી લાડપકવાયો ને મામા મામીયુ સાથે લાડમાં ઉછરેલ તેથી કાંઇ લજવાય એવો પણ નહીં. તેણે તો તુર્તજ માને કહ્યું:—

સાત સાત સર્પની વાડ કપું શીંશાં ભાંગું કમાડ,
જાશું મુગતમાસીના મોલમાં અમે રાત્યુ રેશું ખરાર.

મા, જો, તમો આડી સાત સાત સાપની વાડ કરાવશો તો હું તેને મારી તલવારથી કાપી કાઢીશ. મને પૂરીને કમાડ સજ્જડ બંધ કરશો તો હું તેને ભાંગીને ભૂકો કરી નીકળી જઇશ. પણ હું તો મામાના મહેલમાં જવાનો જ ને ત્યાં જઈ રાતવાસો રહેવાનો જ."

આવો પ્રેમભર્યો પણ નફ્ટ જવાબ સાંભળી મા ઝંખવાણી પડી ગઈ. દીકરો હવે હાથમાં નથી રહ્યો ને તેનું ભાવિ અવળું જ થવાનું, એમ તેણે નક્કી માની લીધું. તેનું મોં પડી ગયું ને તે ચૂપ રહી. જરાર ત્યાંથી ઉઠીને પોતાને ઓરડે આવ્યો. કથુરા પણ તેની વાટ જોતી હતી. પોતાના પતિને આવતો જોઈ, વળી ગુલાલ કેસરવાળા રંગમાં રંગાયો જોઇ, અને શરીરેથી સુગન્ધ મેહેકતી હતી તે જાણી, જરા હાસ્ય વિનોદ કરતી બોલી:—

અધમણ કસ્તુરી ધમ ધમી, મણ મણ ઉડયા ગુલાલ;
પૂછું તમને કંથડા, તમે કયાં રમ્યા આ રાત.

આ અધમણ કસ્તુરીની ફોર ફોરી ઉઠી છે, આ મણ મણ ગુલાબ ઉડવાથી શરીર ને લુગડાં રંગાઇ ગયાં છે. હે મારા પિયુજી, હું તમને પૂછું છું કે તમે આવી રાત્રિ કયાં રમ્યા ?"

આ સાંભળી તેની જ બેન મુમનાના ઓરડામાં પોતે રાત ગાળી આવ્યો છે એમ જણાવતો જરાર બોલ્યો:—

અધમણ કસ્તુરી ધમધમી, મણ મણ ઉડયા ગુલાલ,
મૃગતમાસીની મેડીએ, રાતુ રહ્યાંતા જરાર

આ જરાર આજની રાત મૃગતમાસીના મેહેલમાં ગાળી આવેલ છે અને ત્યાં અધ અધમણ કસ્તુરીની છોળ ઉરાડી ને મણ મણ ગુલાલ રાતમાં ઉરાડયો; તેથી આ વસ્ત્ર લાલ થયાં ને આ સુગન્ધ આવે છે.

આમ આળસુ ને નગરોળ કથુરાને જરારે જરા ટાણો માર્યો, અને પછી ઘડી બે ઘડી તેની સાથે બેસી, વાતચિત કરી, ત્યાંથી પાછો મા ને બેન જયાં બેઠાં હતાં ત્યાં આવ્યો ને બેઠો. ત્યાં તો ઠેબો ત્યાં આવ્યો ને જરારને ઠપકો દેવા માંડયો કે, મૂર્ખ, તું બેઅદબ થઇ કોઇની પણ દરકાર કર્યો વિના મુમના પાસે જા છ એ ઠીક નહીં. એમાં જીવનું જોખમ રહેલ છે.

હીરાગળનાં હાતણ હંસલા રે હંસલા,
એ હાતણિયાં પાડશે હાંત-લો;
જાવું ઝાઝાને મોટી મેડીએ, રે મેડીએ

ભાઇ વેળાનો વાઘો વનારા-હો,
કણુ ફાઇને કાળો નીસરે--રે.

હે ભાઇ જરાર, તેં તો હીરાગળનાં દાતણુ કરવા માંડયાં પણુ તેથી તો તારા બધા દાંત પડી જશે. હે ભાઇ, એ મોટાની મેડીએ જવાનું તું બંધ કર નહીં તો કોઇ દિવસ તેમાં તારો નાશ થશે. કારણુ કે રાફડાને તોડતાં તેમાંથી સર્પજ બહાર નિસરે ને જીવ લ્યે.

આવો ઠેબાએ જરારને સર્વ દેખતાં ઠપકો દીધો. જરાર નીચું જોઇ રહ્યો ને બોલ્યો નહીં. ઘડી બે ઘડી વાતચિત કરી સર્વ છુટાં પડયાં. રાત્રિ પડી. અશાડ માસની તોફાની ને અંધારી રાત્રિ. ઘનઘોર ઘટાટોપ જામી રહ્યો છે. વીજળી ઝબુકા દઇ રહી છે. મુમનાના મેહેલની ફરતો સજ્જડ પહેરો ઠેબાની સરદારી નીચે ખુલ્લી તલવારે ભરાય છે. ઠેબો પંડે મહેલની આસપાસ ભમે છે, ત્યાં વીજળી થઇ ને બારીમાંથી એક ચંદ્રમુખ દેખાયું. તે કોઇની વાટ જોતું હોય તેમ ઠેબાને લાગ્યું. ઠેબે તેને કહ્યું:

ઠેબા જેવા રે મામી ઠાકરા રે ઠાકરા,
જોધા જરવો અમારો ભાઇ-હો;
તેમાં શું મોવાંરે રાણી મુમના-રે મુમના
એ તો જોડ કજોડ, કેવાય--હો,
ફરીએ આવોજી આપણુ ગોઠડી-રે.

હે મુમના મામી, હું આ ઠેબા જેવો મર્દ ઠાકોર તારી રખેવાળી કરી રહ્યો છું. હવે મારા ભાઇ જરારમાં તે

શો માલ છે ? તેને જોયો હવે. અરે, તેનાપર તે તમે શું ઢળી પડયાં ? એ કાંઇ તમારે માટે લાયક નથી. એ તમારી કજોડ કહેવાય. હે મામી, આપણે બંને જો તમે ઇચ્છો તો મનગમતી મજા કરીએ.

બીજાને ધર્મ શિખવનાર, જ્ઞાન દેનાર, ડાહ્યા જ્યારે પોતાપર આવી પડે છે ત્યારે ખરેખર જરાય ટકી શકતા નથી. એ તો "પરોપદેશે પાંડિત્યમ્" જ છે. સ્ત્રીમુખ, સ્ત્રીનયન, સ્ત્રીકટાક્ષ, સ્ત્રીમોહને જીતવાં એ અતિ દુર્લભ વાત છે. ઠેબે જરારને ઠપકો આપ્યો; તેને ડરાવ્યો; પણ જ્યાં સુધી સુમનાનું ચન્દ્રમુખ નહોતું જોયું ત્યાં સુધીજ. જરારને ઉપદેશ આપવામાં ઠેબો પંડિતરાજ બન્યો પણ જ્યાં પોતાપર હલ્લો આવ્યો ત્યાં ટકી શકયો નહીં જ. સુમનાનું મુખ જોતાં તેનું જ્ઞાન પીગળી ગયું. પણ સુમના કાંઈ તેની લીધી જાય તેવી નહોતી. તેણે તુર્તજ ઠેબાને પરખાવી દીધું કેઃ-

ઠેબા શું જોવા રે મારે ઠાલિયારે ઠાલિયા,
અરે પરઘર રહીને પેટ—ભરો
મોઢું છે મોરી લેગ તારું મૂરખા રે-મૂરખા
ફાવી મુઓ છે દેવાળુંટ--ભરો
હંસલો જરવોને મારૂ સુમના રે.

હે ઠેબા, તારી જેવા તો મારી ઘોડારમાં લાદ ઉસડનાર છોકરા ઘણા છે, અને તે ત્યાં પેટવડિયા થઇને જીવે છે. તારૂં મોઢું તો ખરેખર ઢોરની જેમ મોરીથી બાંધવા

લાયક છે, તેને તુ વિકાસી, મૂરખા, ફોકટનાં ફાંફાં મારો કરછ. આ પ્રેમી મુમનાને લાયક તો હીલોળેલ રંગીલો રાજહંસ જરારજ છે.

આ પ્રમાણે પોતાના વ્હાલા જરારનાં યશોગાન ગાતી મુમના ઠેબાને ધિક્કારી રહી છે. ઠેબો મુંગે મોંએ એ સર્વ સાંભળી રહ્યો છે ત્યાં વળી વીજળીનો ચમકારો થયો ને તેની નજર તાડપર પડી ત્યાં તાડપર તેણે કોઇને જોયું ને તે ઘડી બે ઘડી તો ચકિત થઇ રહ્યો.

ઉંચે તાડ વધિયો, વાયે ઝોકાળા ખાય,
કર તો વળાંબે ફોટડી, પવન પાછો લે જાય.

આ તાડ ઉંચો વધીને પાંદડાંથી ઘેઘુર છે ને પવનમાં આમ તેમ ડોલીને સેલાં ખાઇ રહ્યો છે. તેનાપર છેક ઉંચે એક મર્દ ચડયો છે ને તેનો હાથ નજીકની બારીને વળગવા જાય છે. પણ પવન વાઇને તાડને પાછો લઇ જાય છે.

આ અદ્દભૂત દેખાવ આવી કાળીરાત્રે ઠેબાની દૃષ્ટિએ પડયો. ઠેબો પાઈ ગયો કે નક્કી આવું ભયંકર જીવનું જોખમી કામ જરાર વિના બીજાથી થાયજ નહીં. તેણે તેથી હાકલ મારી કેઃ—

ઉંચો તાડ જીતવા વધ્યે ગયો રે વધ્યે ગયો,
એ તો વાયે ઝોકાળા ખાય—લો
કરતો વળાંબે ઘણી ફોટડી રે ફોટડી,
પણ પવન પાછો લે જાય લો.
ફટ ફટ ઓખરીયા છું બોતડારે.

હે મૂઢ, હરાયા ઢોર જેવા, નર્કમાં મોં નાંખનાર માણુસ, તને ધિક્કાર છે, આ તાડ ઉંચો વધી ગયો છે ને પવનમાં તે આમ તેમ ઝુલી રહ્યો છે, તારા હાથ એ અવાસની બારી પકડવા ઘણો યત્ન કરે છે પણ પવન તેને પાછો લઇ જાય છે.

નર્કમાં મોઢું નાંખવા, પારકું ઘર મારવા, તું આવું અઘોર કર્મ કર છ. તને ધિક્કાર છે. તું નીમકહરામ છે.

ઠેબો હજુ પોતાનું બોલવું પુરૂં કરે છે ત્યાં તો જરાર કુદીને ટપ બારીમાં પેસી ગયો ને "મોહું મોરી જોગ મૂરખા રે" એ વેણુ ઠેબાને સામું પરખાવ્યું. આ સાંભળી ઠેબાને રૂવે રૂવે અગ્નિ વ્યાપી ગયો. હવે તો આનું વેર કોઈ પ્રકારે લેવુંજ. ઠેબાનું હૈયું પાપી હતું અને જુમનાનું આ તિરસ્કારભર્યું ટોણું સાંભળી તે ક્રોધ ને વૈરથી છલકાઇ જવા લાગ્યું. પોતાનાજ માના જણ્યા ભાઇનું કાસળ કાઢવા તે તૈયાર થઇ ગયો. તેણે રાજા મૃગતમાસી પાસે ઝટપટ આવી કહ્યું:--

પાદર લુંટિયું પાણિયારીયુ, બજારે લુંટયા બકાલ,
મૃગતમાસી તમારા મેહમાં જોબન લુંટે જરાર.

હે મામા, જરાર એવો વકરી ગયો છે કે તે ગામને પાદર પાણી ભરતી સ્ત્રીઓની લાજ લુંટે છે, ને બજારમાં બિચારા વેપારીઓની ગેરઆબરૂ કરે છે. અરે મામા, એટલાથીજ પત્યું નહીં, પણ હવે તો તે ખુદ તમારી લાજ પર ગયો. હાં કે મહેલમાં તે જુવાન રાણીનું યૌવન લુંટે છે.

ક્રોધાવેશમાં ઈર્ષાના માર્યા ઠેબે મૃગતમાસી પાસે આવવાને આ કહી નાંખ્યું. રાજા સાંભળી લાલચોળ થઇ ગયો. તુર્તજ તે નાગી તલવાર હાથમાં લઈ મુમનાને ઓરડે ગયો, પણ મુમના તો પહેલેથી જ પાઈ ગઈ હતી. તેણે તેજ તાડ વાટે જરારને ત્યાંથી વળાવી દીધો હતો. રાજા મુમના પાસે આવ્યો. પણ ત્યાં શું હોય ? મુમનાને કાંઇ પુછ્યું ગાછ્યું, ને ગૌરીપૂજન પૂર્ણ ક્યારે થાય છે તે દિવસ માગ્યો. રાણીએ કહ્યું કે "કાલે". આ સાંભળી રાજાને સંતોષ થયો રાજદરબારે આવી તળાવને કાંઠે શંકરના દેવળ સામે લગ્ન કરવાની તૈયારી કરવા તેણે માણસોને આજ્ઞા કરી. ચોરી ખોડાવી તૈયાર કરાવી, કે સવારમાં ગૌરીપૂજન રાણી પૂરૂં કરે કે તુર્તજ તેની સાથે પોતે ફેરા ફરી લે. હવે તો જે થોડી રાત્રિ બાકી રહી છે તેમાંજ સર્વ સમેટી લેવાનું છે. આ ખબર જરારને થવા જોઇએ એમ હજુ જ્યાં રાણી મનમાં ધારે છે, ત્યાં તો ચતુર દાસી લવંગિકા તે દૂતી કાર્ય કરવા સજ્જ થઇ ગઈ. તે ક્ષણવારમાં જરાર પાસે આવી. તેને સર્વ વૃત્તાન્ત કહ્યા. સૂર્યનારાયણ ઉગે તે પહેલાં તળાવને કાંઠે મુમનાબાઇને મળવા તેને જણાવ્યું. મોટે મળસકે હજુ અરૂણોદય નથી થયો ત્યાં રાણી રથ જોડાવી તળાવ કાંઠે લવંગિકા સાથે આવી. જરાર તો ક્યારનોય ત્યાં આવી તેની વાટ જોતો ઉભો હતો. રાણી રથમાંથી બહાર નીચે ઉતરી. જરારને જોઇ રાજી થઇ. બૂંને જણાં ગૌરી પાસે ગયાં ને શંકર ભગ-

વાન તથા ગૌરીનાં દર્શન કર્યાં પછી લવંગિકાને કાંઠે રાખી તે પ્રેમી તળાવમાં સ્નાન કરવા પળ્યાં. અશાડ માસનું નિર્મળ પાણી, તેમાં બંને રસિયાં ઝકોળ કરતાં મીઠાં પ્રેમ સ્નાન કરવા લાગ્યાં. બિચારાં પ્રેમીને ખબર નથી કે ઘડીકમાં ભાવી શુંનું શું કરી નાંખનાર છે. અદેખા ઠેબાને કાને આ સમાચાર પહોંચી ગયા. તેણે તુર્તજ રાજા પાસે દોડી જઈ કહ્યું:—

મામા મેરુમાં પાડો માલતો રે માલતો
કરે છે તળાવમાંહે તોફાન લો.
શરમ તો મેલી છે એણે લોકની રે લોકની
ધડમથલમાં છે ઈ તો મસ્તાન લો.
હંસલો હીલોળેલ જરાર મુમના રે.

હે મામા, જેમ કોઇ અલમસ્ત પાડો વકરી જઇને તળાવમાં ભેંસો સાથે તોફાન માંડે છે તેમ હવે જરાર લોક લોકની લાજ શરમ છોડીને તળાવમાં મુમના રાણી સાથે મનગમતાં તોફાન માંડી રહ્યો છે. એ તો જાણે સરોવરમાં મસ્તીને ઉછાળે ચડેલ રાજહંસ જરાર ને રાજહંસી મુમના નહીં હોય શું? એમ દેખાય છે.

મનુષ્યમાં જ્યારે ઇર્ષા ને દ્વેષ ભરાઇ જાય છે ત્યારે તે ન કરવાનું કરી બેસે છે. ઠેબાએ એ પણ વિચાર ન કર્યો કે મુમનાનું નખોદ કાઢતાં પોતાના સગા-માના જાયા ભાઇનું મોત ઉભું થાય છે. રાજાએ ઠેબાનું કહ્યું સાંભળ્યું:

તુર્તજ તે ઉઘાડી તલવારે તળાવ કાંઠે આવ્યો. ત્યાં આવી જૂએ છે તો ઠેબે કહ્યું તેજ પ્રમાણે બરાબર જરાર અને મુમના પાણીમાં ઝોકાળ કરી રહ્યાં છે. એક બીજાને પકડવા મોટા સેલા ખાઇ રહ્યાં છે, ડુબકી મારી રહ્યાં છે, ને હસી રહ્યાં છે. બિચારાં પ્રેમી મસ્તીમાં એટલાં તો મસ્ત છે કે તેમને આજુ બાજુનું કશું ભાન નથી. ઉંડા જળમાં તેમને રમતાં જોઇ, રાજા સળગી ઉઠયો. "હમણાં ને હમણાં આ જરારને તો કાપી નાંખું" એમ તે તલપાપડ થવા લાગ્યો મુમના સામી નજર કરી તેને ધિક્કારતો તે બોલ્યોઃ—

રાણી તમે પરનસ્ની, રે પરનસ્ની
એક પેરી આછું ચીર—હો.
જળમાં રમો બે જરવા સંગમાં રે સંગમાં,
આ નાગું દેખાય તમારૂં શરીર હો.
બોળ્યારે બોંતેર પરિયાં બાપનાં રે.

અરે રાણી, તમે આમ આ પારકા પુરુષ જરારની સાથે એક ઝીણું વસ્ત્ર પહેરી રમત કરો છો. તમને ધિક્કાર છે. અરે આ તમારૂં અંગ તદ્દન ઉઘાડું દેખાય છે. ખરેખર રાણી, તમે તો તમારા બાપદાદાની બોંતેર પેઢીને બટ્ટો બેસાર્યો.

આવું માર્મિક ટોણું કાને પડતાં મુમના તથા જરાર ચમકી ગયાં. તેમના આનંદને એકાએક આંચકો લાગ્યો. જ્યાં તળાવ કાંઠે નજર કરે છે ત્યાં હાથમાં નાગી તલવાર પકડી ધરડો પણ અત્યારે ક્રોધમાં તપી ગયેલ રાજા આમ તેમ હેરા ફેરા ખાય છે. હવે તે વળી વિચાર શાનો ? શરમ શાની ?

આ વળી ઢાંકપિછોડો શા અર્થે? મુમનાએ તરત રાજાને જવાબ ત્યાંથી આપ્યો કેઃ—

ચાંદો સૂરજ ચડયા ગગને રે ગગને,
તેમ ભાણેજ મામી મેરી જાંગ, હો
કુદરતનો નિયમ તે કોણ ફેરવે—રે ફેરવે,
જુદાં પડે શું પાણી, મારે' ડાંગ હો.
દરિયો ડોળ્યો તે ડુબવી મારશે રે મારશે.

આ ચંદ્રને સૂરજ આકાશમાં ચડયા છે, તે જેમ સત્ય છે તેમજ તારો ભાણેજ આ જરાર મારી આબરૂ છે, મારી જાંગ છે, એ સત્ય છે. એનો ને મારો જીવ એકજ છે, અમને વિખુટાં કરનાર કોઇ છેજ નહીં. એવું કોઇ જન્મ્યું જ નથી, ને પછી તો જો દરિયો ડોળવા બેસીએ તો તે આપણને ડુબાડી મારવાનો જ. માટે હે રાજા આ અમારા શુદ્ધ પ્રેમને કોઇ તોડી નાંખવા સમર્થ છેજ નહીં.

આ પ્રમાણે બોલતી મુમના તથા જરા શરમાઇ જતો જરાર બહાર આવ્યાં. આવ્યાં ત્યાં તો ક્રોધાવેશમાં અન્ધ રાજાએ જરાર પર તલવારનો ઘા કર્યો. જરીક વારમાં ઝરારનું માથું ધડથી જુદું પડી ગયું ને ઘડી બે ઘડી જમીન પર તડફડી શમી ગયું. બિચારી મુમનાનાં દુઃખનો પાર રહ્યો નહીં. રાજાએ જો તેને ત્યાંને ત્યાં સાથે જ કટકા કરી નાંખી હોત તો તો તે પોતાનું અહોભાગ્ય માનત. પણ તેને તેણે જીવતી રાખી. પણ શું સત્ય પ્રેમવાળી સ્ત્રી પોતાનું પ્રેમપાત્ર ફુટી ગયા પછી જીવે ખરી? તેણે તો રાજાને ચોખ્ખે ચોખ્ખું

કહી દીધું કે " રાજા મારા પર હવે ઘા કર." રાજા નીચું જોઇ રહ્યો. ત્યાં વળી મુમના છાતી પર હાથ દઇ રાજા સામું જોઇ બોલી:—

આ જરાર મારો જીવતો, હું જરારની રેણુ,
અહં તો બલે જીવની ભુંડા નીચાં શું ઢાળે નેણ.

હે રાજા, આ જરાર મારો જીવજ છે અને હું તેની વ્હાલી સ્ત્રી છું. હવે તો તું તારે મારા પર ઘા કરને. ભલે હું નાશ પામું, તેમાં મને સુખ છે. હે ભુંડા રાજા તને ધિક્કાર છે. ભુંડા હવે વળી નીચું શું જોઇ રહ્યો છે?

રણુક્ષેત્ર પર મહાન યોદ્ધાઓને તલવારથી છાંટી નાંખનારનો હાથ કોમળ સૃષ્ટિપર ચાલતો નથી. બાવળનાં થડને કુહાડાથી કાપી કાઢનાર પુષ્પને ચોળતાં કંપી ઉઠે છે. રાજાને પણ એમજ થયું. તેની શી તાકાત છે કે મુમનાપર ઘા કરે! જરારના ધડ પાસે જઇ તેનું માથું ખોળામાં લઇ મુમના બોલી:—

ચુડિયુ ભાંગેલ ચાર, હવે સરાયો સાંધે ને,
જડુ દેને જરાર આ બાંયથી ભાંગી મુમના.

હે વ્હાલા જરાર, હું તારી પછવાડે વિધવા થઇ ને આ મારી ચાર ચાર ચુડીના કટકા કરી મેં ચુડી કરમ કર્યું છે. હે વ્હાલા, આ ચુડીને હવે કોઇ સરાયો સાંધી શકે તેમ નથી જ. અરે વ્હાલા જરાર, આ મુમના તો હાથ ભાંગથી થઈ રહી છે, તેના ભાંગલ હાથને તું સરાયો થઈ સાંધે તોજ સંધાય તેમ છે.

આ પ્રમાણે કલ્પાંત કરતી જરારનું માથું ખોળામાં લઇ તેના પર હાથ ફેરવતી મુમના બેઠી છે. તે રાજાને વિનવતી જાય છે કે હે રાજા, હવે મારા પર ઘા કરી નાંખને કે હું હવે જરારની ભેળી થાઉં. છેટું પડે છે. રાજા દિગ્મૂઢ થઈ ઉભો ઉભો આ જોઇ રહ્યો છે. ઠેઓ તો ઠીંકરા જેવો ઉભો છે. કરતાં શું કરાઈ ગયું; પણ નાના ભાઈનું માથું અને ધડ જોઈ તેની આંખમાંથી ચોધાર આંસુ ઉભરી ઉઠયાં. "અરેરે આ પ્રેમી જોડાનું, અરે આ માના જાયા-ભાઇનું મેંજ મારે હાથે નખોદ વાળ્યું. મને ધિક્કાર છે. હું હવે મારી મા પાસે શું મોઢું લઇને જાઉં." ઠેઆને પોતાને માટે ધિક્કાર વછૂટયો. રાજા પણ ક્રોધ શમી જતાં પસ્તાવા લાગ્યો. તેને થયું કે અરે મેં આ મારે જાતે જન્મારે ભાણે-જનો વધ કરી આ પ્રેમી જોડાને તડાક દઇ તોડી નાંખી મહા પાપ માથે વોર્યું છે. મારો ઉદ્ધાર કોઇ રીતે થનાર નથી.

પણ જુઓ—"જાનત હે દરદી દરદીકી" તે મુજબ માતા ગૌરી અને પિતા શંકર આ સર્વ જોઈ રહ્યાં છે તે ત્યાં પ્રકટ થયાં. પ્રેમ શું છે, લગ્ન કોને કહેવાં તેનું પુરે પુરૂં રહસ્ય આ દેવહૃદય સિવાય બીજું કોણ સમજી શકે? પ્રેમીની પીડા પ્રેમીને હૈડે તુર્તજ વસે છે. મુમનાંનો કલ્પાંત સાંભળી ગૌરી મા ગળગળાં થઇ ગયાં, અને પિતા શંકરથી પણ એ ધક ખમાઇ નહીં. તુર્તજ તે બંને તે સર્વ વચ્ચે આવી ખડાં થયાં. રાજા મૃગતમાસી ઠેઓ, લવંગિકા અને

અન્ય જનો આ જોઇ વિસ્મય પામ્યાં. ફક્ત મુમના જ માત્ર તે તરફ બેદરકાર હતી. તે તો જરારનું માથું જોતી જોતી કંઈ ભિન્ન ભિન્ન ભાવે ભરાઇ જતી હતી. માતા ગૌરીએ તેની પાસે આવી કહ્યું " બેટા મુમના, તારૂં અખંડ સૌભાગ્ય હો." આ પ્રમાણે કહી તેણે જરારના માથાને પોતાના હાથમાં લીધું ને ધડ સાથે જોડયું: પ્રસન્ન વદને શંકર ભગવાને પણ તેના પર પોતાની અમીની દૃષ્ટિ નાંખી ને જરાર બધાના અચંબા વચ્ચે આળસ મરડી ઉભો થયો. પોતે જાણે કોઇ ગાઢ નિદ્રામાંથી ઉઠયો હોય તેમ તેને લાગ્યું. ઉઠી ઉભો થઇ તે મુમનાને સાથે લઇ માતા ગૌરી તથા પિતા શંકરને પગે પડયો. રાજા મૃગતમાસી પણ પોતાનાં પાપ કર્મનો પશ્ચાતાપ કરતો પ્રભુ તથા દેવીને પાયે પડયો. ડેબે પણ તેમજ કર્યું ત્યાં ભગવાન શંકરે કહ્યું: " હે રાજા તુ તારે જ હાથે આ તૈયાર કરાવેલ ચોરીએ મુમના તથા જરારને ચડાવી તેમનાં લગ્ન કરી પાપથી મૂક્ત થા." આમ કહી ભગવાન શંકર દેવી ગૌરી સાથે અંતર્ધાન થયા. રાજાએ ભગવાનના આદેશ પ્રમાણે તેજ મંડપમાં, તેજ ચોરીએ મુમના તથા જરારને ચડાવી વાજતે ગાજતે લગ્ન પોતાને હાથે કર્યું અને બન્નેને પોતાના રાજ્યમાં પોતાની મીઠી નજર આગળ રાખી તેમને સુખી કર્યાં. ખારૂંજ છે કે:—

" પ્રેમ સત્વ સત્તા સફળ ફેલ રહી સંસાર,
પ્રેમ સધે સોહી લહે, પરમ જ્યોતીકો પાર."—મનીલ સાગર

## લાખણુ શીયડો

હાલારનો લાખણુશી જાડેજો એક વખત પોતાનાં પરગણાંમાં ફરતો ફરતો જાંણુડા ગામે આવી ચડયો. આ ગામમાં ચારણુની વસ્તી વધારે હતી. રાજાને આવેલ જાણી ચારણોએ તેનું સારૂં સન્માન કર્યું. રાજા ચોરે કચેરી કરી બેઠો. ચારણો પણ ત્યાં આવી બેઠા. ચોરાની નજીક થઇને પાણી શેરડે જવાતું. હકડેઠઠ ડાયરો જામેલો છે એવે ટાણે અતુલ સૌંદર્યભરી ચારણ્ય દેવી કામ બાઇ માથે હેલ લઇને પાણી ભરવા નીસરી. કામબાઇનો પતિ કાંઈ કામસર બીજે ગામ ગયો છે. રાજાનું દિલ વિકારી છે. હૃદયમાં વિકાર જ્યારે ઉછળે ત્યારે માણસ પોતાનો ધર્મ ભૂલી જાય છે. જાડેજાની નજર આ અનુપમ સૌંદર્યના ઉછળતા સમુદ્ર પર પડી. આ તે કોણ હશે! એમ રાજા હજુ વિચારે છે ત્યાં તો વિજળીના ઝબકારની જેમ કામબાઈ ચાલી ગઇ. રાજાએ પોતા પાસે બેઠેલ ચારણને પૂચ્છયું. "આ અતિ સુંદર—ચપળ—કોણ ગયું?" તુર્તજ જવાબ મળ્યો કે એ તો ચારણ્ય છે. દરેક ક્ષત્રી બચ્ચો ચારણુની જાતને પૂજનીય માને છે. ચારણ્યને તે દેવી સમાન ગણે છે. તેની ઉપર કુદૃષ્ટિ કરતો નથી. જો પોતાની મા કે બેનને જોતાં આંખમાં વિકાર આવે તોજ આ જાતિને જોતાં તેને તેમ થાય. પણ "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" એ ન્યાયે આ જાડેજા રાજાને કુમતિ સૂઝી. કામ વિકાર તેના હૃદયમાં

વ્યાપી ગયો. હજૂ પેલા ચારણ સાથે એ જરા વાતચિત કરે છે ત્યાં તો કામબાઈ હેલ ભરીને પાછી ત્યાંથી નીકળી. રાજા ઉઠી ઉભો થયો ને મરકતે મોંએ મૂછે હાથ દેતો કામબાઇને પૂછવા લાગ્યોઃ-" ભાભી, મારા ભાઇ ક્યાં છે?" આ ઝેરી વચન સૂણતાં વેંતજ સતિ મુંઝાઇ ગઇ. ક્ષણ વારમાં તેને રૂવે રૂવે અગ્નિ વ્યાપી ગયો. " અરે, અમને તો આના બાપ દાદા સદા દેવી ગણી માનતા આવ્યા છે, ને આ ઇ ઉંચા કુળમાં ઉછેલો ઈગારો નષ્ટ થઈ જો ને મને ભાભી કહી બોલાવે છે. માને બેનને એ ભાભી કહે છે. અરે, મારા રૂપે બહુ ભુંડું કર્યું. બધો ધાણ બગાડયો." આમ મનમાં વિમાસતી એક બાજુ તરી જઈ કામબાઇ ઘેર આવી. હેલ ઉતારી, ઘરમાં જઇ તેણે કટાર હાથમાં લીધી. જે રૂપે રાજાને તેનો ધર્મ ભૂલાવ્યો, ને મા બેનને ભાભી બનાવી તેજ રૂપને હવે તો ચુંથી નાંખી રોળી દેવું ને રાજાને મારૂં ખરૂં રૂપ દેખાડવું એમ તેણે નક્કી કર્યું. તેણે પોતાનાં સુકોમળ, ઉંચાં ભર્યા સ્તનો પલવારમાં કાપી દેહથી છૂટાં કર્યા ને એક થાળ લઈ તેમાં મૂક્યાં. જેમ થાળમાં ફળ હોય ને તે પર રૂમાલ ઢાંકે તેમ એક નવી સુંદર રાતી ચુંદડી તે પર ઢાંકી. પછી ઉઘાડે માથે તે થાળ એક હાથમાં ઉપાડી ને ઉઘાડે શરીરે ચોરા તરફ ચાલી. આ તે કોઈ મહા ભયાનક ચંડી કાંધ ને અગ્નિનો જ જાણે સમૂહ ચાલ્યો જતો હોય તેમ તે ઉભી બજારે નીકળી. આ વિચિત્ર સ્વરૂપ આવતું જોઇ રાજા

કમ કમી ઉઠયો. તે કારણ સમજી ગયો ને ઉતરતાં વેંતજ ઉતાવળે પગે પરભાર્યું તેણે ચાલવા માંડયું. ત્યાં તો થાળમાંથી એક સ્તન ઉપાડી હાથ ઉંચો કરી કામબાઇ બોલીઃ—

હું બેણી ડું ભા, સગા આગુનો સંબંધ એ,
પણ કવચન કાછેલા, કે અવગણે કાઢિયું.

હે ઉત્તમ દેશ કચ્છમાંથી ઉતરી આવેલ જાડેજા, હું ચારણ્ય તો તારી બેન ને તું રાજપૂત મારો ભાઈ થા. આવો સંબંધ તો આજ અનંત કાળથી ઉતરી આવે છે; પણ આ હું તારી " ભાભી " એવું કુડું વેણ, હે રાજા તેં મારા થા અવગણથી કાઢયું ? મને જરા એ સમજાવ તો ખરો.

આમ બોલી તેણે તે સ્તન રાજા તરફ ફેંકયું. રાજા આગળ ને દેવી પાછળ જાય છે. ત્યાં બીજા સ્તનને " રાજા ઉભો તો રહે, જો તો જા, લે તો જા " કહી દેવીએ રાજા તરફ ફેંકયું. પછી પોતાના એક હાથના ટુકડા કરી ફેંકતી ચારણી રાજાના મહેલ પાસે આવી. રાજાએ જોયું કે દેવી પાછળ આવે છે તેથી તે ઉભો રહી હાથ જોડી બોલ્યોઃ "માતાજી, મને માફ કરો. મને ભાવિએ ભૂલાવ્યો, ને મેં તમારા પર ખોટી નજર કરી. મને ઉગારો." રાજા ધ્રુજી પડયો. ગદ ગદ કંઠ થઇ ગયો. કામબાઇને રાજાની આ દશા જોઇ દયા આવી. તે બોલી. " હે જાડેજા, તું તારો ધર્મ ભૂલ્યો. તેં બહુ ભૂંડું કર્યું. પણ હવે સાંભળ. આ તારા મેહેલની બારી જે આ નદીમાં પડે છે, તેને તું સદા બંધ રાખજે. કદાપિ પણ તેને

ઉઘાડતો નહીં. નહીં તો તું જરૂર બળીને ખાખ થઇ જઇશ."
"ભલુ સારૂં મા" કહી માથું નમાવી રાજા ઉભો રહ્યા ને કામ બાઇ બળીને ત્યાંને ત્યા રાખનો ઢગલો થઇ ગઈ. રાજા અતિ દુઃખી તથા વિસ્મિત થઇ ઘેર આવ્યો. કામબાઇ બળી મૂઇ તે જગ્યા તરફની મહેલની તમામ બારીઓ સજ્જડ બંધ કરાવી દીધી. આમ કેટલોક વખત ચાલ્યું. રાજાને કંઈ સંતાન થયું નહીં. ઉમર વધવા લાગી, હવે તેણે બીજી રાણી કરી. નવી રાણી ઘેર આવી. રાજા તેને વશ થઇ ગયો. મહેલમાં સર્વ પ્રકારની ઉત્તમ સગવડ તો હતી; પણ નદી તરફની સર્વ બારીઓ બન્ધ ને પવન ન આવે તે રાણી સાહેબને ગમ્યું નહીં. રાણીએ નોકરને તે ઉઘાડી નાખવા કહ્યું; પણ તે ઉઘાડવા માટે રાજાએ મના કરી છે એમ નોકરે રાણીને જવાબ દીધો. ત્યાં તો રાજા પંડે ત્યાં આવ્યો. "આમ આ બારીઓ બંધ કાં? ઉઘાડવામાં શી હરકત છે." એમ રાણીએ તુર્તજ રાજાને પૂછ્યું. રાજાએ ઉત્તર આપ્યો કે એમ થઇ શકે તેમ નથી. ઉઘાડવાથી ઘણું માઠું થાય તેમ છે." "અરે એવા વહેમ તમને કેમ ગમે છે? ઉઘાડવાથી વળી માઠું તે શું થવાનું હતું?" રાજાએ ઘણુંય સમજાવી પણ રાણી સમજી નહીં. જેમ શ્રી રામચન્દ્ર સીતાના હઠને વશ થયા તેમ જાડેજો અંતે રાણીના હઠને વશ થયો. ને તેણે બારી ઉઘાડી. તે વખતે ઘોધમાર વરસાદ પડતો હતો. નદી રેલંછેલ હતી. ઉચાં મોજાં મહેલની દિવાલે અફળાતાં હતાં. પણ ત્યાં તો જૂઓ. જ્યાં બારી ઉઘાડી ત્યાં તો—

ચારણને ચકમકતણી ઓળી મ ગણયે આગ,
ટાઢી હોયે તાગ, તોય લાગે લાખણુ શીયડા.

હે લાખણુ શીયડા, હે જાડેજા, હે કાચ્છેલા, આ ચારણુ કે ચકમકની અંદર ભરાયલ અગ્નિને તું નમાલો ન ગણુતો. ભલે ને તે પાણીમાં હોય, ગરીબ જાત્યમાં હોય (ચકમક પાણીમાં ને ચારણુ માગણુમાં ); પણુ જો આ ભડકો તને લાગે છે કે નહીં.

આરો ગેબી અવાજ થયો અને તે સાથેજ અથાગ ઉછળતા પાણીમાંથી આગનો ભડકો બહાર ઉછળ્યો; અને એકદમ તે ભડકો વિજળી વેગે ધસીને રાજાની હાથ લંબાવેલ આંગળીએ ચોંટયો.

કામઇ કાળો નાગ જાગી જાડેજા ધરે,
આંગળીએથી આગ, લાગી લાખણુ શીયડા.

અરે આ કામબાઈ જાણે કાળોનાગ થઈને જાડેજા રાજાને ઘેર પ્રકટ થઇ. તેને ડસતી ન હોય તેમ અગનનો ભડકો ઉડી લખાણુ શીયડાની આંગળીએ લા લાગી અને તેણે તેને બાળીને ખાખ કરી નાંખ્યો.

રૂના સાદ ન છેડીએ, જાગે કોક જ ડાગ,
જાગી જાડેજા ધરે કામઇ કાળો નાગ.

રૂના પોલના કુમળા ઢગને પણુ માલ વગરનો ગણી તેની અવગનાઇ કરવી નહીં, કારણુ કે તેમાંથી પણુ અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમજ ધુળના રાફડાની પણુ છેડ કરવી નહીં, કારણુ કે એમાંથી પણુ સર્પ ફૂંફવી બહાર આવે છે.

આજ પ્રમાણે જાડેજા રાજાને પેર કામબાઇ કાળોતરો નાગ થઇ ઉત્પન્ન થઇ તેણે તેને બાળી ખાખ કરી દીધો.

કોઇ પણ શુદ્ધ ને પવિત્ર જનોને ભલે તે ગરીબીમાં સબડતાં હોય તો પણ મદમાં અંધ બની છેડવાં નહીં. તેમના દિલની ધા બુરી છે. તે મોટામાં મોટા કુળને ખેદાન મેદાન પળવારમાં કરી નાંખે છે. ગરીબ ચારણ્યની છેડ જાડેજા રાજાએ કરી તો પછી છેવટે તેને ખાખ થઇ જવું પડયું. ખઇજ છે કેઃ—

> તુલસી હાય ગરીબકી કભુ ન ખાલી જાય,
> મુઆ ઢોરકા ચમંસે લોહા ભસ્મ હો જાય.

મહાત્મા તુલસી દાસે કહ્યું છે કે ગરીબના હૃદયની હાય કદી પણ ફોકટ જતી નથી. જુઓને, મરેલ ઢોરના ચામડાની ધમણ લોઢાને બાળીને ખાખ કરી નાંખે છે. સતિની છેડે રાજાને ભસ્મ કરી દીધો.



## સાવજનું દાન

કોઈ પણ માગણ સન્મૂખ આવી કાંઇ માગે તો તે ઉજળે મૂખે ખુશીથી આપવું જ એવી ઉગ્ર પ્રતિજ્ઞા રાખી રહેનાર ચાંચાજી પરમારથી આ કાઠિઆવાડમાં કોણ અજાણ્યું છે ? આ કઠિન ને મહાન વૃત્તથી મૂળીનો વંશ મુલકમાં ઉજળો થઈ પડયો છે. શર્ણાગતને આસરો આપવો, બ્રાહ્મણ ભાટ કે ચારણ જેની યાચના કરે તે તેને જરા પણ

કચવાણું મોં કર્યાં વિના આપી દેવું, એવું વિકટ વૃત્ત રાખી અન્ત સુધી તેને નિભાવ્યે જવું એ પણ એક મહાન વીરનું વીરકર્મ છે. અને આ પરમારકુળભૂષણ ચાંચાજી જુનાગઢના રાજા દીયાસની જેમ એકવચની મર્દ કાઠીયાવાડમાં ઘેર ઘેર દાનેશ્વરી તરીકે પંકાય છે.

વિકટવૃત્તધારી જેમ પોતાનું વૃત્ત પાળવામાં પોતાનો ખરો ધર્મ સમજે છે. તેમજ તેવા કઠિન વૃત્તને તોડાવવામાં પણ અન્ધ ને મિથ્યાભિમાની લોક પોતાનો પોરસ માને છે. ચાંચાજીનું આ કઠિન વૃત્ત તોડાવવા હળવદ દરબારે પોતાના દસોંદીને બોલાવી ભલામણ કરી. બિચારો ચારણ વીરમર્દ ચાંચાજીને બરાબર જાણતો હતો કે એ ભડ કદાપિ પણ પાછી પાની ભરે એવો નથી જ. એ તો પોતાનું આપેલ વચન પાળશે જ પણ દરબારે હઠ કરી કહ્યું: "ના ના, એનું પણ મૂકાય તોજ મને શાન્તિ." "અરે રાજા એ એકવચની ચાંચાજી પાસે જઇ હું તેનું માથું માગું તો તે પણ તે આપશે." ચારણે રાજાને જરા નમ્ર વદને કહ્યું. "પણ આપણે તેનું માથું નથી જોતું. તેનું વચન જ ફક્ત ભાંગવું છે. માટે તારે તેની પાસે જઇને કાંઇ માંગવું તો એક મોટા સાવઝનું દાન માગવું. તે કેવી રીતે ને ક્યાંથી આપશે ? જીવતો સાવઝ હાથ આવે એ બનેજ નહીં. આમ થશે ને પરમારનું વચન જશે." "અન્નદાતા, ઠીક, એ તો ઠીક" કહી માથું જરા ધુણાવી ચારણ ઉભો થયો. બિચારો ચારણ મનમાં એમ તો લાવ્યો કે ચાંચાજી જેવા ઉત્તમ

પણધારીનું પણ મુકાવવું એમાં પ્રભુ રાજી નહીં. પરંતુ કરવું શું? રાજઆજ્ઞાને વશ થઇ ત્યાંથી ઉઠી ઉભો થયો ને મૂળી આવ્યો. ડાયરો જામ્યો છે. કંઇક દુઃખિયાં આવી પરદુઃખભંજન ચાંચાજી પાસે પોતાના દુઃખ ગાઇ રહ્યાં છે ને સર્વને શાન્તિ થાય તેમ પરમાર વર્તી રહેલ છે. કચેરી ખલાસ થઈ વિખરાવાની તૈયારીમાં છે ત્યાં "ખમા બાપ, ખમા અન્નદાતા, ખમા અડગટેકધારી પરમાર, ખમા" કહી બે હાથ પ્રસારી આશિર્વાદ દેતો ચારણ ચાંચાજીની બિરદાવલી લલકારવા લાગ્યો. "આવો ગઢવા" કહી આદર સત્કાર દઈ ચાંચાંજીએ ગઢવાને ઉભા થઇ બાથમાં લઇ હૈયે હૈયું મિલાવી ભેટ લીધી ને પછી પોતાને પડખે આસને બેસાર્યો. "હે પરમાર, હે અચળ ટેકધારી ચાંચાજી, હું એક વચન માગવા તમારે આંગણે આવ્યો છું." "ગઢવા, એ શું બોલ્યા માગો ખુશીથી? કહી બે હાથ જોડી ચાંચાજીએ ચારણને નમસ્કાર કર્યા. ખુશીથી જે જોઇએ તે માગો. આ રાજ આ કાયા તમારાંજ છે. ખરેખર ધન્યભાગ્ય મારાં કે મારે આંગણે આજ આપ." "રાજા મારે કાંઇ રાજ નથી જોતું. ગામ ગરાસ તો મારે ક્ષત્રિકુળ રૂપી લીલી વાડીમાં બધું છે. તમારો ઉમદાવંશ એ મારે સર્વસ્વ છે. મારે તમારી કાયા તમારૂં માથું નથી જોઇતું. મારે તો માત્ર એક વચનજ જોઇએ છીએ. અને તે વળી કપરી ટેકધારી પોરસેલ પરમાર ચાંચાજીનું વચન." "ગઢવા

ખુશીથી માગો. એમાં વળી વાર શી લગાડવી ?" "હ્યો પરમાર, ત્યારે આપો ને" કહી ચારણે "મને એક મોટો જીવતો સાવઝ લાવી આપો" આવી કપરી માગણી કરી. ટીખળી ને મનસ્વી ચારણનું આવું માગવું સાંભળી બધો ડાયરો "હેં હેં" કરી ઘડીક તો મોં વિકાસી આભો બની જોઈ રહ્યો. કોઇએ ધારેલ કે આ ગામ ગરાસ માગશે. ભેંશુ કે ગાયનું ખાડું માગશે. તો કોઇએ ધાર્યું કે પરમારનું પણ જોવા કદાચ બિજલે રા' દીયાસ પાસે માગ્યું હતું તેમ તેનું માથું માગશે; પણ કોઇએ જીવતો મોટો સાવઝ આ ચારણ માગશે એવો સ્વપ્ને પણ ખ્યાલ કરેલ નહીં. પણ આ તો વચમાંથી ત્રતીયમ્ ફાટયું. "અરે ગઢવા, માગતાં ભુલ્યો. જીવતો સાવઝ તે વળી ઝલાતો હશે કે પરમાર આપે ? શું આમ કરી તું ચાંચાજીનો જીવ લેવા માગ છ ? ખરેખર માગણ તે માગણ જ. ચારણ ભાઇને કોઈ દાવપેચ વાળા અદેખાએ ચડાવીને મોકલ્યા ને આ આવ્યા. આ તો "વહુ માગો જોઇએ, તો કે કાયફળઃ અરે વહુ ભૂલ્યાં, ફરી માગો, તો કહે જાયફળ" ના જેવું કર્યું." આવું સાંભળીને પણ ચારણ જરાય પિગળ્યો નહીં. પણ ઉલટો હઠ કરી બોલ્યોઃ—

કોડ પદાં દે કવ્ય પદને લાખ પસાં લખવાર,
સાવઝ દે સાવળા, પારકરા પરમાર.

હે પરમાર, અમને કવિલોકને કરોડો રૂપિયા અગર

લાખો વાર લાખો રૂપિયા દેનાર આ દુનિયામાં ઘણા છે, પણ પરમાર કુળમાં ઉંચા ચાંચાજી, મને તો સારામાં સારો સાવઝ જોઇએ છીએ અને તે આપ.

અસા આપે ઇ અધપતિ, દે ગજને દાતાર,
સાવઝ દે મું સાવભલ પારકરા પરમાર.

કોઇ રાજાઓ ઘોડાનાં દાન કરે છે તેમ કોઇ હાથી આપે છે પણ હે પોરસેલ પરમાર, મને તું એક સારો સાવઝ લાવી આપ. કે હું તે લઈને જાઉં.

ગઢવાનું આવું વિચિત્ર માગવું સાભળી ઘણાયને અજાયબી થવા લાગી. કોઇને એમ થયું કે ચાંચાજીને હાથે જીવતો સાવઝ આવે તો આ ચારણ ભાઇ તે હાથમાં લઇને જાય એવા છે? એમ બને તો તો તાલ થાય. કારણ કે પછી તો ગઢવાનો હાથ પકડી તેના હાથમાં એ સોંપીએ. જોઈએ પછી ગઢવાજી કેમ જાય છે. ખરેખર ચારણાં બારણાં ટીંખળી તે ટીંખળીજ. પણ અત્યારે શું થાય?" ચાંચાજી તો હાથ જોડી ચારણને વિનવે છે કે "હે ગઢવા જીવતો સાવઝ લેવામાં તને શું ફાયદો છે? તું તારે બીજું ગમે તે માગી લે." પણ હઠી ગઢવે તો નાકું પકડયું તે પકડયું. તે તો ઉલટો બોલવા લાગ્યો:—

જમી દાન કે દે જબર, લીલવણું લીલાર,
સાવઝ દે ઇં સાવભલ, પોરસેલા પરમાર.

હે ચાંચાજી, કોઇ રાજા જમીન મોઢે માગી આપે. તો કોઇ પોતાનાં લીલાં માથાં ઉતારી આપે. પણ હે પોર-

સવાળા પરમાર, મને તો તું એક સારો સાવઝ લાવી આપ કે પત્યું.

આ ચારણ ઘણો જ જક્કી છે. તે કેમે કરતો પીંગળાતો નથી. આખી કચેરીમાં કોલાહલ વ્યાપી રહ્યો. આમ કરી આ ચારણ ચાંચાજીનું મોત ઉભું કરે છે. પણ ઉપાય શો? આમ સૌ ધારવા લાગ્યા ત્યાં વળી ગઢવો બોલ્યોઃ—

હોઢા રંગ તને હજી, સોઢા બુદ્ધિ સાર,
ઉજળ મોંએ દે મને, પોરસેલા પરમાર.

હે અથાગ બુદ્ધિવાળા સોઢા વંશના ચાંચાજી પરમાર, હે પોરસ મહાસાગર, બાપ, તું તારૂં ઉજળું મોં રાખી હું જે માગું તે આપી દે; જેથી હું તારાં ગુણગાન—તારી બિરદાવળી જ્યાં જાઉં ત્યાં ગાતો ફરૂં. મારૂં હૈયું મોકળું મૂકી તારા ગુણાનુવાદ હું ઠેર ઠેર ગાતો ફરૂં.

હરિશ્ચન્દ્ર રાજા પાસે વિશ્વામિત્રે વચન માગ્યાં, ને જરા પણ મન કચવ્યા વિના તેણે દાન જ દીધે રાખ્યાં. તે જ પ્રમાણે આ વીર ને ટેકી ચાંચાજીએ પોતાના જીવને જરા પણ ઝંખવાણો કર્યો નહીં. તેણે તો હાથ જોડી કહ્યું—“ કવિરાજ, આપની શુભેચ્છા પ્રભુ સફળ કરો ને કાલે હું આપને આપ જેવો ઇચ્છો તેવો એક સાવજ આણી આપીશ. આપ બે ફિકર રહો.” આ પ્રમાણે કહી ડાયરો બરખાસ્ત કરીને ગઢવાને માટે સારા ઉતારાની ગોઠવણ કરાવી. ચાંચાજીએ પોતે ત્યાંથી પરભાર્યા પોતાના ઇષ્ટદેવ માંડવ રાજને થાનકે જઇ

પણ રખાવવા અરજ ગુજારી કે:—" હે સૂર્યદેવ હવે આ તારા ભક્તની વાર કરવાનો વખત છે. મારૂં પણ જાય તેના કરતાં મારૂં માથું જાય એ હું વધારે સારૂં ગણું છું. કાં તો મને સાહુળો મળે અગર સવારમાં મારૂં માથું વાઢી તારે ખોળે મૂકવું એ નક્કી છે."

આ પ્રમાણે ગદ્‌ગદ્ કંઠે બે હાથ જોડી તેણે અરજ કરીને બંને આંખો બંધ કરીને સૂર્યદેવનું ધ્યાન ધર્યું. થોડી વાર થઈ ત્યાં આકાશવાણી થઇ કે " હે એકવચની ચાંચાજી, તું લેશમાત્ર પણ મુંઝાતો ના. આ તારા ડુંગરોમાં અનેક સાવઝો ત્રાડુ દઈ રહ્યા છે. તું તારે ત્યાં જઈ તને ગમે તે ઝાલી લે ને ચારણને તે આપી તારૂં વચન સફળ કર." પરમારે આંખ ઉઘાડી. સૂર્યદેવની આજ્ઞા થઇ છે માટે સવારે ડુંગરામાં જવું એમ મનમાં નક્કી કર્યું ને આખી રાત્રિ ઇષ્ટ-દેવની માળા ફેરવી. સુશોભિત સ્હવાર પડી, મધુર પક્ષિઓ કલરવ કરવા લાગ્યાં, ને ચાંચાજી ડાયરામાં પધાર્યા. ડાયરે ઉભા થઇ તેની સલામ લીધી: પછી આખા ડાયરાને લઈ ચારણ સહિત તે સાવઝ પકડવા ડુંગરામાં આવ્યા. જરા આઘે જાય છે ત્યાં ઝાડની ઘટાઓમાં ને ઉંચા ઘાસમાં સાવઝની ત્રાડુ કાને પડવા લાગી. આકાશ તેનાથી ભેદાવા લાગ્યું. ચારણ ભાઇનું હૈયું કંપવા લાગ્યું કે ક્યાંક કોઇ મને પકડી ખાઈ જશે તો." ત્યાં તો સામે છાયા નીચે પૂંછ ઝપાટતો એક ડાલામથો કેશરીસિંહ નજરે પડયો. તેની

આસપાસ સિંહણો તથા બીજા નાના મોટા સિંહ બચ્ચાં સાથે ગેલ કરતાં ઉભાં હતાં. માણસના સમૂહને આવતો જોઇ સિંહે મોટી ત્રાડ દીધી. ડાયરાને ત્યાં જ રાખી ચાંચાજી તે વિક્રાળ પશુ પાસે જવા લાગ્યા. આ જોઇ ચારણ વિચારમાં પડી ગયો કે " માળું, આ વીરમર્દને તાબે આ સાકુળો થશે-ને તેને પકડી આણી એ મને સોંપશે તો માળું મારે શું કરવું ? એ તો મને ખાઇ જશે." ચારણ આમ પોતાની પીડામાં પડયો. ભયભીત ડાયરો, અરે આ પશુ કયાંક ચાંચાજીને રંઝાડશે વો, કહી આંખમાં આંસુ લાવતો ઉભો રહ્યો. કોઈ ત્યાંથી આગળ ખસ્યું નહીં. કાંકે ચાંચાજીની સખ્ત મના હતી કે ગમે તે થાય તો પણ તેની મદદે દોડવું નહીં. બેધડક, જરા પણ હૈયે ભય સિવાય ચાંચાજી સાવઝ તરફ ચાલ્યા ને બોલ્યાઃ હે પ્રભુ, હું મરૂં તે પહેલાં મારૂં વચન પળે એ તો તું નક્કી કરજે. તું તો સદા પણધારીનો બેલી છો. દુઃખીની વાર કરનાર છો, હે પ્રભુ તેં તોઃ—

પાંચાળી ચીર પૂરીયાં, વીઠલ તેં વણપાર,
શરમ રાખ્યે ચાંચાતણી, જગદીશ ગજતાર.

હે આખી જગતના ધણી, હે બુડતા હાથીને તારનાર, તેં દ્રૌપદી રાણીનાં ભરી સભામાં અસંખ્ય વસ્ત્રો પૂરી તેની લાજ રાખી છે. તો આ મારી-ગરીબ ચાંચાજીની વાર કરજે.

આ પ્રમાણે હજુ જયાં ચાંચાજી પ્રભુસ્તવન કરે

છે ત્યાં પૂછડું ઝાપટતો પેલો મોટો સિંહ ચાંચાજી પાસે આવવા લાગ્યો, ને તેના હાથ પગ ચાટી, તેની આસપાસ કુદકા મારી ફરી, પોતાનું શરીર તેની સાથે ઘસવા લાગ્યો. ચાંચાજીએ તો તેને નમસ્કાર કરી પછી કાનથી પકડયો ને બેહોશ ડાયરો જોતો ઉભો હતો તેના તરફ લીધો. "હવે તો આપણું આવી બન્યું" એમ ગણી ચારણ બેબાકળો બની ગયો. તેનાં પોતિયાં છુટી ગયાં. તે તો મોઢું વિકાસતો હેં હેં કરતો પાછે પગે ચાલવા માંડયો. આ જોઇ ચાંચાજીએ હાક મારી કહ્યું: "ગઢવા ઉભા રહો. આ સાવજ આવ્યો: લ્યો, લ્યો." પણ કોણ લ્યે ? એ કોણ સાંભળે ? ગઢવાનાં તો હાંજાં ગગડી ગયાં ને શરીરમાં ભૂત ભરાયું હોય તેમ કંપારી વછૂટી. આ જોઈ વળી ચાંચાજીએ કહ્યું:—

સમોય સાવઝ ભાળતાં ભડક્યા કે મહાભાગ,
પાયુ પાછા પાગ, ભરવા ન ઘટે ભડજને.

હે ચારણ, દાન માગ્યું તે મેં આણી આપ્યું. તો હવે આ સામો સાવઝ જોઈ ભડકીને, હે મોટા નસીબદાર, તારે નાસી જવું એ ઠીક નહીં. આ લેને.

પણ કોણ લ્યે ? ને કોણ સાંભળે ? માગતાં તો મગાઈ ગયું. પણધારીનું પણ મૂકાવવા બની તે તદબીર કરી–પણ પોતાને જ માથે બધું પાપ, બધો ચતુરાઇનો મોટલો આવી પડયાં. હવે ના પણ શી રીતે પડાય ? પછી જયારે બરાબર સપડાયા ત્યારે ગઢવાજી બોલ્યા કે:—

આંસે સિંહ સમર્પીઓ, કેસર ઝાલી કાન,
હવે રમતો મેલ્યે રાન, પાંત્યો પરમારા ધણી.

હે રાજા, હે પરમારના વંશમાં શ્રેષ્ટ, તેં તો ખરેખર આ કેશરી સિંહને સર્વ દેખતાં પકડયો, ને તેને કાને ઝાલી આંહીં આણ્યો ! હે બાપ ઇ મને હાથોહાથ પહોંચ્યો. આંહીં એને લાવતો ના. એને તો ત્યાંથી જ જંગલમાં રમતો મૂકી દે. મને ઇ પહોંચ્યો.

આ પ્રમાણે થરથરતાં થરથરતાં ચારણે આધે ઉભાં ઉભાં ચાંચાજીને આશિર્વાદ દેતાં કહ્યું. આ જોઈ સાવઝને છોડી દઇ તેને નમસ્કાર કરી તેના પર હાથ ફેરવી ચાંચાજીએ તેને "જાઓ વનરાજ, વનમાં રાજ કરો, મારી લાજ આજ રાખી, દેવ પધારો" આમ બોલી વળી તેને નમસ્કાર કર્યો. પૂંછ ઝાટકતો, હુકળતો, ત્રાડુ દેતો ચાંચાજીની સાથે પોતાનું શરીર ઘસી સિંહ ધાટા જંગલમાં ચાલી ગયો. વીર ચાંચાજી ડાયરો ઉભો હતો ત્યાં આવ્યા, સર્વને ભેટયા. પછી ગઢવા પાસે જઇ તેને નમસ્કાર કરી, પોતાની છાતી સાથે તેને દાબી અનેક પ્રકારે તેને હૈયા ધારણ આપીને આજ મોટી કસોટીએ પોતાને ચડાવી પોતાના પણનું પારખ્યું કર્યું તેને માટે તેનો ઉપકાર માન્યો. પણધારીનું પણ પ્રભુએ રાખ્યું ને કસોટી કરનાર ભોંઠા પડયા. પ્રભુ સદા સાચાનો બેલી છે.

---

# લાધામેરનું-જાસલબેનને કાપડું

**કુછડીનો** પ્રખ્યાત લાધો મેર પોતાનાં સગાંવાલાંને મળી પાછો આવતો હતો. તે વખત ઉનાળાનો હતો. સૂરજ નારાયણ રાશ બે રાશવા ચડી ગયા હતા. બપોર પહેલાં ઘેર પહોંચી જવા માટે લાધે પોતાની તેજાણ ઘોડીને જરા જોરથી ડેબાવી. માર્ગમાં કાટવાણુ આવ્યું. ઘોડી તરશી થઇ છે જાણી લાધે ગામને પાદર બૈરાં પાણી ભરતાં હતાં ત્યાં તેને હાંકી. સૌ પાણી ભરી ભરીને ઉતાવળાં ઉતાવળાં જતાં હતાં, કાંકે રોટલાનો વખત થવા આવ્યો હતો. વાવ પાસે ઘોડી ઉભી રાખી લાધે પનિહારીઓને કહ્યું—“બેન, આ ઘોડીને પાણી પાશો ?” સાંભળ્યું ન સાંભળ્યું કરી તેઓ તો બેડું માથે મૂકી રસ્તે પડવા લાગી. કોઇ આ જમામર્દની બીકથી, તો કોઇ રોટલાને મોડું થાય તેથી, તો કોઇ વળી ઘોડીને પાણી પાવામાં સીંચી સીંચીને મરી જવાય તેથી, આમ જૂદા જૂદા ખ્યાલો કરી મુંગે મોંએ, લાધાને સાંભળ્યો ન સાંભળ્યો કરી, તેના તરફ જોયું ન જોયું કરી પનિહારીઓ ચાલતી થઇ. પણ એક વીશ વર્ષની નવયૌવના, હેલ માથે ચઢાવી જવા તૈયાર થઇ હતી, તે લાધાનું વેણ સાંભળી ઉભી રહી. પોતાની સૈયરો તો ચાલતી થઇ. કોઇએ આ તડકાથી પીડાયલ સ્વારની ને ઘોડાની જરાપણ દરકાર ન કરી તેથી તેનું કોમળ હૃદય પીગળી ગયું. મારે કાંઇ રોટલાને મોડું થાય

તેમ નથી, ભેડોજી તો ગામ ગયા છે. હું તો મારે જરા મોડું રાંધીશ ને જરા મોડું ખાઇશ. આ બિચારા વટેમાર્ગુને પાણી પાઉં—આવા આવા સુકોમળ ભાવ હૈયામાં લાવી, જાસલ પાછી ફરીને બોલી: “ હં અં ને ભાઇ લ્યો, ઘોડીને આ બાજુએ અવેડી પાસે લાવો.” આમ બોલતીક ને તેણે પોતાના માથા પરની ભરેલ હેલ નીચે ઉતારીને અવેડીમાં ઠાલવી. લાઘો નીચે ઉતરી ઘોડીને ત્યાં દોરી ગયો. ઘણી જ તરશી ઘોડી તે પાણી પલમાં ચસકાવી ગઈ. વાવમાંથી ઝપાટાબંધ પાણીના ઘડા ખેંચી ખેંચીને જાસલ અવેડીમાં રેડવા લાગી. જાસલની સુંદર, ગૌર દેહવલ્લી ઘડા ખેંચતા લળક ખાતી હતી. વળી ઘડો વાવની બહાર આવે કે હબદબાભેર ઉભી ટટ્ટાર થઇ ઘડીકમાં તેને હાથે ઉપાડી અરધો ફેર ખાઇ જરા નમી તેને અવેડીમાં રેડતી હતી; વળી તે ઘડાને વાવમાં ફેંકતી ને પ્રફુલ્લ હૈયે રસીને હાથમાં સરકાવતી હતી એ મનહર દૃષ્ય જોઈ વીર મર્દ મેર હૈયાના કોઈ અનન્ય ભાવથી તેને એક ટશે નિહાળી રહ્યો. તે તો બિચારો જાસલનો દાસાનુદાસ બની ગયો. ઘોડી પાણી પીએ, જાસલ પાણી સીંચે ને લાઘો મેર ઉભો ઉભો જુએ ને એના હૈયામાં કૈં કૈં થઈ જાય ! “ વાહરે પ્રભુ વાહ, આજ ખરી બેન ! આજ ખરી પરપીડ જાણનાર દયાળુ દેવી ! બીજી બધી કંઈ દરકાર કર્યાં વિના ચાલી ગઈ ને આ પોતે માથે ભરી હેલે પાછી ફરી. ને મારી ઘોડીને પાણી પાવા લાગી ! રંગ છે આને ! બેન તને ધન્ય છે.” આમ ઘોડીની

સરખ હાથમાં રહી ગઈ છે ને લાધો મનમાં ને મનમાં વિચાર કરી રહ્યો છે; ત્યાં તો ઘોડી પાણી પીને ધરાઇ રહી, ને શરીર ખંખેરી હાવળ્ય કરવા લાગી. જાસલે પણ પોતાની હેલ ભરી લઇ માથે લીધી ને ચાલવાનું કર્યું. લાધે ચાર પાંચ કોરી હાથમાં લઈ તેને કહ્યું " લ્યો બેન, આ ગરીબ ભાઇ કાંઇ આછું પાતળું આપે તે, હું બેનને આ મહેનત કરાવી ખાલી હાથે જવા ને દઉં." " અરે ભાઈ, એ નજ બને; એ તો મેં મારો ધર્મ બજાવ્યો છે. તરસ્યાને પાણી પાવું એ માણસ માત્રનો ધર્મ છે, ને તેમાંએ અમારો સ્ત્રીઓનો તો ખાસ." આ પ્રમાણે જાસલે જરાક લાધા સામું જોઇ શરમાતાં શરમાતાં કહ્યું. " હા બેન, એ તો ખરૂં. પણ ઉપકાર કરનારને કંઈ ને કંઇ બદલો બને તો વાળવો એ અમારો પુરૂષનો ધર્મ છે; જો કે એમ કરીને કંઇ અમે ઉપકારમાંથી છુટતા તો નથી જ, માટે લ્યો." " આમ છે તો પછી, ભાઇ, તમે મારૂં કહ્યું માની આ ગરીબ બેનને ઘેર આવી, રોટલા ખાઈ, બપોર ગાળી પછી ચડી જાઓ. આટલું કહ્યું કરો તો ખરા ભાઈ." જાસલનાં લાવણ્યભર્યા મીઠાં મીઠાં વેણે મર્દ લાધાને વશ કરી દીધો ને તે હા ના કરી શક્યો નહીં. " ઠીક બેન, ચાલો " કહી ઘોડી દોરી જાસલની પછવાડે પછવાડે ચાલવા લાગ્યો. હેલ ભરી જાસલ ઘેર આવી. ઓશરીપર ઘડો મૂકી હાંડો ઘરમાં લઇ ગઇ. લાધે ફળિયામાં આવી ઘોડીને ઓશરીની થાંભલી સાથે બાંધી. ત્યાં તો જાસલે ઘડો

ઘરમાં મૂકી ઢોલિયો ઓશરીમાં ઢાળી ઉપર તળાઇ પાથરી તેને ઓચ્છાડી ભાઇને બેસવાનું ઝટવારમાં તૈયાર કરી નાંખ્યું ને વાડામાંથી ઘાસ લાવી ઘોડીને નીર્યું. ઘોડી ઝપાટાબંધ પૂંછ ઝાટકતી તે ખાવા મંડી ગઇ. લાઘો તો આ બધું એક ટશે નિહાળતો નિહાળતો ઢોલીએ બેઠો. જાસલ ઘરમાં જઈ રોટલાની તૈયારી કરવા લાગી. થોડીવાર થઇ ત્યાં તો રોટલાના ટપાકા સંભળાવા માંડયા. રોટલા તૈયાર થતાં તાંસળીમાં દાળ તથા થાળમાં મજાના મોટા રોટલા ને ઘીભર્યું કરસલું લઇને બેન બહાર આવીને બોલી: " લ્યો ભાઇ, જમવા બેસો." લાઘો ઉઠયો ને હાથપગ ધોઇ પથરણાપર ઢોલિયા પાસે જમવા બેઠો. રોટલાનો માંડો ઉખેડયો ત્યાં જાસલે હોંશથી ઘીનું કરસલું તેનાપર ઉંધું વાળ્યું. લાઘો " હાંઉં, હાંઉં " કરે છે ત્યાં ગોળનો એક મોટો લોદો ઘીભર્યા રોટલા પર નાંખ્યો. બેનનું આ હેત જોઇ લાઘો તો તુંહી તુંહી થઇ ગયો ને " હાંઉં બેન, રાખો બેન " કરતો લાઘો આડા હાથ ધરવા લાગ્યો. " ઠીક લ્યો, ભાઇ જમો " બોલતી જાસલ ઘરમાં ગઇ ને લાઘો બાં ચડાવી જમવા લાગ્યો.

આ બધું જાસલની અદેખી સોક્ય પુંસરી જોઇ રહી હતી. પુંસરી આધેડ વયની હતી. તેને પેટે કંઇ પણ સંતાન ન થવાથી ધાનો ભેડો જાસલને વરી લાવ્યો હતો. જાસલ પરણીને ઘેર આવી. તેનાં રૂપ–ગુણ તરફ ભેડાનું ખેંચાણ થયું. ધાનો નવી વહુને જરા વધારે માનથી રાખવા લાગ્યો,

ને પુંસરી સળગવા માંડી. વિના વાંકે તે જાસલનાં છેબા જોવાં ને ધણી પાસે તેને હલકી પાડવા અનેક તદબીર રચવા લાગી. જાસલ પોતાના મોટા મનથી સોક્ય તરફ સદ્ભાવથી વર્તતી. "તે બિચારી ઓછી છે" કહી બેડા પાસે તે પુંસરીનું સારૂં જ બોલતી. જેવી જાસલ મીઠી નજર વાળી હતી, તેવીજ પુંસરી અદેખી ને ઝેરી હતી. તે તો પારકે સુખે દુઃખી થઇ સળગી મરે તેવી હતી. તે તો જાસલનાં રૂપ–ગુણ સરળ સ્વભાવ, મોટ મન, ઔદાર્યની હરહંમેશ અદેખાઇ કરતી. કોઇપણ પ્રકારે પતિને વ્હેમમાં નાંખી તે જાસલનું કાસળ કાઢવા મથતી; ત્યાં આ લાગ તેની નજરે આવ્યો. ધાનો બે દિવસથી કાંઇ કામ પ્રસંગે પરગામ ગયો હતો, જાસલ તથા પુંસરી એકલાં હતાં. કોઇ જવાંમર્દ પારકા પુરૂષને જાસલ ઘેર લાવી, વળી ઘણુાજ હેતથી તેણે તેનો સત્કાર કર્યો ને તેના તરફ જરા જરા હસી, એવા અનેક વિચારો અદેખી પુંસરી મનમાં લાવી ને હવે પોતાની પાપી મુરાદને પાર પાડવાનો આ ઉત્તમ લાગ છે, એમ તે માનવા લાગી. જાસલે લાધાને ઢોલિયો ઢાળી દીધો, ને તેની ઘોડીને મજાનું તાજું લીલુંછમ ઘાસ નીર્યું. વળી ઝટ-વારમાં રોટલા પણ કરી નાંખ્યા. જમાડતાં ઘીની રોટલાપર ધાર કરી ને ગોળનો મોટો લોંદો તેમાં ધબકાવ્યો. જોને કળજુગ આવ્યો છે એમ માઠા તર્ક વિતર્ક પુંસરી કરવા લાગી ને તેણે અડખે પડખેનાં મૂર્ખ ને અદેખાં બૈરાંને એકઠાં કરી

વ્હેમભર્યા વાક્યોથી વ્હેમાવ્યાં. " જુઓ જુઓ, કેવા હાવ-ભાવથી આ પાપણી પારકા પુરૂષને રીઝવે છે" વગેરે પાપી વેણુ છાનાંમાનાં બોલવા લાગી. આંહીં શુદ્ધ, મોટમની, ઉદાર, સરળ જાસલ મેમાનને જેમ સગી બેન ઘેર આવ્યા ભાઇને તાણુ કરીને જમાડે તેમ જમાડવા લાગી હતી. પુંસરી આથી તો બૈરાને વધારે ને વધારે વ્હેમાવવા લાગી. હવે લાધો જમી રહ્યો, હાથ ધોઈ ઉઠયો ને પાણી પીધું. પછી ઘોડીએ સામાન નાંખી તેને છોડી. બેન જાસલ સંતુષ્ટ વદને જોતી ઉભી રહી ત્યાં તો દસબાર કોરી હાથમાં લઇ બેન પાસે હાથમાં સરખ સહિત જઇ લાધે તેને કહ્યું " લ્યો બેન આ નજીવી ભેટ." "અરે ના ભાઇ, એ ન બને. મારે પીરમાં કોઇ ભાઈ નથી. આજથી તમે જ મારા માડીજાયા ભાઈ થયા છો, ને મારે જોશે ત્યારે હું ખુશીથી, ભાઈ, તમારી પાસેથી કાપડું માગીશ." " અરે હા બેન, એ તો ખરૂં; હું આજથી તારો ખરો માડીજાયો ભાઇ છું, પણ બેન હું તને આજ ખાલી હાથે નહીં છોડું. " " લ્યો ભાઇ તેમ કરો " કહી જાસલે તે કોરીઓમાંથી એક કોરી ઉપાડીને ભાઇનાં પ્રેમભર્યા મીઠડાં લીધાં. જાસલની આંખમાં આમ કરતાં આંસુના દોરા આવી ગયા. વિદાય લઇ ઘોડીએ ચડી લાધો બેનને માથું નમાવી ચાલતો થયો.

હવે ધાનો ભેડો ઘેર આવ્યો. ગામમાં આવે તે પહેલાં તો પુંસરી તથા તેની સૈયરોએ આખા ગામને જાસલ માટે

કંઈ કંઈ પાપી વાતો ફેલાવી હુકળાવી મૂક્યું હતું. ધાનો ગામમાં દરેકની નજર પોતા તરફ કંઇ વિચિત્ર રીતની જોવા લાગ્યો. ઘેર આવે છે ત્યાં તો પુંસરી જ તેની સામે આવીને મોઢું મરડી બોલી–"લ્યો આ તમારી વ્હાલી વંશ રાખનારી! તેણે તો તમારાં સાત પરિયાં તમારી ગેરહાજરીમાં તાર્યાં. ઇતો જાત્ય ઇ જાત્ય ને કજાત્ય ઈ કજાત્ય જ."
"પણ છે શું–એ તો બોલ્ય" બેડે જરા વિસ્મિત થઈ કહ્યું. "અરે કોઇ જમામર્દને આ તમારી વ્હાલીએ ઘરમાં ઠાંસ્યો હતો. હજુ ગઇકાલે જ તે આંહીંથી ગયો. બબે દિવસ એકલાં–હું તથા બીજી બાઇઓ લાજી મરી પણ શું કરીએ? શો ઉપાય? "જેને ભાયડાની બેર તે સો ગામ ભાંગે."
બસ થઈ ચૂક્યું. હવે ધાનો વહેમાઇ ગયો. ઘેર આવી નથી કાંઇ પૂછતો કે ગાછતો. એક સોટો લઇ જાસલને મારવા જ લાગ્યો. દૂરથી પતિને આવતો જોઇ હરખભરી જાસલ તેનો સત્કર કરવા દોડી ત્યાં તો ફળિયામાં જ તેના કોમળ અંગ પર સોટાના પ્રહાર પડવા લાગ્યા. તે તો ઘડીભર આભી બની ગઇ. "આ તે આમ કાં?" આમ વિચારવા લાગી, ત્યાં તો ધાને તેનો લાંબો ચોટલો પકડી તેને ઘર તરફ ઘસડીને કહ્યું. "રાંડ, તેં મારા કુળને કલંક લગાડયું. પારકા પુરૂષને ઘરમાં ઠાંસી છોકરાંવાળી થવાનું કર્યું કેમ? તને ફિટકાર છે. મારે મારા ઘરમાં તારા જેવીનું કામ નથી. કાં તો આજ હું નહીં અથવા તો તું નહીં." "અરે

ભેડાજી, આ તમે શું બોલો છો ? આમ ગળગળી થતી જાસલ તેને કહેવા લાગી. " અરે પરપુરુષ તો મારે ભાઇ બાપ થાય. ભેડાજી, તમે મને આજ દિન સુધી ઓળખી નથી. તમને કોઇએ ભરમાવ્યા છે. તમને મારી શંકા પડી તો હવે હું મારૂં સત્ય તમને બતાવી આપું. "જે માતા, જે જોગમાયા, હે માતા, મને સહાય થજે." આમ બોલે છે ત્યાં તેના શરીરમાં કંપ ઉત્પન્ન થયો. ભેડો તેને છોડી દૂર ઉભો. દેવીની આંખ ક્ષણવારમાં ફરી ગઇ. જાણે કાંઇ બન્યું જ નથી તેમ દાવકું મોં રાખી તે બોલીઃ " ભેડાજી, હવે આ ગામને પાદર ચેહ ખડકાવો. હું મારા સત્યની ખાત્રી સર્વ દેખતાં કરી આપવાની છું. જે અંબે ! " ભેડો આભો બની સામું જોઇ રહ્યો. જાસલે ચેહ ખડકવાનું કહ્યું કે ભાવતું'તું ને વૈદે કહ્યું ગણી પુંસરી તથા તેની બેનપણીઓએ તો ગામને પાદર એક મોટી ચિતા ખડકાવી. હવે જાસલ દેવીએ કપાળે કુમ્ કુમ્ તથા કેસરની આડ કરી, ભવ્ય ચન્દ્રવદન ઉઘાડું મૂકી, ચોટલો છુટો રાખી, હાથ રંગી, ચિતા પર ચઢી પોતાનું સત્ય દેખાડવાની તૈયારી કરી. કંકુની થાળીમાં બે હાથ બોળી પોતાના ઘરના ટોડલા પાસે થાપા મારી એ બોલી–" આ ભેડાનું કુટુંબ અમર વેલની જેમ વધજો." હવે ચિતા પર ચડે તે પહેલાં ભાઇને હાથે ચુંદડી તથા કાપડું લેવાં જોઇએ. તેથી એક માણસને લાખા મેર પાસે કુંછડી કંઇ કાગળમાં લખી મોકલ્યો. માણસ ગયો. પછી

ગામલોકને આશિર્વાદ આપતી જાસલ બજાર વચ્ચે ચાલી. કેટલાંય ભલાં ને ભોળાં માણસનાં હૈયામાંથી અરેરાટ ઉછળવા લાગ્યો. કેટલાંક ખટપટીને હલકાં માણસો શાપની બીકે ધ્રૂજવા લાગ્યાં. પ્રપંચી પોતાનું મોં છુપાવવા લાગ્યાં. પુંસરી થથરી ગઇ. બેડો ભડકીને આઘો ને આઘો રહેવા લાગ્યો. પણ ભલી જાસલ કોઇને જરાય દુઃખ કરે તેવી ન હોતી. તે તો સૌને આશિર્વાદ દેતી દેતી ગામ બહાર ચિતા પાસે આવી ઉભી. તે તો કોઈની વાટ જોવા લાગી. "અરે, હજુ મારો ભાઇ ન આવ્યો. માણસ મોકલ્યો પણ એ કશો જવાબ ન લાવ્યો." આમ સરળ જાસલ ઉભી ઉભી ભાઇના ગામની દિશા તરફ જોવા લાગી.

માણસ કાગળ લઇ કુછડી આવ્યો. મેર લાધો ડાયરો ભરી ત્યાં બેઠો હતો. હાંફતાં હાંફતાં પડી ગયેલ મોંએ તેણે લાધાના હાથમાં કાગળ મૂકયો. મેર તે વાંચવા લાગ્યોઃ—

સત ચડિયું શરીર, હવે અધ ઘડીએ ઉભાયના
માડી જાયા મારા વીર, તું વેલો આવ્યે લાધવા.

હે ભાઈ લાધા, આ મારા શરીરમાં હવે સત ચડી રહ્યું છે. હવે હું એક પળ પણ ખોટી થઇ શકું તેમ નથી. હે મારા ભાઇ, તું આ વાંચતાં વેંત જ મને મળવા વહેલો આવજે ?

"શું આ જાસલ લખી મોકલે છે ? શું બેન સતી થાય છે ? અરર, શું મારી બેન વિધવા થઈ ? શું બેઠાજી મૂઆ, અમે બેન તેની પછવાડે સતી થાય છે ?

હા પ્રભુ, આ શો ગજબ !" આ પ્રમાણે લાધવો લવવા લાગ્યો. ત્યાં તો તે માણસે કહ્યું કે "ના, ના બાપ, ભેડોજી તો એ બેઠો; પણ એનો દી ફર્યો છે. તેથી આમ બને છે. આમ બોલી આંખમાં આંસુ લાવી તેણે લાધાને અથથી તે ઇતિ સુધી જે બન્યું તે કહી સંભળાવ્યું. ત્યાં તો બેને શું લખ્યું છે એ વાંચવા લાધાની નજર બીજા સોરઠા પર પડી ને વાંચ્યું:—

સળગી સમદરમાંય, હું એકલ ઓલાણી નૈં,
તું કુછડિયા કુળ ભાણ, હવે વેલો વળજે લાધવા.

હે ભાઇ, હું પાણીથી છલકી જતા મોટા સમુદ્રમાં સળગી મરૂં છું. પ્રેમગંગામાં નવરાવનાર મારો પતિ જ મારી આગનું કારણ બને છે. માટે હે ભાઇ, હવે મારે જીવીને શું કરવું ? હું તો સળગી મરૂં એ જ ઠીક છે. માટે આ વાંચીને, હે મેર કુળના સૂરજ, તું વ્હેલો આવજે.

"શું મારી બેનને પોતાના પતિને લીધે બળી મરવું પડે છે ? હવે મારો શો ઉપાય ? જો કોઈ પણ બીજાથી આ થતું હોત તો હું બતાવી આપત કે શું થાય છે ? આ હાથ શું કરી શકે છે ? પણ મારે હવે બેનને માટે કાપડું લઇને જવુંજ. ત્યાં વળી કાગળ પર તેની નજર આગળ ચાલી:–

અગર ને અબીલ, ઇ બે જાત્યું જુજવી,
કુછડિયા હે વીર, તું લેતો આવ્યે લાધવા !

હે ભાઇ અગર ને અબીલ એ બેઇ જાત જુદી જુદી છે. તું બેનું ધ્યાન રાખીને, હે ભાઇ, સાથે લેતો આવજે.

"અરર, આ તો બેન બળી મરે છે તેના પૂજાપાની વસ્તુ ? ભલા ભગવાન! આ શું થયું ? ને વળીઃ—

સસ્વાદીલું સગા, જે લૈ ભોજન શું ભેળવીએ,
તે સોરંભી સગા તું લેતો આવ્યે લાખવા.

હે ભાઈ લાખવા, ઉત્તમ સુગંધીદાર ને મીઠું ઘી જેને આપણે ભોજનમાં ભેળવીને આરોગીએ છીએ તે પણ તું લે તો આવજે.

"અરેરે, આ અગ્નિમાં હોમવાનું ઘી–ખાવાનું નહીં. બેનને બાળી મૂકવા—અગ્નિમાં હોમવા. હે પ્રભુ, શું કરૂં ?" વાંચતાં વાંચતાં આમ બબડતો જતો લાખવો ડાયરામાંથી ઉઠયો. તેની બંને આંખમાંથી શ્રાવણ ને ભાદરવો વરસવા લાગ્યા. તુર્ત જ તેણે એક મોડિયો, એક કાપડું ને એક ચુંદડી તથા અબીલ, ગુલાલ અગર ચંદન ને ચોખા ઘીનો ગાડવો તૈયાર કર્યો. પછી કાટવાણે જવા તે ઉતાવળો ઉતાવળો સજજ થયો. સાથે થોડા માણસો લઇ ડેરવાવ કે જ્યાં બેને ઘોડીને પાણી પાયું હતું ત્યાં આવ્યો. આવીને મર્દ લાખવે શું જોયું ? એક મોટી ચિતા ખડકી છે; ગામલોક તેની આસપાસ ટોળે મળ્યાં છે; એક નવયૌવના સતી તેની નજીક ઉભી છેઃ લાંબા હાથ કરી દેવી સૌને આશિર્વાદ આપે છે. સૌ કોઈ દેવીને માથું નમાવી તથા દેવીના બંને હાથ પોતાને માથે ચડાવી નમી ઉભાં થાય છે. દેવીના લલાટમાં કેસરની પીળી આડ છે. કુમ કુમ પણ કપાળે

લાગી રહ્યું છે. શિરકેશ છુટા છે. કોઇ જે અંબે કરી માતાના મંગળ ગીત ગાય છે. ઢોલ, ત્રાંબાળુ, ભેરીના નાદ આકાશ ભરી રહ્યા છે. ઝાલરો ઝણઝણી રહી છે ને જે અંબે અંબેના ઉંચા સ્વરો આકાશમાં ઉભરી રહ્યા છેઃ લાધવો આ જોઈ ઘડીક તો આભો બની ગયો. અરે આમ કાં ? એમ હજુ તે વિચારે છે ત્યાં તો સતીએ પોતાની સોક્ય પુંસરીને પોતા પાસે આવવા હાક મારી, પણ તે પાપણી તો પોતે કરેલ મહાન પ્રપંચથી ભોંઠી પડી તથા સતીના શાપનો ભય ધરી આઘીને આઘી સંતાતી ફરતી હતી. "બેન પુંસરી, આંહીં આવો ? મુંઝાવું નહિ. હોય એ તો" એમ સતીએ મીઠા શાંત સ્વરથી કહ્યું ને ધ્રૂજતી ધ્રૂજતી તે પાપી સોક્ય તેની પાસે આવી. તુરતજ સતીએ કહ્યુંઃ-"બેન મુંઝાવું નહીં. તમને બધું માફ છે. પાથરો તમારો ખોળો." પુંસરીએ ખોળો પાથર્યો. " મારી બેન, જાઓ તમારે પેટે પુત્ર અવતરશે ને આ ભેડાનું નામ લેણું રહેશે." પછી પુંસરી પોતાનાં નયનમાંથી કાંઇક ભોંઠપથી કાંઈક પોતે કરેલ પાપના પસ્તાવાથી આંસુ ખેરતી આશિર્વાદ પામી જાસલને નમી ચાલતી થઇ ને દેવીએ ભેડાને પોતા પાસે આવવા હાક મારી. ઝંખવાણો થઇ ગયેલ ભેડો હાથ જોડી સામો આવ્યો. જાસલે તેની સામા બંને હાથ જોડી કહ્યુંઃ " ભેડાજી, મારી બેન પુંસરીને આપ ઠપકો ન દેતા. તેનો આમાં કાંઇ વાંક નથી. આજથી નવ માસમાં તેને પેટે પુત્ર અવતરશે."

આટલું બોલી જાસલે ઉંચું જોયું ને " હજુ ભાઇ ન આવ્યો " એમ જરા ધીમેથી એ ગણગણી. વળી કંઇ મનમાં આવતાં તેણે ભેડાને કહ્યું " જો જો ભેડાજી, હવેથી તમે આ ડેર વાવનું પાણી પીતા નહીં. " વળી તેણે ઉંચુ જોયું ત્યાં પોતાના વ્હાલા ભાઇને તેની સ્ત્રી સહિત સામેથી કાપડું લઇ આવતાં જોયો. હર્ષનો ઉદ્દગાર તેના હૈયામાંથી ઉછળી ઉઠયો. તે બોલી–" આવ્યો, મારો વીર આવ્યો. ખમા તને, મારા વીર ખમા. " ત્યાં તો મેર નજીક આવી પગમાં પડયો: બેને તેને ઉઠાડી ઉભો કરી મીઠાં મીઠડાં લીધાંને આશિર્વાદ આપ્યા: " મારા ભાઇ, તારે તો બધુંય છે પણ જા, તારા કુળનો કોઈ દી પણ પોતાનું સત નહીં છોડે. " લાધવે આ સાંભળી માથું નમાવ્યું ને સતીના પગને પોતાના હાથથી વંદન કરી તેની ધૂળ આંખે અડાડી. સતી હવે ચિતા પાસે ગઇ. " જે અંબે કરી હાક મારી ત્યાં ભડભડ થતો ભભૂકો તેમાંથી ઉછળ્યો. દેવી તે ચિતા પર ચડી. અગ્નિ તેને ઘેરી વળ્યો: સતીએ ભાઇ લાધવા મેરને અંદરથી હાક મારી કહ્યું–"ભાઇ, હવે તું ચુંદડી તથા કાપડું આપ્ય. " આમ અગ્નિ વચ્ચે કાપડું, મોડીયો તથા ચુંદડી આપવામાં વીરમર્દ જરા અચકયો. સતી સમજી ગઈ કે ભાઇ મોળો પડી ગયો ને તેણે કહ્યું: " ચાલ્યો આવ, તું ડર નહીં વીર. " આ સાંભળી મેર સતેજ થઇ ગયો. હવે તેને જીવની જરા પણ દરકાર રહી નહીં: બેનનાં વચન માથે ચડાવી તે તો ભડભડતા અગ્નિ પર

પગલાં ભરવા લાગ્યો. ભડકા વચ્ચે જઇ સર્વે દેખતાં તેણે બેનને મોડીઓ માથા પર ધરી તે પર ચુંદડી ઓઢાડી, કાપડું આપી, એક શ્રીફલ તેના હાથમાં મૂક્યું ને પગે લાગ્યો. આમ અબીલ, ગુલાલ, અગરચંદન વગેરેથી તેનું પૂજન કરી કાપડું આપી ઘી રેડી લાખવે બેનને ફરી નમસ્કાર કર્યો. ઘી પામતાં અગ્નિદેવ પૂર જોરથી ભભકી ઉઠયા, પણ લાખવાના માથાનો વાંકોવાળ પણ ન થયો. પૂજન કરી બેનના આશિર્વાદભર્યા હાથ માથે લઇ લાખવો ચિતા પરથી હવે નીચે આવ્યો. લાખવાના બંને નયનમાંથી હવે શ્રાવણ ને ભાદરવો વહેવા લાગ્યા. પલવારમાં સતીનું કોમળ શુદ્ધ શરીર બળીને ભસ્મ થઈ ગયું. હજુ પણ આ સતી જાસલની ખાંભી કાટવાણાને પાદર મોજુદ છે ને શુદ્ધ સતીનાં સત તથા પાખંડી લોકનાં કાળાં કામનો કરૂણ ઇતિહાસ જગતની નજર સામે રજુ કરે છે.

---

## ૨૧' નોંઘણ

દોકડ એકે દાન અવરે અપાય ને,
સફળો નોંઘણ શાણુ વાસદ હગો આપીને.

પુત્ર વિના ઘર સૂનું છે. ઝુંપડીમાં રહેનાર ગરીબથી માંડીને તે રાજમહેલમાં વસનાર રાજા રાણી પર્યંત દરેક જાણ જ્યાં સુધી પોતાને ઘેર પારણું ન બંધાય ત્યાં સુધી

પોતાના જીવતરને નિષ્ફળ માને છે. ઘેર પુત્ર અવતર્યો તો પોતાના ઓતેર પરિયાં તર્યા એમ દરેક આર્ય સ્ત્રી પુરુષ માને છે; હવે તો પોતાના પૂર્વજ ગત્યે ગયા એમ માની તે જીવતર સફળ થયું સમજે છે.

જુનાગઢના રાજા રા'દિયાસની ઉમર વધી ગઇ છે છતાં પોતા પાછળ કોઇ ગાદી વારસ નથી. રા' ઘણોજ દિલગીર રહે છે. તેણે સાત સાત રાણીઓ કરી છતાં ઘેર પારણું નજ બંધાયું તેથી રાજા. પ્રજાનાં હૃદય ખિન્ન રહે છે. રાણીઓ બિચારી અણોસરાં મોં રાખી ઉદાસ ઉદાસ હરે ફરે છે; પણ પ્રભુના ઘર આગળ માણસનો તે શો ઉપાય ચાલે ? મનુષ્યથી બને તેટલા ઉપાય તો રાજા રાણીએ અજમાવી જોયા, પણ કંઇ વળ્યું નહીં. એક વેળા નવી આવેલ રાણી પરમાર પુત્રી રાજ મહેલની ઓશરીપર બેઠેલ છે. ને દાસી ચોખા ઝાટકી રહી છે. ઝાટકતાં ખરી પડતા દાણા ચણવા એક ચકલો ચકલી ત્યાં આવ્યાં. દાસી ચોખા ઝાટકી રહી ત્યારે નીચે વેરાઇ ગયેલ દાણા રાણીએ વીણી લીધા. આમ થયું એટલે રાજ ભુવન ધારી હોંશનાં માર્યા આવેલ બિચારાં પંખી નિરાશ થયાં ને ચકલે ચકલીને કહ્યું:-

ચકલો ભણે ચકલીને, ભલી સામે છાપરે ચાલ્ય,
આ ધવળા દેખી મોલ, આજ ભુખેશ મરીએ આપણે.

હે ચકલી, આ પેલું સામું છાપરૂં છે ત્યાં ચાલો આપણે ઉડી જઇએ, કારણ કે આ મોટા ધોળા મહેલ ભાળીને આપણે આંહીં આવ્યાં પણ ભૂખ્યાં મરશું.

વળી તેણે ચકલીને કહ્યું:—

ચકલો ભણે ચકલીને તું સામે છાપરે ચાલ્યને,
જ્યાં બાળક ખેલે ખેલ કોઇ ભરભર મૂઠડીએ.

હે ચકલી, તું મારી સાથે આ પેલુ સામું છાપરૂં છે તે ઘેર ચાલ્યને; ત્યાં તો નાના બાળકો દાણાની મુઠિયુ ભરીને ખેલ કરી રહ્યાં છે.

આ તો વાંઝીઆનું ઘર છે. અંહીં આપણે કંઇ પામશું નહીં. અરે વાંઝીઆનું મોં પણ જોવું એ ઠીક નથી. આ પ્રમાણે નિરાશાના માર્યા ચકલે ચકલીને કહી દીધું; અને એ તો ખરૂંજ કે જેને ઘેર છોકરાં નથી તેના આંગણુંમાં દાણા બાણા વગેરે કંઈ પડયું નજ હોય, ત્યાં નાના પ્રકારના ખેલ ખેલાતા નજ હોય, ભલેને પછી તે રાજાનો મહેલ હોય ! નવી રાણી આ સાંભળી અતિશય દુઃખી થઇ. “અરેરે અમારે આંગણેથી આ પંખીડાં પણ નિરાશ થઈ પાછાં જાય છે. અમે વાંઝિયાંમાં ગણાયાં તે તો અમારે જ્યારે છોકરાં નહીં ત્યારે જ ના ?” આ પ્રમાણે ખેદ કરતી રાણી પોતાના મહેલમાં આવી. તુર્તજ તેણે રાજ જોશી તથા પ્રધાનને ત્યાં તેડાવ્યા. તેઓ આવ્યા. જુએ છે તો રાણી શોકમાં ગરકાવ છે. હાથ જોડી પ્રધાને તેને પૂછ્યું. “ માતુ શ્રી, આમ થવાનું શું કારણ છે ?” રાણીએ જરા આવેશમાં આવી એકાએક બોલવું શરૂ કર્યું:—

[illegible]શાને માથે ચાર, આજ ચ’ને. વિમાસણ ઘણી,
પર[illegible] કરો વિચાર, રાજ જાય જુનાનું વાંઝિયું.

હે ડાહ્યા પ્રધાનો, આ આપણા રાજાજીની ઉંમર ચુમાળીશ વર્ષની તો થઇ ગઇ. તેઓ રાત્રિ દિવસ બહુજ વિચારમાં ને ચિન્તામાં પડયા રહે છે કે શું કરવું ? કારણ કે પછવાડે વારસ નહીં હોવાથી આ જુનાગઢનું રાજ-તેનો વંશ-વાંઝિયો જાય છે.

વળી રાણી જોશી સામું જોઈ બોલી:—

જોષીડાતું જોને જોષ, તારાં પાનાંય તું પાથરી કરી,
આ તે કયા કરમનો દોષ, રાજ જાય જુનાનું વાંઝિયું.

હે જોષી મહારાજ, તમે તમારાં પાનાં ઉથામી ઉથામીને મને જોઈ સો કે આ તે અમારા કયાં કર્મનો દોષ છે કે આજ જુનાગઢનું રાજ નિર્વંશ જાય છે.

જોશી એ તો તુર્તજ પ્રશ્નોત્તરી મૂકી. તેને વળી રા'ની જન્મોત્તરી સાથે સરખાવી. સર્વ પ્રકારે ગ્રહના ભાવાભાવ તપાસ્યા, પણ સર્વ રીતે એમજ આવ્યું કે રા'ના નસીબમાં પુત્રસુખ નથી જ. જોષીના મુખથી આ સાંભળી સર્વ તદ્દન નિરાશ થઇ ગયાં. જોષીએ જોષ જોયા ત્યાં સૂધી તો તેમણે માન્યું કે હમણાં કાંઇ કારણ મળી આવશે ને તે કહેશે તે પ્રમાણે આપણે યજ્ઞ યાગાદિ કરાવી ગ્રહની શાન્તિ કરશું. પણ જયારે તેણે ચોખ્ખે ચોખ્ખું કહી દીધું કે જ્યોતિષ વિદ્યાના આધારે જોતાં તો રા'ને પુત્ર સુખ નથી જ. એટલે સર્વ હતાશ થઇ ગયાં; પણ ત્યાં બેઠેલ રા'ના દસોંદીએ કહ્યું—"હા આ બધું તો ઠીક છે; પણ આજ કાલ જેનાં નસીબ અવળાં

હોય તેનાં સવળાં કરનાર અથાવેજ વાળી એક છે. એ ખોડિ-યાર ધારે તો કર્મના લખાયલા ઉંધા લેખને સવળા કરી મૂકે છે, માટે રાણી સાહેબે એ માતાજીની આખડી રાખવી ને તેને પ્રસન્ન કરવાં." અરે આટલું તો પરમાર પુત્રી સોમલદેને માટે પૂરતું હતું. આશાનું જરાક કિરણ દેખાય તો તો આશાંના સૂર્ય આખાને બહાર લાવવાની તે તાકાદ ધરાવતી હતી. પુત્રપ્રાપ્તિ માટે પોતાના વ્હાલા દેહની પણ દરકાર ન કરનાર, પોતાના જીવને સટે પણ પુત્રપ્રાપ્તિ કરનાર નારીજ પ્રભુએ એક સર્જી છે. મર્દની મર્દાઈ તો માથું મુકયાના તે મહાન પ્રયાસ પાસે હારી જાય છે. સોમલદેએ તુર્તજ આકરી આખડી લીધી કે–" માતા પંડે આવી મારો દોષ બતાવે, તે દોષનું વાલણુ બતાવે, તે પછી જ મારે અન્ન જળ લેવાં." આમ વિનાઅન્ન વિનાજળ રાણીએ એક દિવસ કાઢયો; એમજ બીજો ગયો. રાણી કશું ખાતી નથી કે કંઈ પીતી નથી. તેનું મન તો માતામાં તલ્લીન થઈ ગયું છે. ત્રીજે દિવસે રાણીને કાગાનિદ્રામાં સાક્ષાત્ જોગમાયા સામાં આવી ઉભાં જણાયાં. માતાએ કહ્યું:–" હે રાણી, તું અણુવાણું પગપાળાં ચાલી તારાં કંકણુ મારે મઢે છોડીશ તો કદાચ તને ઓધાન રહેશે." આ દેવીવાકય જાગૃત-સ્વપ્ન દશામાં સાંભળી રાણી બડાક દઇને ઉભી થઇ. પ્રધાનને તેડાવી–રા'એ ચઢી સ્વારીએ ને પોતે અણુવાણે પગે પગપાળાં અથાવેજ વાળીને ઓરડે જવું એમ રા'ને કહાવી દીધું.

રાણીએ સૂચવ્યા પ્રમાણે રાં'દીયાસ બીજી રાણીઓ સહિત ચડી સ્વારીએ અયાવેજ જવા ઉપડયો. પરમારપુત્રી સોમલદેને ત્યાં આવવાની ગોઠવણુ પણુ કરતો ગયો. રાણી અણુવાણે પગે ચાલી. વિકટ ધાર ધારોડી, ટીંબા ટેકરી, નદી નાળાં ઉઘાડે પગે વટાવવા લાગી. ચાલતાં ચાલતાં રાણીને તો હૈયામાં એમજ છે કે માંડ આ હાથ આવ્યું છે. જો માતા વચન પાળે તો મારે ત્યાંને ત્યાં જ મારી કાયાનું બલિદાન આપવું. આવી દઢસંકલ્પવાળી, દઢશ્રદ્ધાવાળી તે ચાલી જાય છે. ટાઢ, તડકો વગેરે દુઃખ તેણે સ્વપ્ને પણુ જોયાં નથી. ત્યાં આમ અણુવાણું ચાલવાનું થયું. ચાલતાં ચાલતાં તે થાકી. કોઇએ કહ્યું કે તમે આ સાથેની પાલખીમાં બેસો, એટલે પગપાળાં વદશો. આવાં યુક્તિવાળાં વચનો તે વળી દેવકાર્યમાં ! તે તરફ તિરસ્કાર બતાવતી સોમલદે રાણી બોલીઃ—

ઘોડાં અમારાં ઘેર નૈ ને પગપાળાં ન જવાય,
પણ પોંચવું અયોવેજને ઓરડે મારે દેયુ ચડાવવા દેવીને.

અરે અમારે ઘેર ઘોડાં નથી! ને હું હવે ઉઘાડે પગે ચાલી શકતી નથી ને તદ્દન થાકી ગઇ છું. મારા પગ તળવાઇ ગયા છે. પણુ મારે હે અયાવેજવાળી, તારે ઓરડે નક્કી પહોંચવું છે, ને ત્યાં આ મારી દેહનો ભોગ તને આપવો છે જ.

વળી માતા ખોડિયારને સંબોધીને બોલીઃ હે મા, છો તું આ મારી કસોટી કાઢવા મથતી હો, પણુ હું તોઃ—

હાલું દીને રાત તોય નાવે જોને ઢુકડું,
પણ પોચું અથાવેજને ઓરડે મારી દેવું દેવા દેવીને.

હું આમ દિવસને રાત્રિ ચાલું છું તોય તારૂં મંદિર નજીક આવતું નથી; પણ મેં તો નક્કી કર્યું છે કે મારે અથાવેજને ઓરડે મારા શરીરનો ભોગ દેવા પહોંચવું જ.

આ પ્રમાણે દઢનિશ્ચયવાળી રાણી ચાલતી ચાલતી ગળધરાના ધુના પાસે આવી. અત્રે ઉંડા પાણીના ધરાને જોઇ તથા તેને કાંઠે સાત બેનો ખોડિયાર વગેરેના ફળાંનાં દર્શન કરી રાણી ગળગળી થઇ જઈ હાક મારી બોલી:—

સોમલદેનાથ સાદ ગળધરેથી સુણને ઘેલડી,
મારે દેવું દીધાનો વાદ જો નદે દુ:ખભંજણ દીકરો.

હે ખોડિયાર, આ તારી જન્મભૂમિ ગળધરાને કાંઠેથી હું તને હાકલ કરીને કહું છું કે જો તું મને મારૂં દુ:ખ કાપનાર નહીં આપ તો હું નક્કી મારા શરીરનો ભોગ આપીશ.

આ આકરૂં પણ રાણી લઇ બેઠી, અને પોતાના હૃદયના ઉંડામાં ઉંડા ખુણામાંથી હાય મારી બોલી એ દેવીથી એ જોયું ગયું નહીં. માતાએ આકાશમાંથી જવાબ દીધો;—

ઘેલી ઘેલી મ બાળ્યે, તું હૈડું રાખયને હાથ,
જેદી દઉં કુખે દીકરો, તેદી રાખજે નોંધણ નામ.

હે બાઈ, તું મને ઘેલી ઘેલી કહીને બોલાવ નહીં, તું તારૂં મન ઠેકાણે રાખીને રહે ને. જેદી મારો આપ્યો તારે પેટ દીકરો અવતરે તેદી તું તેનું નામ નોંઘણ પાડજે.

અધીરી રાણી આ સાંભળી આશ્ચર્ય પામી. મન ઠેકાણે રાખી વર્તવાનું કહ્યું ને વળી જ્યારે દીકરો આપું ત્યારે તેનું નામ નોંધણ રાખજે એવી ભલામણ કરી. આ શું ? હજી શું દેવીને મન દીકરો આપું ન આપું છે કે "જેદી આપું દીકરો તેદી રાખજે નોંધણ નામ"—આમ બોલે છે ? શું હજુ દેવીનું મન ઢચુપચુ છે કે "આપું" કહીને બોલે છે ? પણ ફિકર નહીં. હું જોઉં છું કે મને દીકરો દીધા વિના દેવીને કેમ ચાલે છે." આ પ્રમાણે ઘેલાં કાઢતી તદ્દન લોથપોથ થઈ ગયેલ પણ પુત્રપ્રાપ્તિ અર્થે કશાય દુઃખની દરકાર ન કરતી રાણી ગળધરાને છોડી આગળ ચાલી અંતે આઆાવેજ આવી. ત્યાં આવી ખોડિયારના મંદિરના મઠ પાસે અડિંગા નાંખી બેઠી. રા'ની સ્વારી તો આયાવેજમાં પડી છે, બીજી રાણીઓ પણ ત્યાં છે, પણ સોમલદે તો પરભારી ગળધરેથી માતાને મઢેજ ભૂખી ને તરસી આવી બારણાં પાસે બેઠીને બોલીઃ—

હું બાંધી બેઠી બાર, આજ પુતર વણ ઉઠું ને
ગોત્યમાં મારા કરમનો ભાર, મને ખોળો ખુંદણ દે ખોડિયાર.

હે ખોડીયાર, હે મા, હું તો તારાં બારણાં બંધવી આડી પડી છું, ને જો તું મને દીકરો નહીં આપ તો હું અહીંથી ઉઠનાર નથી જ. હે મા, મારાં ભાગ્યનો દોષ તારે કાઢવો ન જોઇએ. તુ મારાં કર્મ સામું ન જો. પણ મને મારો ખોળો ખુંદનાર પુત્ર આપનેઃ—

દેવી દેને દીકરો હું ખાંતે ખેલાવું,
જોબન જાતાં ના સાંપડયો, હવે જરપણે ઝુલાવું.

હે દેવી, મને દીકરો દેને. હું એને હોંશની ભરી રમાડું. મારી જુવાનીમાં જે મને ન મળ્યો તેને, હે મા, હવે હું આ મારી વૃદ્ધાવસ્થામાં હીંચકાવું, તેના હાલરડાં ગાઉં.

આ પ્રમાણે ભૂખી તરસી, અરધી ડાહ્ની, અરધી ગાંડી, સોમલદે દેવીને હાક મારીને કહેવા લાગી. અંતે દેવી પ્રસન્ન થઇ. તે મઢમાંથી રાત્રિના બાર વાગે બોલી—"હે બાઈ, જા તારે પેટે પુત્ર થશે ને તેનું નામ તું નોંઘણ રાખજે. ગળધરે જે આકાશ વાણી તેં સાંભળી તે પણ મારી જ વાણી હતી. હવે તું ઉઠી ઉભી થા. તારૂં કંકણ રા' ને બોલાવી સવારે મારા મઢ પાસે છોડજે ને જા મારૂં વચન છે કે તને ઓધાન રહેશે." રાણી તો આ દૈવી અવાજ સાંભળી પ્રસન્ન થઈ ગઈ. પોહો ફાટતાં રા'ને બોલાવી સર્વ વૃત્તાન્ત કહ્યા ને જુવાને તેડાવી માતાને મઢે કંકણ છોડી લાપસી કરી સર્વ સ્વારી તથા ગામલોક ત્યાં જમ્યાં. ગાયો બળદો આદિ પશુને ટેહવા અને ધાસ નીરાવ્યું આમ કરી માતાનું વરદાન મેળવી સ્વારી જુનાગઢ તરફ વળી.

સોમલદેની તપશ્ચર્યા ફળીભૂત થઈ; પણ તેને પેટે પુત્ર અવતરશે ને આપણું માન ઘટશે એમ ઈર્ષાભાવ બીજી રાણીઓને પ્રગટ થયો. સૌ જુનાગઢ આવ્યાં. રાણી સોમલ-દેને મહિના રહ્યા. સોકયુની અદેખાઇ વધવા લાગી. તેમણે

મેલા મંત્ર જાણનાર ભૂવાને છાના માના બોલાવી સોમલદેને પેટે કંઇ ન જ અવતરે એવો બંદોબસ્ત કરાવ્યો. સોમલદેને મહિના પર મહિના ચડવા લાગ્યા. સાત અને આઠ ને નવ માસ પણ પૂરા થયા, છતાં પ્રસવ થવાના કંઇ ચાળા જણાતા નથી. દસમો માસ પણ ઉતરવા આવ્યો; પણ પ્રસવનું જરાય ચિન્હે નહીં. રાણી આ જોઇ અકળાઇ. આમાં કંઈ કારણ છે. માતા ખોડિયારની દૃઢ શ્રદ્ધાળુ સોમલદે એ 'હે મા' કહીને બાંગ મારીઃ—

નવરે મહિનાનો ન્યાય, આજ દશમોય દહવો જાય,
સોક્યુ મારે છે સાત, તેને કમત ચડી શું કાંપળી ?

હે મા, આ જગતમાં માણસનો જન્મ નવ માસે થાય છે તો મારે નવ તો પૂરા થઈ ગયા ને આ દસમો માસ પણ કોરો ઉતરવા આવ્યો. અરે હે ખોડિયાર, મારે સાત સોક્યું છે તેને શું કંઈ કુમતિ સૂજી છે ને કંઇ કામણ ટુમણ કરાવ્યું છે કે આમ થાય છે ?

રાણીની આર્દ્ર પણ હૈયાફાટ વાણી હવે ખોડિયારથી સહન થઈ શકી નહીં. તેણે તો રાણીની અદેખી સોક્યુને ખાતરી થાય કે પાપવૃત્તિનું કોઇ દિવસ સારૂં પરિણામ આવતું નથી—એ ન્યાય નજરો નજર દેખાડવા રાણીને પેટે પુત્ર જન્મ કરાવ્યો. જોષીએ જોષ જોયા. ગ્રહ ઉત્તમ આવ્યા. પુત્ર બત્રીશ લક્ષણો ઠર્યો. પણ પિતા પુત્રનો વિયોગ કુંડલીમાં આવ્યો. ઘેર ઘેર આનંદ મંગળ થઇ રહ્યાં. રાજા પ્રજાને સંતોષ

થયો. કારણ કે "રાજ મટયું જુનાનું વાંઝિયું:" પણ ઇશ્વરની ગતિ અકળ છે: રાજાએ કચેરી ભરી છે, અનેક રીતિનો આનંદ મંગળ વર્તી રહ્યો છે, ત્યાં પાટણેશ્વર દુર્લભ સેનનું બિડું ઝડપી બિજલ આવ્યો. પોતાની ઉત્તમ વાદ્ય-કળાથી બિજલે રાજા તથા સભાજનોનાં હૃદય જીતી લીધાં. રાજાએ તેને "માગ, માગ" કહ્યું. તુર્તજ બિજલે ભર સભા વચ્ચે રા' પાસેથી તેનું માથું માગ્યું. વજ્રસમાન આવો અણધાર્યો વચનપ્રહાર પડતાં સભાજનો તો હેબક ખાઇ ગયા. પણ એક વચની ખરો ક્ષત્રિવીર દિયાસ મહીપાલ જરા પણ કચવાણું મોં કરી રહ્યો નહીં, કે સંકોચ પામ્યો નહીં. તે તો માગણને પોતાનું માથું આપવા તૈયાર થયો. સભાજનોએ, ખુદ રા'ની રાણીઓએ બિજલને આ અઘોર પાપકર્મ ન કરવા ઘણું સમજાવ્યો. બિજલ મક્કમ રહ્યો: તે એકનો બે થયો નહીં, રા'પણ મક્કમ રહ્યો. હસતે મૂખે બિજલને માથું દીધું. બિજલે તે લીધું. લઇને બિજલ પાટણ આવ્યો. દુર્લભસેનને તે આપી, તેને પછી તેનાં આવાં અઘોર નીચ કર્મ માટે તિરસ્કારી, તેનો દરબાર તજી ચારણ ચાલતો થયો. રા'નું માથું આવ્યું એટલે હવે જુનાગઢનો રક્ષણ કર્તા કોઇ મર્દ રહ્યો નથી એમ ગણી પાટણેશ્વરે સૌરાષ્ટ્રના આ અજિત શહેર પર હલ્લો કરી જુઝેલા વરની જેમ રા'ના લશ્કર પર તુટી પડી કિલ્લો હાથ કર્યો, રા'ના મૃત્યુથી શોકમાં ડુબેલ લશ્કરને ખેર ખેર કરી

નાંખ્યું. રાણીઓ તો રા'ની પછવાડે સતી થઇ હતી. માત્ર એકના એક–રા'ના નામ લેણા પુત્રના રક્ષણ અર્થે પુરજનોએ રાણી સોમલદેને આજીજી કરી બળી મરતાં અટકાવી હતી, ને રાણી એકજ પુત્રના મોં સામું જોઇ પોતાના દુઃખના દિવસો કાઢતી હતી ત્યાં દુર્લભસેનના લશ્કરે ઓચિંતો છાપો માર્યો. રાણી બિચારી મહામુશ્કેલીએ બહાદુર દાસદાસીની મદદથી પુત્રને લઇને નાસી છુટી. પાટણેશ્વરે શહેર સર કર્યું ને ત્યાં પોતાનો સૂબો નિમ્યો. રાણીએ ત્યાંથી જઇ જંગલમાં વાસ કર્યો. સૂબાને ખબર પડયા કે રા'મહીપાળનો પુત્ર તથા રાણી હજુ જંગલમાં જીવતાં છે. સૂબો અતિ અધમ ને હિચકારો હતો. તેણે ક્રૂર મારાને કહ્યું કે "જંગલમાં ગમે ત્યાંથી રાણી તથા તેના પુત્રને શોધી કાઢી પુત્રના ટુકડા કરી તેની આંખો કાઢી લઇ મારી પાસે લાવો. એને એ હું મારી નજરો નજર જોઇશ ત્યારેજ હું નિષ્કંટક છું એમ માની મને શાન્તિ વળશે." મારાઓ રખડતા રઝળતા જંગલમાં એક ઝુંપડી પાસે આવ્યા. તે ઝુંપડીમાં તેઓએ કોઇ એક અલૌકિક સૌન્દર્યભરી સુંદરી તથા એક બત્રીસ લક્ષણો બાળ જોયાં. તે બાળ જ રાજબાળ છે એમ તેમણે નક્કી માન્યું ને પોતાની તલવાર મ્યાન બહાર કાઢી. તલવાર બહાર કાઢતાં કાઢી પણ તે બાળકનાં વીરનયન, તેનું ઉગ્ર ભાલ, તેનું સુંદર મર્દાની દાખવતું શરીર જોઇને તેઓ તો થંભી જ ગયા. વળી તેની જ પાસે તેની સાક્ષાત્

દેવસુંદરી સમી માને જોઇ તેઓ હૈયું હારી ગયા ક્રૂર ને પ્રાણઘાતક મારાનું હૈયું પલવારમાં પોચું થઇ ગયું. અરે આપણે તે કયું રાજ મેળવવું છે કે અધમ કાળું કામ આપણે હાથે કરવું ? કયા જન્મને માટે ? આવા અનેક વિચાર તેમના હૃદયપર ઉછળવા લાગ્યા. “ પણ આંહીંથી પાછા જવું કેમ ? આ કુમારને માર્યો છે એનાં એંધાણ તો તે પાપી સુબાને દેખાડવાં જોઈએ. ” આ પ્રમાણે તેઓ માંહોમાંહે વિચારે છે ને એક બીજા મસલત કરે છે તે સોમલદે સાંભળી ગઇ. તે બિચારીને તો આ જગતમાં ઉંચે આભ ને નીચે ધરતી જ હતાં. પણ તેને સર્વવ્યાપક હાજરા હજુર ખોડિયારપર દૃઢ શ્રદ્ધા હતી. હૃદયથી પોતે થરથરી ગઇ ખરી પણ ઉગારનારી તે એક જ છે એમ એ નક્કી માનતી તેથી દેવીને હાક મારી રાણી બોલીઃ—

ગળસુંદરી ગળામાંય, ઇ રા'ની રે રાખશે,
તે વનવન કાઢતેય કમત ચડીશું કાંધળી ?

હે દેવી, હજુ તો આ બાળકના ગળામાં જન્મતાં પાએલ ગળસુંદી છે. પણ તે રા'નું–રા'ના આખા વંશનું–નામ નિશાન આ જગત પર રાખે એમ છે. પણ શું અમને આમ વન વન રખડાવ્યાં તોય, હે દેવી ખોડિયાર, હજુ તને કમતી ઘેરી વળી છે કે તું આમ રા'નું સત્યાનાશ કઢાવું જોઈ રહી છો ?

પોતાની ભક્ત રાણી ઘણી મુંઝાઈ હૈયાફાટ ઉહકાર કાઢે છે, હવે તો તેને તથા તેના પુત્રને ઉગારવાં જ

જોઇએ." આમ માની દેવી એક નાના બાલમૃગનું રૂપ ધારણ કરી જરા દૂર મારાની નજર નજીક ઠેકવા લાગી. "હા, આ મૃગલાની આંખો કાઢી લઈ સૂબાને તે દેખાડશું કે આ તે બાલ રાજાની આંખો છે. તેને અમે ઠાર કર્યો ને આ લાવ્યા,"–તો તે પાપી માનશે." આમ માંહોમાંહે સમજી તેઓ મૃગલાની પછવાડે પડયા. મૃગ જરા જરા ઠેકી દૂર જવા લાગ્યો. મારા તેમની પછવાડે દોડવા લાગ્યા. આ સર્વ જોઇ શ્રદ્ધાળુ રાણી તેના સામું જોઇ બોલીઃ

તું અંધાણે અંધાણુ માડી આ મરઘો ક્યાંથી મોકલ્યો ?
હવે રાખવા રા'નું નામ સમત સુજી શું કાંધળી ?

હે માડી, તેં તે આ મારા બાળપુત્રને બરાબર મળતો આવે એવો મરઘલો ક્યાંથી મોકલ્યો ? રા'ના વંશનું નામ નિશાન રાખવા, હે મા કાંધળી, તને શું સારી મતિ સુજી ? ધન્ય છે તને.

આમ બોલતી બોલતી રાણી માતાના ગુણ ગાવા લાગી. ત્યાં તો મારાઓએ મૃગને પકડયો. તેને તુર્ત જ મારી નાંખ્યો. તેની આંખો કાઢી લીધી. કઠણમાં કઠણ હૈયા પણ સૌંદર્ય અને પવિત્રતા આગળ ગળી જાય છે. મારાઓ તુર્ત જ રાણી પાસે આવ્યા ને તેને નમી પછી બોલ્યાઃ " માડી હવે તમે ડરશો માં. અમો તમારા પુત્રનો વાળ પણ વાંકો નહીં કરીએ. અમો મારા છીએ પણ એક અનાથ બાળ, તે વળી મહાન વંશનું એકનું એક જ નામ લેવું તેને

અમારે હાથે હણીએ એવા પાપી તેમજ ક્રુર હૈયાના તો નથી. અમારે માથે પણ પરમેશ્વર છે. હવે તમે બંને આંહીંથી કોઇ બીજી જગ્યાએ જાઓ. આંહીં રહેવામાં માલ નથી." એમ બોલી રાણીને નમી તેઓ ચાલતા થયા. સૂબા પાસે આવી સાથે લાવેલ આંખો તેને દેખાડી. માંસના કકડા પણ બતલાવ્યા. રા'નું કુળ નિર્મૂળ થયું જાણી તે અધમ સૂબો નિશ્ચિંત થયો.

રાણી પછી મારાના કહ્યા પ્રમાણે ત્યાંથી પુત્રને લઇ ચાલી નીકળી. રખડતી રવડતી તે આલીધર બોરલીધર આવી. આલીધરમાં પરાર્થે માથું આપનાર રા'ની જેવો જ વીર દેવાત આયર રહેતો હતો. તે શરણાંગતને માટે પોતાના સર્વસ્વનો ભોગ આપે એવો પોરસેલ મર્દ હતો. એક હાથમાં હોકો લઇ તે ગગડાવતો ને બીજા હાથમાં ડાંગ ટેકાવતો દેવાત પંડે સામો મળ્યો. અપાર સ્વરૂપવાન સ્ત્રીને, પોતાના બે હાથમાં એક બાળક ધરેલ છે, એમ આવતી દેવાતે જોઇ. ભલો દેવાત તેના સામું જોઈ રહ્યો, પછી "આવો બા ક્યાંથી આવો છો?" એમ પૂછવા લાગ્યો. "ભાઇ હું આંહીં દેવત આયરનો આશરો લેવા આવી છું." આ કરુણ ને ગદ્દ ગદ્દ વચન રાણીના કંઠમાંથી બહાર આવ્યું. "ખરેખર આ બાઇ કાંઈ વખાની મારી આવે છે" એમ દેવાતે તુર્તજ જાણી લીધું ને તે બોલ્યો:—"ભલે બેન, રાંક દેવાત હાજર છે. તેનું ઘર પાવન કરો." ચાલો મારે ફળીએ." આમ વદી

રાણી સામું જોઇ તે વિસ્મિત થઇ ગયો. તે આગળ ચાલ્યો: બહુ બહુ વિચારતાં તેને સૂઝી આવ્યું કે રખેને આ અમારા રાજા રા'દીયાસની રાણી તો ન હોય." આથી તેણે ચાલતાં ચાલતાં પૂછ્યું.—" બેન, તમો જુનાગઢથી આવો છો ?" અમારા રા'નું ઉંધું વળી ગયું એ સાચું ? વળી રાણી ત્યાંથી પુત્રને લઇ નાશી છૂટયાં ને વગડામાં મારાએ તેના પુત્રને પણ મારી નાંખ્યા, અરેરે અમારા રા"નું નામ નિશાન ન રહ્યું આ શું ખરૂં ?" ધરડા રાજભક્ત આયરનાં હૃદયભેદક વચન હવે તો આ રાણીને માટે અસહ્ય હતાં. તે ચાલતાં ચાલતાં રડી પડી, ને પછી બોલી:— " ભાઇ, એ ખરૂં છે. જુનાગઢ છળકપટથી પાટણના રાજા દુર્લભસેને સર કર્યું. રાણી તથા પુત્ર ત્યાંથી નાશી છૂટયાં. જંગલમાં જઇ વસ્યાં પણ ત્યાં પુત્રને શોધી કાઢી ઠાર કરવા મારા આવ્યા; પણ તેમણે ઉલટાં અમને બચાવ્યાં. હું તે રા'દીયાસની રાણી અને આ તેનું નામલેણું. અમે અંહીં તમારે આંગણે આશરો શોધતાં આવ્યાં છીએ." આવું હૃદયભેદક કરૂણ વૃત્તાન્ત–પોતાનાજ રા'ની રાણી, અરે જેને બંદીજનો સહાય ખમાં ખમાં કરી વધાવી લેતાં, તે આમ પોતાને આંગણે બાલરાજને લઇ અણુવાણે પગે ચીથરે હાલ આવી; અને તેનું કમનસીબ પોતાનેજ મૂખે કહ્યું–તે સાંભળતાં દેવાત બિચારો આંસુભરી આંખે ગદ્દગદ્દ કંઠે બોલ્યો:— "બેન, પ્રભુ, સારાંવાના કરશે;" આ પ્રમાણે લાચાર રાણીને

હુયાખ્ખારણ દઇ દેવાત તેને અને કુંવરને પોતાની ઝુંપડીએ લાવ્યો. ત્યાં દેવાતની સ્ત્રી બેડી બેઠી એક નાની બાળકીને ધરાવતી હતી. કોઇ સાક્ષાત્ જોગમાયાને પોતાને ઘેર પોતાનો વર લાવતો હોય એવું જોઇ તે બિચારી ભોળી સ્ત્રી ચમકી ગઇ ને આવકાર આપતી ઉભી થવા લાગી. "લે આ આપણાં અન્નદાતા, આપણે ઘેર આવ્યાં. કર તારાથી થાય તેટલી તેમની ચાકરી." આમ તે ભોળો આયર પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો. વળી તે રાણી સામું જોઇ ફરી બોલ્યોઃ "બેન, આ મારૂં ઘર, આ તમારી ચાકર ને આંહીં તમે સુખથી રહો. આ માથાં પહેલાં જશે, પછી તમારો વાળ વાંકો થશે."

પ્રેમ, શ્રદ્ધા, સ્વાગત, તથા હૃદયમાંથી ઉછળતી રાજભક્તિ જોઇ રાણીના દિલને જરા શાન્તિ વળવા લાગી. તે દેવાતની સ્ત્રી પાસે બેઠી. ત્યાં તો દેવાતની સ્ત્રીએ પોતાની ધાવતી પુત્રીને છેટે બેસારી હૈયામાંથી ઉછળી પડતા વ્હાલમાં રાણી પાસેથી પુત્રને લીધો ને ધવરાવવા માંડયો. ઘણા વખતથી ભૂખ્યો બાલ ચસક ચસક ધાવવા લાગ્યો. દુઃખ ફિકર ને પરિશ્રમથી રાણીનું ધાવણ સૂકાઇ ગયું હતું ને પુત્ર ભૂખ્યો રહેતો હતો; હવેથી તો આ બાલ રાજાને ધવરાવવાનું દેવાતની વહુએ પોતાને માથે લીધું ને પોતાની ધાવણી દીકરીને બકરાંના દુધપર રાખવા લાગી. આ પ્રમાણે કેટલાક દિવસ ગયા. દિવસે દિવસે બાલરાજા બાલચંદ્રની જેમ વધતો ચાલ્યો.

રાણી તથા પુત્ર જરા ઠરી ઠામ બેઠાં. પુત્ર આ પ્રમાણે સાત આઠ વર્ષનો થયો. રાજાનો પુત્ર સ્વામીભક્ત, રાજભક્ત આયરાણીનું સ્તનપાન, શૌર્ય તથા પ્રેમનું પાન કરી વધતો ગયો એટલે બમણી ઉમરનો લાગવા માંડયો. આયરના પુત્રોની ટોળી જમાવી વિધવિધ રાજરમતો રમવા માંડયો. આ બાબતની સણુ સણુ સૂબાને જુનાગઢ પહોંચી. "અરે વળી આ કાંટો કયાંથી ઉભો થયો ? મારાએ મને છેતર્યો કે શું ? આનો નિકાલ તો તુરત કરવોજ જોઈએ." આવા સંકલ્પ વિકલ્પ સૂબો કરવા લાગ્યો. "જો દેવાતને આંહીં તેડાવી મંગાવું તો દેશમાં મોટું હંગલ થાય. માટે જયારે કંઈ કામ સર દેવાત આંહીં આવે ત્યારે બધો ઘાટ ઘડવો એ ઠીક–આવો સૂબે પોતાના મનમાં વેંત ઉતાર્યો. વખત જતાં દેવાત કાંઇ કામ પ્રસંગે જુનાગઢ આવ્યો. તુર્તજ સૂબે તેને કેદ કરાવ્યો. આ પ્રમાણે પોતાને એકાએક કેદ કરવાનું કારણ પૂછતાં સૂબે દેવાતને કહ્યુંઃ—"રા'ના પુત્રને તારે ઘેર રાખ્યો છે ને પાછો પૂછ છ કે શું કારણ ? એ છોકરાને અમારી રૂબરૂ હાજર કર." સૂબાના આવા દમથી દેવાત જરાય ડરી ગયો નહીં. તે તો આ પાપી સૂબાનાં અધમ કામથી તદ્દન વાકેફ હતો. "આ પાપી રાજબીજનો નાશ કરી તદ્દન કાંટા વગરનો થવા ઇચ્છે છે. આ અધમની સાથે કળે કામ લેવું જોઇએ." આમ વિચારી તે બોલ્યો. "અરે સૂબા સાહેબ, મારી ગરીબની ઝુંપડીએ તે વળી રાજપુત્ર

પોસાય ? હાથીઓ તો રાજગઢે શોભે; તે કાંઈ ઝુંપડે બંધાય નહીં." "દેવાત, તારી હુશિયારી જવા દે ને મારી રૂબરૂમાં તે રાજપુત્રને હાજર કર, નહીં તો તને ને તારા આખા કુટુંબને મોતને શરણુ થવું પડશે." ધમકીથી દેવાત જરાય ડરે એવો નહોતો. તેણે તો તરત કહી દીધું કે સૂબા સાહેબ, એ તો મારે ઘેર મારો પુત્ર છે." "હા, તારો પુત્ર છે કેમ ? તો તેડાવ તેને મારી રૂબરૂ. પછી ખબર પડશે." આ સાંભળી દેવાતે તુર્તજ પોતાના એક સાથીને પોતા પાસે તેડાવી કહ્યું: "ભાઇ, ઘેર જઇ રાં' રાખતી વાત કરી પુત્રને તેડી લાવ." સાથી ઘેર આવ્યો. દેવાતની જે વલે થઇ તે તેણે રાણી તથા આયરાણીને કહી સંભળાવી. આયરાણી તો તુર્તજ પામી ગઇ ને તેણે પોતાના પુત્ર ઉગાને જુનાગઢ જવા તૈયાર કર્યો. આજ્ઞાનુવર્તી ઉગો સાથી અને સુબાના એક નોકર સાથે જુનાગઢ આવ્યો ને પોતાના પિતાના ચરણમાં માથું નમાવી ઉભો રહ્યો. સુબો ત્યાં આવ્યો. દેવાતે ઉગાને બતાવી કહ્યું. "લ્યો આ મારો પુત્ર." ઉગ્ર લલાટ, માંસલ સ્નાયુ ને કુમળી વયના દુધથી ઉછરેલ આયરબાલને જોઈ સૂબો તે રાજબાલ છે એમ માની દેવાતને કહેવા લાગ્યો:–"આ તારો પુત્ર છે ?" "હા, તે મારો પોતાનો પુત્ર છે." "લે ત્યારે આ તલવાર તારા હાથમાં ને ઉડાવ તેનું માથું." દેવાતે નાગી તલવાર હાથમાં લીધી. આજ્ઞાનુવર્તી પુત્ર માથું ઝુકાવી હાથ જોડી પિતાની સામો ઉભો રહ્યો. એક મર્દ પ્રમાણે

તે ઉભો. સૂબાને ભાન નહોતું કે રાજભક્તિ એ તો કંઇ ઓરજ સ્વર્ગથી ઉતરી પડતો ઉંચો ભાવ છે. તેની રક્ષા માટે અનેક વીર ભકતોએ પોતાનાં વ્હાલામાં વ્હાલાંનું બલિદાન દેતાં જરા પણ વાર લગાડી નથી. ભલે ને દેવાત અભણ અકુશલ ગામડિયો હતો પણ દેવાત પોતાનો ધર્મ પાળવામાં પૂરો મક્કમ હતો. જેનું જીવન માત્ર પાપાચારમાં વ્યતિત થયું હોય તે આવા શુદ્ધ રાજભક્તિ-ધર્મને ક્યાંથી સમજી શકે ? સૂબે તો સહજમાં માની લીધું કે જો આ એનો પોતાનો પુત્ર હશે તો તેના પર તલવારનો ઘા કરતાં દેવાતના વૃદ્ધ હાથ ધ્રૂજશે; પણ સૂબો અન્ધ હતો. દેવાતે તલવારના એક સખત ઝટકાથી પોતાના વ્હાલા મોટા પુત્રનું માથું ધડથી જૂદું કરી નાંખ્યું. આ ભયાનક કૃત્ય જોઈ સૂબો બહુજ વિમાસણમાં પડી ગયો; ત્યાં તો એક સિપાઇએ કહ્યું. "બાપુ, હજુ આ દેવાતને ઘેર એક બીજો છોકરો છે. તે બહુ રૂપાળો છે, ને તે રાજા હોય." આ સાંભળતાં વેંત સૂબે વળી દેવાતને તે પુત્રને ત્યાં હાજર કરવા કહ્યું. દેવાતે સાથીને તે સિપાઇ સાથે પોતાને ઘેર મોકલ્યો. આ વખતે પણ પહેલાંની જેમ રાં' રાખતી વાત કરી પુત્રને તેડી લાવવાનું કહ્યું. વીલે મૂખે સાથી ઘેર આવ્યો. વીરનારી આપરાણી તેના મુખ પરથી જોઇ ગઇ કે ઉગો મૂઓ. ત્યાં વળી દેવાતે મોકલેલ સંદેશો સાથીએ તેને દીધો. આ વખતે વાસદ નોંઘણ ને જાસલ ત્રણે જણાં પછવાડે વાડામાં રમતાં હતાં.

આયરાણી વાસદ પાસે આવી તેને ફળિયામાં તેડી લાવી. "મા, ભાઇને શા સારૂ ને ક્યાં તેડી જાઓ છો ? ઉગો ભાઇ કેમ નથી આવ્યો ? બાપુ ક્યારે આવશે ?" એમ કાલાં ઘેલાં વેણુ વદતી જાસલ તેની પછવાડે ચાલી. નાનો નોંઘણુ એકલો વાડામાં રહ્યો. વાસદને તૈયાર કરી કપાળમાં ચાંદલો કરી, તેનાં ઓવારણાં લેતી વીર આયરાણી બોલીઃ—" ભાઈ, તારા બાપુ પાસે આ આપણા સાથી સાથે જા, ને તારા બાપુનું કહ્યું કરજે હો." અજ્ઞાનુવર્તી પુત્ર પગે લાગી ચાલ્યો. માએ જરા ચુમી લીધી. તે વખતે તેનાં વીર નયનમાંથી અશ્રુબિન્દુ ટપકી પડયાં. આ કરુણ દશ્ય સોમલદે બિચારી જોઇ રહી. "અરેરે, પોતાના રાજપુત્ર માટે આવાં વનવાસી આયરલોક પણ કેટલા ભારે ભોગ આપી રહ્યાં છે ! બિચારાંએ એક મોટો દીકરો ખોયો. વળી આ બીજાને ખોવાવારો આવ્યો. બિચારાંને પછવાડે પાણી પાવા ખોબા ભરવાય કોઈ ન રહ્યું. હરિ ! હરિ ! તારી ગતિ ન્યારી છે. પણ સગુર, આની ભક્તિ, આની ધીરજ પાસે મારૂં દુઃખ કંઇ બિસાતમાં નથી. હું પુત્ર માટે આમ વન વન રખડું છું, ઝુંપડીઓમાં વાસ કરૂં છું, ત્યારે રંગ છે આયરડાં તમને કે તમો તમારા દેશના ધણીનું રક્ષણ કરવા તમારા સર્વસ્વનો ભોગ આપી રહ્યાં છો." વાસદ ગયો. જ્યાં સુધી પહોંચે ત્યાં સુધી તો તેની જનેતા આયરાણીની ભીની નજર તેની પછવાડે પછવાડે ગઇ. જાસલે માને પૂછ્યું:—" ભાઇ ક્યાં

ગયો ? બાપુ પાસે ? ઉગા પાસે ?" "હા, ઉગા પાસે" કહી કઠણુ હૈયું કરી હોઠ દાબતી વીર આયરાણી વાડામાં ગઈ ને નોંઘણુને હેતથી ઉપાડી તેણે સોમલદેને બોલાવી કહ્યું–"બેન, હવે તમે આંહીં નહીં રહી શકો. હવે આ સોરઠના ધણીનો વારો આવશે, માટે તમો આંહીંથી તમારે પિયર જાઓ તો સારૂં." "હા, પણ ભરૂચ છેટું છે; ને વચ્ચે સમુદ્ર છે. આમાં શું થાય!" આમ સોમલદેએ નિસાસો નાખી કહ્યું; ત્યાં તો આયરાણી બોલીઃ–"સમુદ્ર વચ્ચે છે એ તો ઠીક છે કે પાપી પાટણેશ્વરનું કંઈ ચાલશે નહી." આમ બોલી નોંઘણુ તથા સોમલદેને એક માણસ સાથે પ્રભાસ પાટણ જવા તૈયાર કર્યાં. આયરાણીનો અંતરથી ઉપકાર માનતી તેની દાસાનુદાસ બનેલ સોરઠની રાણી નોંઘણુને લઇ ચાલતી થવા લાગી. જાસલ નોંઘણુને જતો જોઇ માને પૂછવા મંડીઃ–"મા, ભાઇ બાપુ પાસે ગયા ને આ નોંઘણુભાઇ આમ જાય છે, પછી હું કોની સાથે રમીશ ? મને વીરપસલી કોણ દેશે ?" આ સાંભળતાં હવે આયરાણીની આંખમાંથી આંસુની ધારા ચાલી. તે દીકરીને જવાબ દઇ શકી નહીં. પણ જતાં જતાં સોમલદેએ સજલ નયને કહ્યું:–"બેન જાસલ, જીવતાં હશું તો તારા સર્વ કોડ પૂરા કરશું." આટલું બોલી ત્યાં તો રાણી ધ્રૂસકે ધ્રૂસકા મૂકી રડવા લાગી. તેની પાસે જઇને આયરાણીએ તેને ઘણુંય સમજાવી સોગન દઈ છાની રાખીને પોતાના હૈયા સાથે દાબીને કહ્યું:–"માતાજી,

આવજો, માફ કરજો." સોમલદે ને નોંઘણ માણસ સાથે પછી ત્યાંથી ચાલી નીસર્યાં ને પાટણ આવ્યાં. ત્યાં આવ્યાં ત્યાં તો એક વહાણ ભરૂચ જવા તૈયાર હતું. વહાણધણી વણિક પણ ત્યાં હતો. તે માણસે આવી વહાણ ધણીને કહ્યું કે "આ દુઃખી મા દીકરાને ભરૂચ લઇ જાઓ." વણિક ઘડીક તો સામું જોઇ રહ્યો, પણ જેવી તેની નજર મા તથા દીકરા પર ઠરી કે તુર્તજ તેના ઉપર અજબ અસર થઇ. તે બોલ્યો "સુખેથી, ઘણી ખુશીથી." માણસ સોમલદે તથા નોંઘણને વહાણમાં બેસારી પાછો વળ્યો. ટંડેલે સઢ છોડયો. અનુકૂળ વાયુ તથા પાણીથી વહાણ પૂરા વેગથી આગળ ધસવા લાગ્યું. અનેક મોટાં મોજાં વટાવતું મધદરીએ આવ્યું ત્યાં ઓચિંતી સ્થિતિ પલટાઇ. વિધિ જેની પછવાડે પડે છે તેને તે જંપીને બેસવા દેતો નથી. બિચારી સોમલદે જુના-ગઢના રા'ની રાણી રાજ તજી વનમાં ગઇ, ત્યાં પછવાડે મારા આવ્યા. મારાના હાથમાંથી પુત્ર બચાવી આલીધર આવી ત્યાં રાજભક્ત આયરને રાજબીજનું રક્ષણ કરવા પોતાના પુત્રનો ભોગ આપવો પડયો અને રાણીને આલીધરમાંથી નીકળી જવું પડયું. સમુદ્ર કાંઠે આવી રાણી વહાણમાં બેઠી ને પોતે હવે વેરીથી દુર છે, ભયથી દૂર છે, મધદરિયે સુરક્ષિત છે એમ જરા હાશવાળી બેઠી ત્યાં તો કરડા ભાવીએ પોતાની ક્રૂર આંખ તેના પર વળી ફેરવી. દરિયો ભયંકર તોફાનથી ઉછળી ઉઠયો. વિજળી સળકી સળકી આકાશને અગ્નિથી ભરી દેવા લાગી.

કાનને ચીરી નાંખે એવા બીષણ કડાકા પૃથ્વી તથા આકાશને ભરવા લાગ્યા. સમુદ્રનો આખો પટ ચીરાવા લાગ્યો ને ઉંચાં મોજાં તથા ઉંડા ખાડા વચ્ચે વહાણ ડૂબું ડૂબું થઇ રહ્યું. વણિક તથા ખારવા ગભરાયા. સર્વેએ મળી વિચાર કર્યો કે આમાંથી બચવા માટે દરિયા દેવને કોઈ બત્રીશ લક્ષણાનો ભોગ દેવો જોઇએ; અને એવો ભોગ તો પ્રભુએ આપણી પાસેજ રાખ્યો છે. આ બાઇનો દીકરો સર્વ પ્રકારે બત્રીશ લક્ષણો છે, માટે તેનો ભોગ દેવને દઇએ. આમ નક્કી કરી ને સર્વે જ્યાં મા દીકરો એક બીજાને વળગી બેઠાં હતાં ત્યાં આવ્યા ને તેમણે સોમલદે પાસેથી નોંધણની માગણી કરી. બિચારી રાણી આ સાંભળી આકુળવ્યાકુળ થઇ ગઈ. હવે આંહીં કોણ ઉગારે? આમાંથી તે કેમ બચવું? આમાંથી બચાવનાર તો એકજ છે, અને તે માતા ખોડિયાર અચાવેજ ચાળીજ. તેણે જેમ મારાના પંજામાંથી મારા પુત્રને ઉગાર્યો તેમ આમાંથી પણ તે ઉગારશેજ. ગદ્દ ગદ્દ કંઠે માતાને હાક મારતી તે બોલી:—

હું ઉંચે જોઉં ત્યાં આભ, આ નીચાણ સમુદર સળ્યા,
હે માડી, આ માંકાને વાર્ય, નકર માંકો અમને મારશે.

હે પરદુઃખ ભંજન માતા, અત્યારે હું તદ્દન નોધારી છું. હું ઉંચું જોઉં છું તો આકાશ સળગી ઉઠયું છે ને નીચે દરિયો ઉછળી ઉઠયો છે. હે મા, હે દેવી, આ માંકા વણિ-

કને આ પાપ કરતાં તું અટકાવ; નહીંતો તે અમને આંહીં મારી નાંખશે.

પેઠી હો તું પિયાળ કે પાવે ય ગઢ પેશી વસે,
તું ધારણ્યા ડુંગરથી ધા, મારી વારે ચડને ચામુંડી.

હે દેવી ચામુંડી (ચોંડ), તું પાતાળમાં પેસી ગઈ હો, કે તું પ્હેલવેલી પાવેગઢ પ્રકટ થઇ તેથી ત્યાં હો, કે તું ધારણ્યા ડુંગર પર હો, જ્યાં હો ત્યાંથી તું મારી વાર કરજે મા.

તું ચામુંડાનાં પેટ સાયર સમાં, જેણે સાત સમુદર લૈ સોસ્યા
તું બેઠ દરિયાને બેટ, ત્યાંથી વારે ધાજે ચામુંડી.

હે મા ચામુંડી, હે ખોડિયાર, હે દેવી, તારૂં પેટ બહુજ ઉદાર, દરિયા જેવું છે. તેં તો સાત સાત મહાસાગરને અંજલી કરી પીધા ને તેને સુકવી નાંખ્યા. તું જો દરિયા વચ્ચે બેટમાં બેઠી હો તો ત્યાંથી મારી વાર કરજે.

મધ દરિએ, મા, લોઢ લાગે અમને લો જેવા
અરે આમાંથી તું ઉગાર, હવે ખડી થાને ખોડિયાર.

હે ચોંડ, હે ખોડિયાર, આ મધદરિયે લોઢ ઉછળે છે, તે તો મને લોઢાના ગોળા સમાન લાગે છે. હે મા, આમાંથી તું અમારી રક્ષા કરવા ઉભીથાને.

આમ અતિ આર્દ્ર હૃદયથી રાણી માતાની પ્રાર્થના કરવા લાગી.

સુતી હો સોઢળ મેળ ડુંગર હું આભનાંય ઓશીકાં કરી,
પગ પોત્યા પાતાળ પણ હવે ખડી થાજે હું ખોડિયાર.

હે મા, જો તું સોઢળ મેળ ડુંગર પર સુતી હો ને તારૂં ઓશીકું તેં આભને બનાવ્યું હોય, તારા પગ પાતાળમાં પહોંચ્યા હોય એમ તું લાંબી સોડ તાણી આખા જગતને ઘેરી સુતી હો તો તેમાંથી પણ ઉભી થાજે ને મારી વારે ધાજે.

સર્વવ્યાપક દેવીએ આ કરુણ કલ્પાંત સાંભળ્યું. રાણીની હૈયાફાટ આર્દ્ર અરજે તેના દિલને હચમચાવી મૂક્યું. અને જૂઓ આ ભયંકર તોફાનમાં જેમ અગ્નિમાં ઘી હોમાય ને જવાલા ભડકી ઉઠે તેમ પૃથ્વીનું પડ ઉથલાવી નાંખે એટલું બલ વધ્યું, ઉચા નીચું અફળાતું વહાણ કડક થઈને કટકા થઇ ગયું ને અંદરના ઉતારૂઓ ખેરૂ ખેરૂ થઈ જુજવાં પડી ગયાં. બીજાની વલે તો સૌ સૌનાં કર્મ પ્રમાણે થઇ. નિરાધાર મા દીકરો તેજ વહાણના પાટિયા પર સુખ રૂપ બેસી વળગી સમુદ્ર કાંઠે આવ્યાં.

હજુ તો પોતે મધદરિયે રહી દેવીની આર્દ્રસ્વરે આરાધના કરે છે ત્યાં તો આમ એકાએક પોતે પુત્ર સાથે કાંઠે આવી પડી જાણી રાણી રાજી રાજી થઇ ને દેવીનો અનન્ય ભાવે ઉપકાર માનવા લાગી. પુત્રને આંગળીએ વળગાડી કાદવ ખુંદતી રાણી કાંઠે કોરી જમીનપર આવી. જરા ત્યાં ઉભીને જમીન ભણી દૂર નજર કરે છે ત્યાં છેટે

એક ઘેટાં બકરાં, ગાયોનું ટોળું ચરતું જોયું. રાણી પુત્રને લઇ ત્યાં આવી. "આ તે કોઇ દરિયાની દેવી છે" એમ ગણી ગોવાળિયા એકી ટશે તેના સામું જોઇ રહ્યા. ત્યાં એક ઘરડા ભરવાડ સામે નજર કરી રાણીએ તેને કહ્યું. "ભાઇ, હું કોઇ પિશાચ, ભૂત, પલિત, કે ડાકણ નથી. અમારૂં વહાણ ભાંગ્યું ને અમે મા દીકરો પાટીએ વળગી કાઠે આવ્યાં છીએ. અમે આશરો માગીએ છીએ." તે ઘરડા ભરવાડને દયા આવી ને તેણે તેમને પોતાને ઘેર પોતા સાથે આવી રહેવા કહ્યું. પરગજુ ભોળા હૈયાનો ડોસો, રસ્તે રાણીને અનેક પ્રકારે આશ્વાસન દેતો પોતાને ઝુંપડે તેમને લઈ ચાલ્યો. પોતાની સ્ત્રીને આ બાઇની સર્વ હકીકત કહી. પારકે દુઃખે દુઃખી થતી ભોળી ભરવાડણે હસતે મુખે તેમને આવકાર આપ્યો અને અનેક સાદા દિલાસા દઇ ઘડીમાં તેમને પોતાનાં કરી લીધાં. ભરવાડના છોકરા સાથે હાથમાં લાકડી લઇ કુમાર રમવા લાગ્યો. સૌ તેને "નોંઘલો, નોંઘલો" કહી બોલાવવા લાગ્યાં. સોમલદેને વખત જતાં ખબર પડી કે પોતે પોતાના પિતાની ભરૂચની હદમાં છે. અનેકપાપહારિણી નર્મદાને નિહાળી તેનું હૈયું ઉછળવા લાગ્યું. પણ આવી દુઃખદ ને કંગાળ દશામાં બાપને ઘેર જવું એ તેને સારૂં ન લાગ્યું ને ભોળા ભરવાડ સાથે પોતાનાં સાદાં સુખનાં દિવસો ગાળવા ગમ્યા. નોંઘલો તો ભરવાડના છોકરાઓની ટોળી જમાવી તેમનો સરદાર બન્યો. અનેક મારપછાડની રમતમાં ઉતરી તેમાં

જીત મેળવવા લાગ્યો. એક સમે આ ટોળી ગેડી દડાની રમતમાં ઉતરી હતી; ત્યાં ભરૂચના રાજપુત્રો આવી ચડયા. નોંઘલા વીરની ગેડીએ દડાને બેજ ફટકા લગાવી તેને પતે પહોંચાડી જીત મેળવી. આ રમતમાં રાજપુત્રો પણ ભળ્યા ને ફરી રમત શરૂ થઇ. વળી નોંઘલા વીરની જીત થઇ: રાજપુત્રો અને તેના સાથીઓ હારી ગયા ને શરમિંદા પડી ગયા; ત્યાં વળી કોઇએ કહ્યું:–"ઉભા રહો, આ દડો તમારામાંથી કોઇ એક ફટકો લગાવી નર્મદા પાર નાંખે એવો જોરાવર છે? નકર આ અમારો નોંઘલો તેમ કરવા તૈયાર છે." રાજપુત્રો વિસ્મય પામી એક બીજા સામું જોઇ મોં મરકાવવા લાગ્યા. "આ તે શું બોલે છે કે બકે છે? ત્યાં નોંઘલો તો ત્યાં બધા વચ્ચે છાતી ફુલાવતો એક હાથે ગેડી ઉપાડી ખંભે નાંખી ઉભો છે. તે તો મુંગો મુંગો આ વડછડ સાંભળી રહ્યો છે. ત્યાં તો સામી ટોળીના સરદાર મોટા રાજપુત્રે કહ્યું: "એ બધું જાણ્યું. દડો તે કાંઇ નર્મદા પાર જતો હશે? આ જો તમારો નોંઘલો તેમ કરે તો હું તેને તે બદલ મારી બેન પરણાવું, નહીં તો તમને બધાને મારા ગુલામ બનાવું. છે કબુલ?" નોંઘલાના ભેરૂ આ સાંભળી તેના સામું જોઇ કહેવા લાગ્યા:–"કેમ નોંઘલા, ચાલે છે હિંમત ને વરવી છે રાજાની દીકરી?" "હા, એમાં શું?" "ત્યારે તો તને રાજાની દીકરી મળશે. થઇજા ભાઇડો" કહી તેના ભેરૂએ સામાનું બીડું ઝડપ્યું. વળતે દહાડે સવારે તે ઠેકાણે બધાએ ભેગા મળી

નોંઘણાની બહાદુરી જોવાનું તેઓએ નક્કી કર્યું. વળતો દિવસ આવ્યો. સવાર પડી ત્યાં તો નાના મોટા ભરવાડો એબે ડાંગ લઇ ત્યાં રમત જોવા હાજર થઈ ગયા. નવી નવી ઊનની ધાબળીઓ અંગપર ઓઢી ભરવાડણો પણ નોંઘણા વીરની રમત જોવા, કોઇ હસ્તી કોઇ મોઢાં મલકાવતી, ત્યાં આવવા માંડી. રાજપુત્રો ને તેના કામદારો પણ તે જોવા આવી પહોંચ્યા. ફક્ત સોમલદે પોતાની ઝુંપડીએ રહી. તે તો દેવીને આરાધવા લાગી કે "હે મા, આંહીં આવી જરા હાશવાળી બેઠાં ત્યાં વળી દીકરાને એવી કુમતિ કેમ ધાઇ કે ગુલામગીરી વોરી લીધી. હવે આમાંથી તુંજ ઉગારજે." આમ દેવીને સંબોધતી તે ઝુંપડીના બાર પાસે બેઠી.

આંહીં હવે દડો સર્વ વચ્ચે જમીન પર મૂકવામાં આવ્યોઃ ને પછી નોંઘણાને કહેવામાં આવ્યું–" લે નોંઘણા, કર હવે આને નર્મદા પાર." નોંઘણો તુર્તજ ટોળામાંથી બહાર દડા પાસે આવ્યો. તેના હાથમાં મજબૂત ગેડી તેણે પકડી હતી. તેનું મોઢું હસતું હતું. તેની આંખો તેજ મારતી હતીઃ તેને જોતાં વેંત સર્વ લોકનાં દિલ કંઈ અલૌકિક ભાવથી ઉભરાઈ જવા લાગ્યાં. રાજા પંડે ત્યાં નહોતો આવ્યો. પણ બીજો જુવાનવર્ગ ત્યાં રાજકુમારો સાથે આવ્યો હતો. વૃદ્ધ અમાત્ય પણ આ નોંઘણા ભરવાડનું પરાક્રમ જોવા ત્યાં આવ્યો હતો. આ સર્વના હૈયામાંથી કંઇ હોંશનાં સરણાં સરવા લાગ્યાં. સર્વની નજર સર્વની પ્રીતિ નોંઘણે પલવાર

પોતા તરફ ખેંચી લીધી. નોંઘલો ઘડીક દડા સામું જોઈ રહ્યો. તેણે પછી બે હાથે ગેડી ઉંચી કરી એવો તો ફટકો લગાવ્યો કે દડો પલકમાં ઉંચે આકાશમાં ઉછળ્યો ને ત્યાં:–

પારેવડી પરભાત કાંઇ ઘુમે ને ઘેરા વળે,
દડો દોટાવણહાર લીધે જાય લાડ ઘેલડી.

પ્રભાતમાંથી એક પારેવી આકાશમાં અધીરી અધીરી ઘુમતી હતી ને ગોળ ચક્કર ફરતી હતી; તે હવે જેવો દડો ઉંચે આકાશમાં ઉછળ્યો કે તેને પાંખુવતી દોડવતી દોડવતી નોંઘણા વીરપર જેનું વા'લ ઉભરાઇ ગયું છે ને જે વા'લમાં ગાંડી બની છે તે–દડાને લઇ ચાલી.

આ દડો ઉંચે ઉડયો ને સર્વ ઉંચી નજરે જોઈ રહ્યાં, ને પારેવીની ઝપટુ ખાતો દડો આગળ વધી નર્મદા પાર કરી ગયો; અને તે નર્મદાનેય કાંઠે ન પડતાં ખુદ રાજગઢમાં દાયરા સામે ધબ દઇને ધબકાયો. દાયરામાં બેઠેલ રાજા તથા બીજા લોકો એકાએક ધબકારો સાંભળી ચમકી ગયાં. જરા નજર ઢરી જોયું ત્યાં તો દડો ધબકાયલો તેમણે જોયો. હજુ તો તે લોકો માંહોમાંહે આ શું ? આ શું ? એમ બોલે છે ત્યાં તો રાજપુત્રનું ટોળું ત્યાં આવ્યું ને મોટા પુત્રે રાજાને કહ્યું:–" બાપુ, બાપુ, માળો ભરવાડનો એક છોકરો બહુજ જબરો. અમારો વહાડ એક ફટકો દડાને મારી નર્મદા વટાવી દેવાનો હતો પણ તેણે તો

દડાને ખુદ રાજગઢમાં ધબકાવ્યો. માળું, એક પારેવે ભારે કરી." ત્યાં તો વળી બીજું કોઇ બોલ્યું:–" હા, તે ખરૂં, પણ કરો હવે તૈયાર બેનને નોંધલા વેરે દેવા." ત્યાં વચ્ચે ત્રીજું બોલ્યું;–" નોંધલાનાં પરાક્રમે દડો રાજગઢમાં નાંખ્યો; પારેવું દડા વાંસે થયું તોય દડાના સુસવાટવાળા વેગે તેને જરાય ન સાર્યું." આ બધું તો રાજાએ આશ્ચર્યથી સાંભળ્યું; પણ " કરો બેનને તૈયાર " એ સાંભળી રાજા ચોંકી ગયો. તેના હૃદયમાં થઇ આવ્યું કે એક ફટકાથી નર્મદાપાર કરનાર ખરો મર્દ હોવો જોઇએ. દીકરીને યોગ્ય તે ગણાય. પણ ભરવાડ વેરે રાજપુત્રી કેમ કરી અપાય, એ એના દિલમાં ખુંચવા લાગ્યું, ને પછી એણે પૂછ્યું:–" શું ભરવાડના દીકરે આ પરાક્રમ કર્યું ? " " હાજી, ભરવાડનેજ. પણ તે આપણા ગામનો નથી. થોડા માસથી એક બાઇ ને તે છોકરો આપણા ભરવાડો ભેળાં આવી રહ્યાં છે. તે છોકરાને બધાં નોંધલો નોંધલો કહી બોલાવે છે." " ત્યારે તો તેની સાખ બાખ, તે કોણ છે ? કયાંનાં ? વગેરે પુછીએ તો ખરા. માળે બહુ કરી." આમ રાજા હજુ કહે છે ત્યાં ભરવાડની હસતી ટોળી સહિત નોંધલો ત્યાં આવ્યો. તેનું ઉંચું લલાટ, સ્નિગ્ધ વદન, વીરતાભરી છાતી, આજાન બાહુ, વિશાળ નયન, ધીંગા માંસલ હાથ પગ જોઇ રાજાને તેના પર પ્રેમ થવા લાગ્યો. ગેડીનો ટેકો દઈ છાતી ઉપસાવતો નોંધલો સામે ઉભો રહ્યો ને વૃદ્ધ રાજાને નમ્યો. " કુશળ રહે ભાઈ, તારૂં નામ ? "

"મારું નામ નોંઘણો." "તારા બાપનું નામ? તારું વતન? તારી શાખ?" આવા પ્રશ્નો રાજાએ તેને કર્યા. ભરવાડ અને આયરમાં મોટા થયેલ બાળક નોંઘણાએ પોતે કાંઈ જાણતો નથી એમ ખુલ્લે ખુલ્લું કહી દીધું. પણ કહ્યું કે "મારી મા જાણતાં હશે." રાજાએ તુર્તજ એક નોકરને ભરવાડને ઘેર જઇ તે બાઇ કોણ છે? શી શાખે? ક્યાંની રહેવાશી? વગેરે પૂછી લાવવા આજ્ઞા કરી. નોકર ભરવાડ વાડે આવ્યો. એક ઝુંપડી પાસે કોઇ અલૌકિક રૂપવાળી બાઇ બેઠી હતી ને તેની આસપાસ દસ બાર ભરવાડણ્યો હસ્તી તાળોટા દેતી ઉભી હતી ત્યાં આવી, નોકરે બાઇને પૂછ્યું:–"તમે નોંઘ-ણાની મા?" "છોકરે તો મારે કરી!" વારુ, પણ તમારી શાખ નામ ઠામ જરા જણાવો. આ સાંભળી બિચારી સોમલદેના હૈયામાં હર્ષ ને દુઃખ બંને ઉભરાવા લાગ્યાં. ઉંડો નિઃશ્વાસ નાંખી તે બોલી:—

અમે ભરૂચનાં ભરવાડ, શાખ અમારી સુજે નૈં.
પણ જો મળે મચલો ભાટ, તો ઇ ગુણ ગાય ગરવાના.

હે ભાઇ, અમો અત્યારે તો આ ભરૂચ ગામનાં ભરવાડ છીએ. અત્યારે અમને અમારી શાખ શી છે તે સુજતું નથી. પણ જો કદાપિ મચો ભાટ મળી આવે તો તો તે ગિરનારનાં યશોગાન ગાય ને તમને ખબર પડે.

નોકર આ સાંભળી પાછો ફર્યો ને સભામાં આવી તેણે આ હકીકત કહી સંભળાવી. આ સમે મચો ભાટ પણ સભામાં રાજા

સન્મુખ બેઠો હતો ને પરમાર વંશની બિરદાવલી લલકારતો હતો, ત્યાં દડો ધબકાયો ને ટોળું આવ્યું. નોંઘણા નામના ભરવાડના છોકરાએ એકજ ફટકાથી દડાને નર્મદાપાર કરી ત્યાં ધબકાવ્યો એ જાણી મયો તો ભરવાડપુત્રનાં બાહુબળ માટે બહુજ વિચારમાં પડી ગયો. "માળું વખત આવ્યો છે ને. જે કામ મોટા મોટા રાજપુત્રો પણ માંડ માંડ કરી શકે તે કામ એક ભરવાડનો છોકરો કરે: આ તો ભારે થઈ!" આમ ભાટ વિમાસણમાં પડી ગયો છે ને હજુ વધારે બોલે છે ત્યાં "જો મળે મયથો ભાટ તો ગુણ ગાય ઇ ગરવાના" એમ તે બાઇએ કહેલું એ નોકરે આવી રાજાને કહ્યું ત્યારે તો ભાટના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. તે બોલ્યો: "ગુણ ગાય ગરવાના. મને સંભાર્યો" ત્યાં તો ખુદ રાજાએ કહ્યું:–"મયાજી, તમે ત્યાં જઇને તપાસ તો કરો કે તે કોણ છે. આમાં કાંઈ ભેદ છે." મયો તુર્તજ ઉઠયો. ભરવાડની ઝુંપડીએ આવ્યો. ત્યાં આવી ફાટાંતુટાં કપડાંમાં ગૌર વદન જોયું ને જેમ આછાં કાળાં વાદળાંમાંથી પણ ચન્દ્રા છાની રહેતી નથી પણ ઓર રૂપે શોભી રહે છે ને ચકોરના હૈયાને પિગળાવી દે છે, તેવીજ સ્થિતિ સોમલદેને જોઈ મયાની થઈ. "અરે બેન સોમલદે, તું કયાંથી? આ તારા બાપનું રાજ ને તું ઝુંપડીમાં!" આમ બોલતાં ભાટની આંખમાં પાણી આવ્યાં: તે સોમલદેને અનેક પ્રકારે આશીર્વાદ દઇ આશ્વાસન આપી ઉતાવળો ઉતાવળો રાજકચેરીમાં આવ્યો

ને બોલ્યોઃ–" અરે પરમાર ઉઠો, ઉભા થાઓ. પ્રભુએ બહુજ ભલું કર્યું. ઇ તો તમારી બેન સોમલદે છે ને આ નોંધણો તેનો પુત્ર છે." મથા ભાટનું આ બોલવું સાંભળી રાજા તથા સભાજનો ખુશ ખુશ થઇ ગયા. સર્વે ઉતાવળા ઉતાવળા બેનને રાજ ભુવનમાં લાવવાની તૈયારી કરવા લાગ્યાં. દીકરાને સ્વારી તૈયાર કરી સામૈયું કરવાનું કહી હર્ષઘેલો રાજા નોંઘણને સાથે લઈ ભરવાડને ઘેર આવ્યો ને બેનને અશ્રુપૂર્ણ આંખે ભેટી પડયો. બેને ભાઇનાં બે હાથે ઓવારણાં લીધાં. ભાઈ બેન બંને બે ઘડી તો ભાન ભૂલી ગયાં. બેનની આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. નોંઘણો આ સર્વ ઉભો ઉભો જોતો હતો. રાજાએ તેને માથે હાથ મૂકી કહ્યુંઃ–" ભાઇ, રૂડું કર્યું. મને તેં ચિન્તામુક્ત કર્યો. તું સો વર્ષનો થજે." આમ કહી તેણે તેને આશીર્વાદ દીધાઃ ત્યાં તો વાજતે ગાજતે સ્વારી આવી. મ્યાનામાં સોમલદેને, ને રથમાં નોંઘણને સાથે લઈ રાજા નગરમાં આવ્યા. આ જોઈ પુરવાસીઓ અતિ આનંદ પામ્યાં. પછી અમુક મુદતે શુભ મુહૂર્ત જોઈ રાજાએ પોતાની પુત્રી નોંઘણા ભાણેજ વેરે વરાવી. નોંઘણને બધાં નોંઘણુ નોંઘણુ કહી વધાવી લેવા લાગ્યાં. રાજાએ બેન ભાણેજને હોંશથી પોતાને ત્યાં રાખ્યાં. એમ કરતાં નોંઘણુ સોળ વર્ષનો જુવાન થઇ ગયો. મા ને મામા તેને જોઈ રાજીના રેડ થવા લાગ્યાં.

ભાઇ વાંચક, ચાલો હવે આપણે દેવાત તરફ નજર

કરીએ અને આ રાજનિષ્ઠ આયરની દુઃખદ પણ ઉમદા રાજ ભક્તિ જરા શિખીએ. આયરાણીએ વાસદને વળાવ્યો. વાસદ જુનાગઢ આવ્યો. સૂબો અને દેવાત તેના સામું જોઇ રહ્યા. તેનાં મૃદુ નયનો, તેનું ઉગ્ર લલાટ, તેના બાલવીર ને છાજે એવા બાહુ જોઇ ઘડીક તો આ નિષ્ઠુર હૃદયના સૂબાને પણ દયા આવી ગઇ. પણ રા' ના વંશનું નિકંદન કાઢવાના પાપી ભાવે તેને પાપ કામ તરફ તાણ્યો. વાસદને જોઇ બુઢ્ઢો દેવાત પણ ઘડીક તો મૂઢ બની ગયો. ઉગો ગયો પણ વાંસે વાસદ છે ને તે પચ્છવાડે પાણીના ખોબા ભરશે એ વિચારે તેને પેહેલાં મક્કમ રાખ્યો હતો, પણ હવે ખુદ વાસદનો નાશ થવા વારો આવ્યો ત્યારે બિચારો બુઢ્ઢો જરા ઝંખવાણો થયો. ત્યાં તો ક્રૂર સૂબે કહ્યું:– "દેવાત, જુએ છે શું? ઉપાડ તલવાર ને કર ઘા." આ વજ્ર સમાન વેણ સાંભળી દેવાતના હૃદયમાં ક્રોધનો અનહદ આવેશ આવ્યો. તેને હૈયે તો થઇ આવ્યું કે "આજ તલવારથી આ પાપીને જ છાંટી નાંખું તો શું ખોટું? પણ મારા ધણી રા' ના કુળનું પછી શું થાય? ભલે મારો આ એકનો એક પુત્ર મારેજ હાથે કપાઈ જાય, પણ મારે તો રા'ના વંશનું રક્ષણ કરવું જ છે." હજુ આમ દેવાત વિચાર કરે છે ત્યાં તો વાસદે તેના સામી નજર કરી: એ જાણે તેને કહેતો હોય "બાપા, વળી વિચાર શા? કરી નાખો કામ." તુર્તજ દેવાતે એક ઝટકો લગાવી વાસદનું માથું ધડથી જુદું કરી નાંખ્યું. સર્વ સભાજનો, અરે સૂબો પંડે પણ, આ કૃત્ય જોઈ

થરથરી ગયા. " ભૂંડું થયું. પણ હવે થયું તે થયું " કરી સર્વે વિખરાયા. હવે પોતે નિષ્કંટક થયો છે માની સૂબે દેવાતને કહ્યું:–" જા, હવે તું છુટો છો." " હું છુટો " કહી દેવાત ગયો. ઘેર આવ્યો. બાપાને આવતા જોઇ જાસલ સામી દોડી ને તેને બાઝી પડી. પછી તેને તે પૂછવા લાગી. " બાપા, ભાઈ કયાં ? આ સાંભળી બિચારા દેવાતની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં; ત્યાં તો આયરાણી એને જોઇ બોલી:— " અરે અરે, તમને આ થયું છે શું ? ગમે તેમ પણ રાજ બીજ તો જીવતું રહ્યું. જેવી પ્રભુની મરજી. " આ પ્રમાણે પતિને ધીરજ દેતી આયરાણી ભારે હૈયું રાખી પતિ સામી ઉભી રહી. સ્ત્રી તને ધન્ય છે. તું બીરૂ, કોમળાંગી છો એ ખરૂં, પણ ખરે વખતે મહાન ધીરજવાન પુરૂષને તું ઝાંખા પાડી દે છે. પુરુષનું પુરુષત્વ–મર્દની મર્દાઇ તું જ છો. આયરાણીનાં વચન તથા ધીરજથી બિચારો દેવાત ટટાર થયો. પણ તેના હૈયામાંથી પાપી સૂબાનું માથું ધડથી જુદું કરી જુનાગઢની ગાદીએ બાલરાજ નોંઘણને બેસાડવાની ટેક ગઇ નહીં. આયરાણીએ તેને કહ્યું કે વાસદને તેડી સાથી જુનાગઢ ગયો કે તુર્તજ મેં તો સોમલદે તથા નોંઘણને દરિયાને પેલે પાર મોકલી દીધાં છે, ને તેમને સહીસલામત વહાણમાં બેસાડી માણસ પાછો પણ આવ્યો છે. " ઠીક થયું: એ બિચારા બચ્યાં તો ખરાં " આમ કહી ભલા દેવાતે હૈયું ઠાર્યું. આમ વર્ષ બે વર્ષ ગયાં ત્યાં દેવાતને ખબર થયા કે

સોમલદે નોંઘણુ સાથે ભરૂચમાં પોતાને પિયર સુખમાં રહે છે. આ જાણી દેવાતના હર્ષનો પાર રહ્યો નહીં. હવે તો સૂબાનો ઘાટ શી રીતે ઘડી ગુજરાતાંને સોરઠમાંથી હાંકી કાઢવાં એ વિચારમાં ને વિચારમાં દિવસ ને રાત તે ગુંથાયાં કર્યો. જાસલ હવે મોટી લાગવા માંડી. દેવાતે તેનું વેશવાળ સાંસતિયા નામના એક કુળવાન આયર છોકરા વેરે કરી રાખ્યું હતું. વેવાઇનું કુટુંબ પણ દેવાતની જેમ જ મોટા વસીલાવાળું હતું. દેવાતે વેવાઇને પોતા પાસે તેડાવ્યો. જાસલ તથા સાંસતિયાનાં લગ્ન કરવાનું નક્કી કર્યું, પણ એ સાથે ખરૂં નક્કી એ કર્યું કે "સર્વ આયર ભાઇઓને એકઠા કરી ગુજરાતના પરદેશી સૂબાને ઠાર કરી પરદેશી ધોંસરી કાંધેથી કાઢી નાખી આપણા પોતાના રાજબીજને જુનાગઢની ગાદીએ બેસારવો." વેવાઇએ પૂછ્યું: "પણ રા'નું બીજ ક્યાં રહ્યું છે કે જુનાગઢની ગાદીએ બેસારીએ?" આ સાંભળી હર્ષથી ઉછળી જતા હૈયાથી દેવાતે જવાબ દીધો." ભાઇ, બેફિકર રહો. રા' દીયાસનો એકનો એક પુત્ર નોંઘણુ હયાત છે, ને તેને બદલે મેં મારે પોતાને જ હાથે મારા બે પુત્રનો ભોગ આપી દીધો છે. આ દુઃખદ પણ ખરી સ્વામીભક્તિભર્યા સમાચાર જાણી વેવાઈ પ્રસન્ન થયો ને દેવાતને અનેક રીતે સાબાશી આપવા માંડ્યો. લગ્ન સમજી વેવાઇ ગયા. પછી દેવાતે પોતાના સર્વ કુળવાન આયર ભાઇઓને પોતાને ત્યાં લગ્નમાં ભાગ લેવા નોતર્યા. ભરૂચ નોંઘણુ પર પણ કંકોત્રી લખા'

મોકલી. સાથે સાથે લખ્યું કે જાસલને ખરા ભાઇની ગરજ તમો આવવાથી સરશે. જુનાગઢ સૂબાને પણ વિનંતીપત્ર લખી આ લગ્નમાં પધારી લગ્ન મંડપને શોભા આપવા ખાસ આજીજીભરી અરજ કરી. ઠરાવેલ વખત આવી લાગ્યો. દેવાતને રાજી રાખવા ને તે નાતમેળામાં કદાચ રા' નો પુત્ર હયાત હોય ને આવે તો તેનું કાસળ કાઢવાના પાપી વિચારથી સૂબો ત્યાં દબદબાભર્યા રૂઆબથી હાજર થયો. સર્વ આયર ભાઇઓ બની ઠની ગોગ્ય હથિયાર સજી દેવાતના મંડપમાં આવ્યા. ભરૂચથી નોંઘણ થોડા માણસો લઇ બેનને કાપડું કરવા આવ્યો. આલીધર તો તે સમે બીજું જુનાગઢ બની ગયું. અનેક ભાટ ચારણ, અનેક માગણ દેવાત પટેલની એકની એક દીકરીના લગ્ન પ્રસંગે સારી દક્ષિણાની લાલચે તથા વેવાઇ પણ મોટો હોવાથી ભારે દાત્ય દેશે એમ ધારી ત્યાં ઉભરી આવ્યા. ભારે ઠાઠમાઠથી જાન સજેલ હથિયારે ત્યાં આવી. દેવાતે જાનનું વાજતે ગાજતે સામૈયું કર્યું. ઉતારો આપ્યો. વર તોરણ આવ્યો. તેને પોંખી માયરામાં પધરાવ્યો. જાસલ તથા સાંસતિયાનો હસ્ત મેળાપ ગોરે આશીર્વાદ ઉચ્ચારી કરાવ્યો. આ સર્વ ચાલતું હતું તે વખતે દેવાત તથાં તેની સ્ત્રી એ બેના હૃદય પર કંઈ કરુણ ભાવ વહતો હતો. પોતાના બંને પુત્રો નજર સામે તરતા હતા. સૂબાને જોઈ તેમની આંખો સળગી ઉઠતી હતી, પણ નોંઘણને નિરખી વળી તેમના હૈયાને શાન્તિ વળતી હતી.

હસ્તમેળાપ સંપૂર્ણ થયો ને વર વહુ ચોરીએ ચડયાં. ચાર આંટા પૂર્ણ કરી બેઠાં ને જાનૈયાં માંડવિયાં વર કન્યાને હાથગરણું કરવા લાગ્યાં. સૂબે પોતાની જગ્યાએ બેઠાં બેઠાં તેમને યોગ્ય નવાજેસ કરી. સૌ કોઈ પોતાની ઇચ્છાનુસાર આપી આપીને પોતાને થાનકે બેસતાં ગયાં. આમ કરતાં હવે નોંધણ ઉભો થયો. તેની ચાલવાની મરોડ, તેનું વીરત્વ-ભર્યું મુખ, તેની સિંહ સમાન આંખો, તેના આજાન બાહુ, તેનાં રૂઆબ ભર્યા પગલાં, આદિ જોઇ સર્વ કોઇ ઘડીક તો તેના સામું એક ટશે જોઈ રહ્યાં. સૂબો પણ આ અલૌકિક આકૃતિ જોઇ વિચારમાં પડી ગયો. એક ખરા રાજપુત્રને શોભે એવાં દમામદાર ડગલાં ભરતો નોંધણ જાસલ પાસે આવ્યો. એક હીરાની વીંટી તથા સુંદર ભરેલ કાપડું તેણે બેનના હાથમાં આપવાનું કર્યું, પણ ઘુંઘટમાં છુપાએલ બેને હાથ બહાર કાઢયો જ નહીં. જે કોઇ આવ્યું તે દરેક જણનું તેણે સ્વહસ્થે સ્વીકાર્યું. પણ આ વખતે તેણે પોતાનો હાથ બહાર કાઢયો નહીં. વીર ઘડીક તો ઉભો થઇ રહ્યો. એક નજરે જોઇ રહ્યો. "બેન શાની ઇચ્છા છે?" એમ બોલ્યો. કંઇ ઉંડા નિઃશ્વાસ સાથે હિબકી તેણે ઘુંઘટમાંથી સાંભળી. "બેન, શું તને એમ લાગે છે કે ઉગાભાઇ તથા વાસદભાઈ વિના હવે તારા ભાઇની ગરજ કોણ સારશે? અરે બેન, મુંઝા નહીં. આ માથું માગતી હો તો તે પણ આપવા તૈયાર છું" કહી નોંધાણ મ્યાનમાંથી તલવાર કાઢી જેવી પોતાને

ગળે વાળા જાય છે ત્યાં "ખમાં, મારા વીર ખમાં" કરતી જાસલે હાથ બહાર કાઢી સર્વ વચ્ચે તેનો હાથ ઝાલી લીધો. આ દૃશ્ય સર્વ સ્તબ્ધ થઈ જોઇ રહ્યાં. સૂબો પણ આજ નોંઘણ છે, આજ રા' નો પુત્ર છે એમ મનમાં ધારે છે. જાસલ "ખમાં" કહી હાથ ઝાલે છે ત્યાં સર્વ આયરો ભુખ્યા વરૂઓની જેમ પાટણનાં માણસો પર એકાએક તુટી પડયા. દેવાતનો યુદ્ધઘંટ વાગ્યો હોય તેમ સોરઠિયા ગુજરાતાં પર હો હો કરી તુટી પડયા. નોંઘણે બહુ ખેંચ કરી ત્યારે જાસલે "ભાઇ, વખત આવ્યે માગીશ, હમણાં કુશળ રહો" કહી તેનો હાથ હજુ સજ્જડ પકડી રાખ્યો છે. "ઠીક બેન, તેમ હો" કહી નોંઘણ બેનના હાથમાંથી પોતાનો હાથ મૂકાવે છે; ત્યાં તો ગુજરાતી ઘાતકોનાં માથાં જમીનપર રડવડતા જોયાં. ફક્ત સૂબો બાકી હતો. દેવાતે તેને બાકી રાખ્યો હતો. હવે પોતાના બે પુત્રોની જેના હૈયા પર હોળી ભડ ભડ બળતી હતી તે બુઢે દેવાતે પોતાના એક ડંગોરાનો એક સખ્ત ફટકો લગાવ્યો અને બીજો જ્યાં લગાવે છે ત્યાં તો નોંઘણની કાતિલ તલવારથી તે પાપીનું માથું ધડથી જૂદું પડી જમીનપર રડવડવા લાગ્યું. આ પ્રમાણે વિદેશી ગુજરાતીઓનો એકીવારે ઘાણ કાઢી સર્વ આયર સૈન્ય જુનાગઢ આવ્યું ને નોંઘણને રા' ની ગાદી પર બેસાર્યો. જાસલ બેને નોંઘણ ભાઇને સ્વહસ્તે રાજ્યારોહણનો ચાંદલો કર્યો. બુઢો દેવાત પોતાના વંશના ભોગે પણ રાજબીજનું રક્ષણ કરી પોતે કૃત્ય કૃત્ય થયો એમ માની

સંતોષ પામ્યો ને અંબાભવાની તથા ગુરૂ દત્તાત્રયના ભજનમાં જીવને પરોવી નોંઘણની પુત્ર સમાન સેવા–તથા ભક્તિમાં જીવિત ગાળવા લાગ્યો. જાસલ પોતાના પતિ સાથે જાન ભેળા પોતાને સાસરે જઇ રહી. આયરાણી તથા દેવાત પ્રભુભજન કરતાં કરતાં અંતે કાળને શરણ થયાં.

---

## જાસલ

**રાજભક્ત** આયર દેવાતે પાટણના સૂબાને ઠાર કરીને જુનાગઢની ગાદીએ રા'નોંઘણને બેસાર્યો ને એકની એક દીકરી જાસલનાં લગ્ન કરી તેને સાસરે વળાવી. દેવાત તથા તેની પત્ની રા'ની મીઠી નજરમાં પોતાનું શાન્ત જીવન ગુજારવા લાગ્યાં. રા' પણ તેને સગો પુત્ર દે એવું સુખ દેવા લાગ્યો. અંતે આયર આયરાણી પ્રભુભજન કરતાં કરતાં કાળને શરણ થયાં. નોંઘણ પોતાની વા'લી સોરઠની પ્રજાને આનંદ આપી તેનું રક્ષણ કરવા લાગ્યો. પ્રજા પરાર્થ માથું આપનાર રા' દીયાસને પણ નોંઘણ પાસે ભૂલી જવા લાગી. આ પ્રમાણે થોડાં વર્ષ તો સુખનાં રાજા પ્રજાને ગયાં; ત્યાં અચાનક અનાવૃષ્ટિને લીધે દુષ્કાળ પડયો. પ્રજાવત્સલ રા'એ પ્રજા રક્ષણાર્થે પોતાનું સર્વસ્વ જતું કર્યું. આ એક વર્ષ તો રાજા પ્રજાએ વિપતમાં વિતાવ્યું; પણ તેની પછીનું વર્ષ તેવું નીવડયું ને ત્રીજું પણ તેવું જ. આમ એક પછી એક વર્ષ આગલાને ભૂલાવે તેવું ભયંકર ને દુઃખદ આવ્યું. બિચારો

પ્રજાવત્સલ રાજા પોતાનું બનતું કરે છે પણ દૈવના ઘર આગળ તેનું કાંઇ ચાલતું નથી. છેવટે જેને જેમ ફાવ્યું તેમ તે સ્વરક્ષણાર્થે ચાલી નીકળ્યું ને જ્યાં આશ્રય મળ્યો ત્યાં જઈને રહ્યું. આમ ભયંકર દુષ્કાળની પીડ જાસલ તથા તેના પતિને પણ ઘેરી વળી. તેનું કુટુંબ વિશાળ હતું. ભેંસોનું મોટું ખાડું તથા ગાયોનું બહોળું ધણ તેમને નિભાવવાનું હતું. વગડે ઘાસનું તરણું પણ મોં નાંખવા નહોતું, તરસ છીપાવવા પાણી પણ મળે નહીં. પોતા પાસે જે કંઇ હતું તે સાંસતિયે પોતાના માલના રક્ષણાર્થે ખરચી નાંખ્યું. હવે પાસે ફુટી બદામ પણ રહી નહીં. આવી કંગાળ દશામાં જુનાગઢ જઇ રા'નોંઘણનો આશરો લેવો એ જાસલ તથા તેના પતિને રૂચ્યું નહીં. તેઓ જાણતાં હતાં કે ભયંકર દુષ્કાળ સર્વને પીડી રહ્યો છે. વળી રાજાને પોતાના બહોળા રસાલા ઉપરાંત પ્રજાજનોને પણ આછું પાતળું આપી જીવાડવાનાં હોય છે. તેથી પોતે જો તેને આશરે જાય તો તે બિચારાને માથે નાહક ચિંતાનો બોજો વધે અને અંતે તો પાછું હતું તેમજ એટલે પોતાનો માલ બીજે ઘોળી જવાનું તો માથે રહેજ. આમ સમજી પોતાનો સરસામાન પોઠીએ લાદી ધણ ને ખાડું દોરી તેઓ સિંધ તરફ જ્યાં લીલું હોય ત્યાં વાઢે ચાલ્યાં. સિંધમાં તે વખતે સુકાળ ચાલતો હતો, અને તેથી પોતાનાં ઢોર ઢાંખર ખડપાણીએ સુખી તો થાય, ભલેને દુર જાવું પડે, વગેરે વિચાર તેમને સૂજયા. તેઓ સિંધ ગયાં. સુંદર ભૂમિ,

બહોળાં પાણી, સારો ચારો જોઇ એક સારા સ્થળે તેઓએ નેસ બાંધી પડાવ નાખ્યો. ત્યાં તેમને જરા હાશ વળી. આ પ્રમાણે નિરાંતમાં દિવસ જવા લાગ્યા. એક દિવસ પ્રાતઃકાળે પુરૂષવર્ગ ઢોર છોડી ચારવા ગયો છે ને સ્ત્રીવર્ગ ઝુંપડાં પાસે મહી વલોવી રહ્યો છે ત્યાં સિંધનો રાજા સુમરો આવી ચડયો. સુમરો શિકારે નિકળેલ ને એક હરણ પછવાડે લાગતાં આ નેસ નજીક આવી ચડયો. તેની નજર નેસ ઉપર ગઇ ત્યાં તો બે હાથે નેત્રાં ઝાલી તેને જોસથી આમ તેમ તાણતી, ગોળીનો ધમકાર મચાવતી, કોઇ અલૌકિક સુંદરી તેની નજરે પડી. સુંદરી નેત્રું તાણતી જતી હતી ને તેની ગૌર નાજુક પણ સબળ દેહવલ્લી આમ તેમ ફરતી જતી હતી. તેના માથેથી ઓઢણું સરી પડયું હતુ ને તેનો લાંબો કાળા નાગ સમો ચોટલો તેની ગોરી પીઠ પર આમ તેમ રમતો હતો, ઝુલતો હતો. તેનો શ્વાસ ઉતાવળો ચાલતો હતો, ને વક્ષઃ સ્થળ ઉંચું નીચું થતુ હતું. સુંદરીના ગોરા ગુલાબી ગાલ પર જલબિંદુ ઠરી રહ્યાં હતાં. આવું મનોહર રૂપ, મનોહર દશામાં મહી વલોવી રહ્યું હતું. સ્વામીભક્ત દેવાતની એકની એક પુત્રી, રા'નોઘણની એકની એક બેન, પતિવ્રતા આયરાણી જાસલ ઘરકામમાં મશગુલ થઇ રહી હતી. દેવાંગના જાસલને એક બાજુએથી સૂર્ય દેવ ને બીજી બાજુએથી સુમરો નિહાળી રહ્યા હતા. એક, આ તે પ્રાતઃકાળમાં વનદેવી પંડે ખેલી રહી છે કે શું ? માની

પ્રસન્ન પ્રસન્ન થઈ જતો હતો. બીજો, આ સૌંદર્ય મારા રાજભુવનને શોભાવે તેવું છે તે આમ વગડામાં વા ખાય ને રવડે, એ ઠીક નહીં એમ વિચારતો હતો ને વિકારી બનતો હતો. ત્યાં તો જાસલે વલોવવું બંધ કર્યું, નેત્રું રવાઇને વીંટી દીધું ને પોતાના સુંદર સફેદ હાથથી ખસી ગયેલ ઓઢણું માથે નાંખી માખણ કાઢવું શરૂ કર્યું. દેવી ગોળીમાંથી માખણ બહાર કાઢતી જાય છે ને હાથે છાશ હલાવતી જાય છે. તેની નજર ગોળી પર લાગી છે ત્યાં કામાંધ રાજા વિહ્વળ બની તેની સામે પલવારમાં આવી ઉભો ને તેને પૂછવા લાગ્યોઃ "સુંદરી, તમો કોણ છો? ક્યાંથી આવી અત્રે ઉતર્યાં છો? આમ નદી કાંઠે એકલો નેસ બાંધીને કેમ રહ્યાં છો?" જાસલે જેવી આ પુરૂષ તરફ નજર કરી કે તે સમજી ગઇ કે આ સિંધનો રાજા છે; પણ તેની દાનત ફરી છે. તેણે કહ્યું:–"અમે સોરઠનાં રહીશ છીએ. ત્યાં દુકાળ પડવાથી ઢોર હાંકી આંહીં આવ્યાં છીએ. સુકાળ થતાં પાછાં જશું." રાજાએ કહ્યું:–"ભલે, પણ તું આમ આવી કંગાળ ઝુંપડીમાં ઉઘાડી પડી રહે એ અમને શોભાવાળું નથી, માટે મારી સાથે રાજભુવનમાં આવીને રહે." "અરે રાજા, આશરો શોધી વર્તવા આવેલાં પર કુદૃષ્ટિ કરવી એ મોટું પાપ છે. અમે વનનાં વાસી વનમાં સારાં." "ના, તેમ ન બને. તું તારે તારો વર ઘેર આવે ત્યારે તેને પૂછી લેજે. તેને પણ હું મારી હજુરમાં રાખીશ." મહા પતિવ્રતા સાધ્વી, હેવાન

ારની પુત્રી વિકરાળ આંખ કરી રાજા સામું જોઇ બોલી:-
હે આંધળા રાજા, આવું બોલી મોટા પાપનો અધિકારી
થાય છે. રાજા, તારૂં મારૂં થવા બેઠું છે." આ પ્રમાણે
ાલતી તે તેને ધિક્કારવા લાગી. રાજા પણ તે પળે તો
મ ખાઈ ગયો. વધારે દબાણ કરવા જતાં બાજી બગડી જાય
ાની "ઠીક છે" કહી ત્યાંથી ચાલતો થયો.

જાસલનો વર હવે બીજા આયર ભાઇઓ સાથે ઢોર
ળી ઘેર આવ્યો. તેને જાસલે જે બન્યું તે અથથી ઇતિ
ધી કહી દીધું. આયર બધા સમજી ગયા કે રાજાની મતિ
ી છે. તે હવે આપણને આંહીં સુખે રહેવા નહીં દે.
ાક બે દિવસમાં આપણે હવે આંહીંથી બીજી જગ્યાએ
રવી નાંખવું જ જોઈએ. આ પ્રમાણે નક્કી કરી સૌએ
મેશની માફક બીજે દિવસે પણ ઢોર છોડી ચારવા જવાની
યારી કરી. સૂમરો નેસથી દરબારમાં આવ્યો કે તુર્ત જ
ણે પોતાના નોકરોને આયરોનાં બધાં ઢોર હાંકી લાવી
ી દેવાનો હુકમ કર્યો. બીજે દિવસે પ્રભાતમાં આયરો
યાં ઢોર છોડી ચારવા જવાનું કરે છે ત્યાં તો લશ્કરે આવી
સને ઘેરી લીધો ને ઢોરને હાંકી લઈ જઇ રાજગઢના ડબામાં
ર્યા. આયર બિચારા રાજા પાસે આવી કાલાવાલા કરવા
ાગ્યા કે વિનાગુન્હે આમ અમને હેરાન શા સારૂ કરો છો?
ારે રાજાએ સાંસતિયાને એક બાજુ તેડાવીને કહ્યું:—"તમારા
સમાં જે અલૌકિક રૂપાળી સુંદરી છે તેને મારા ભુવનમાં

રાખો તો તમારાં સર્વ ઢોર છોડી મૂકી તમને મારા મુલકમાં સુખે રહેવા દઉં ને ખડ પાણીએ સુખી કરૂં. તે સુંદરી આમ વગડે હેરાન થાય એ હું જોઈ શકતો નથી. તેને તથા તને મારી પાસે હજુરમાં રાખવાં છે. આયર કાંઇક ભોળો, કાંઇક મોળો હતો; તેથી "હા એને સમજાવી તમારી પાસે લાવીશ" કહી નેસે આવ્યો, ને જાસલને સર્વ હકીકત કહી સંભળાવી તેણે કહ્યું:–"જો આ પ્રમાણે બને તો ઢોર ને આપણે આંહીં સુખે રહી શકશું." લોઢાની ગોળી ચોંટે ને સિંહણ જેમ એકાએક ચોંકી ઉઠે તેમ પોતાના પતિના મોંએથી આ શબ્દ સાંભળતાં વેંત શુદ્ધ સતી, દેવાત મર્દની દીકરી ચમકી ગઇ. પોતે સ્વામીભક્ત છે. શુદ્ધ સાધ્વી છે. પરમ ધર્મ પાળવામાં પોતાના બે સુકુમાર પુત્રોને બલિદાન આપવા મોકલનાર વીર આયરાણીની કુખમાં પાકી છે. ભલે ભાઇ ગયા, માબાપ ગયાં, પણ નોંઘણ જેવા ભાઇની હજુ પોતે બેન છે, એ અભિમાન તેના હૈયામાં ધસી રહ્યું છે. પતિ સામી જરા કરડી, પણ ધર્મભરી આંખ કરી તે બોલી:—

ભેંશુ લાયાણા કુંઢિયાળિયુ કાલે પામશો,
પણ મરા બેઠી માણા, આલમની ઉતરશે ને

હે વીર આયર, ગમે તેવી સુંદર કુંડલીવળેલ શીંગોવાળી ભેંશો આજ ગઇ તો કાલે પાછી બીજી મેળવશો; પણ, હે મારા શિરછત્ર, આવું હલકું કામ કરતાં કપાળે જે

મશનો ડાગ લાગશે તે કોઇ દિવસ પણ ભુંસાશે નહીં. માટે આમ અણછાજતું મોઢે ના ભાખો.

હચુ પચુ મનનો આયર આવાં વીરવાકય સાંભળી પૂરેપૂરો મર્દ બની ગયો, ને રાજા પાસે જઈ તેને તેણે ચોખ્ખું સુણાવી દીધું :–" તમે કહો છો તેમ કદિ પણ નહી બને." પાપી સૂમરો કાંઈ બોલ્યો નહીં; પણ તુર્ત જ તેને ત્યાં ને ત્યાં કેદ કરાવ્યો. નેસે સ્વારો મોકલી જાસલને માફામાં ઘાલી રાજગઢમાં મંગાવી. હવે જાસલના દુઃખનો પાર રહ્યો નહીં. તે શુદ્ધ સતી હતી. વીર નારી હતી. સુમરો ભલે જંગલી હૃદયનો પશુબલ ધારી રાજા હતો. પણ નિર્મળ નારીબલ પાસે તેનું પશુબલ કંઇ વિસાતમાં ન હતું. મૂછે તાર દેતો તે જાસલ પાસે આવ્યો, પણ જાસલને જોતાં તેનો ગર્વ, તેનો કાંટો હેઠો બેસી ગયો. તે તો હવે જાસલને તેનું મન મનાવી વશ કરી લેવાના વિચાર કરવા લાગ્યો. જાસલ કાંઈ તેની લીધી જાય તેવી ન હતી. તેણે સુમરાને કહ્યું:–" રાજા, હમણાં મારે છ માસનું વ્રત ચાલે છે તે શ્રાવણ માસે છૂટશે. પછી તમો રાજી થશો તે માર્ગ લેશું." આટલી તો જાસલ પલળી છે ને પોતા તરફ વળી છે એમ માની સુમરે " ઠીક છે, આયરાણી, સુખેથી વ્રત પુરૂં કરો, ફિકર નહી " કહી તેને માટે એક સુંદર આવાસમાં એક એકડંડી એકાંત માગીએ રહેવાનો બંદોબસ્ત કર્યો. અઠવાડીએ એક વખત ભાયાણો સાંસતિયો તેને ત્યાં મળે એમ હુકમ પણ કર્યો આટલી

છૂટ તેણે દીધી તે એવી ઇચ્છાથી કે જાસલને સ્વજન જોઇ જરા સુખ વળે, ને પોતા તરફ જરા મીઠી નજર કરતી રહે. અઠવાડીએ પતિ જાસલને મળતો જાય ને એક બીજા વાતચિત કરી દુઃખ ઓછું કરતાં જાય. આમ કરતાં રાજાનો વિશ્વાસ જાસલ ઉપર વધ્યો. તેણે સાંસતિયાને કેદ-માંથી મુક્ત કર્યો, એવી પાપી ઇચ્છાથી કે તે નાસી જાય તે પછી જાસલ એકલી રહે ને પોતા તરફ ઢળે. વખત જેમ જેમ જતો ગયો તેમ તેમ જાસલનું છૂપું દુઃખ વધતું ગયું. આ ઘોર કારાગૃહમાંથી બચવાનો હવે એકે ઉપાય ન રહ્યો. મુંઝાયલાની મતિ મોટે ભાગે મૂઢ બની જાય છે. પણ કોઈ વખત અંધકારમાં પણ વિજળીના ચમકાર સમી પ્રકાશી ઉઠે છે. જાસલને આમાંથી કાંઈ માર્ગ સૂજતો નહોતો ત્યાં તેનો નોંઘણ ભાઇ તેને સાંભરી આવ્યો. લગ્ન સમયે સમ-શેર ખેંચી માથાનું હાથગરણું કરનાર વીર ભાઇની મૂર્તિ પલવારમાં તેના હૈયામાં ઝબકી ઉઠી. તે બોલીઃ—"હા, હજુ વખત છે. આ પાપીનાં હાથમાંથી મને છોડવે એવો આ દુનિયામાં નોંઘણ સિવાય બીજો કોઇ નથીજ. લેને, સાંસ-તિયાને સંદેશો આપી તે ભાઈ પાસે મોકલું. પણ વળી લખું શેમાં ? ને શા વડે ? ત્યાં તો તેની નજર એક શ્વેત વસ્ત્ર પર પડી. તુર્ત જ તેણે પોતાના નખથી છાતી ચીરી, ને લોહી બહાર આવ્યું. નખને લોહીમાં બોળી બોળી તે વસ્ત્ર પર વ્હાલા ભાઈ નોંઘણ પર લખી નાખ્યું ને વસ્ત્ર સંકેલી

સાંસતિયા ભાયાણાને આપ્યું ને કહ્યું. "સાંસતિયા, આ લઇ જુનાગઢ જાઓ ને ત્યાં નોંઘણને આ આપો." તે પૂછે તો આ સર્વ બીનાથી તેને વાકેફ કરજો." પહેલાં તો સાંસતિયો જાસલે જે કર્યું તે જોઇ ડઘાઇ ગયો, પણ અંતે જાસલની આજ્ઞાને વશ તેને થવું પડયું. "તમે તમારે સુખેથી જાઓ; મારી ફિકર કરશો નહીં." આ જયાં જાસલ બોલી ત્યાં તો સાંસતિયાના અંગમાં નવું જોમ આવ્યું. તેણે તો રાજગઢ બહાર આવી પાધરો જુનાગઢનો માર્ગ લીધો. મજલ દર મજલ કાપતો તે સોરઠની ભૂમિમાં દાખલ થયો, અને જુનાગઢની સીમમાં પહોંચ્યો. ચાલ્યો જાય છે ત્યાં તેની દૃષ્ટિએ એક દુબળો ઘોડો પડયો. ચારે કોર બધે સુકું ખાક હતું. ઝાડપાલાનું નામ નિશાન ન મળે. ચાર ચાર વર્ષથી અનાવૃષ્ટિને લીધે પશુ પંખી સૌ જળ જળ ઝંખી મરી ખૂટયાં હતાં. માણસ માત્ર પણ જલ વિના હેરાન હેરાન હતાં. દેશની આવી દુર્દશા જોઇ બિચારા સ્વદેશવત્સલ આયરને બહુજ લાગી આવ્યું. એને એમ પણ થવા માંડયું કે "રા' કદાચ અમને બચાવવા હામ બીડશે છતાં તે સિંધ શી રીતે પહોંચશે? આ ઘોડો છે તો હાડપિંજર પણ જાતવાન છે. તેને તૈયાર કર્યો હોય તો પછી રા' પાસે જઇ સર્વ હકીકત રજુ કર્યાનું કાંઈ સાર્થક થાય." આ પ્રમાણે મનમાં ને મનમાં ગુંદા રચી તેણે તે ઘોડાને કેશવાળીથી પકડયો. ડુંગરની તળેટી પાસે એક ઊંડો પાણીનો ધરો હતો ત્યાં તેને તે લઈ ગયો. ધરામાંથી

પાણી લઇ તેને ધમાચો કારવ્યો. ગામમાં જઇ કુંભારને ત્યાંથી ઘડો લાવી ધરાના પાણી વતી ભોં ભીંજવી તેમાં રજકો છાંટયો. હમેશાં તેને પાણી પાવું શરૂ કર્યું. ત્રણ ચાર દિવસ ગયા ત્યાં રજકો ફુટી નીકળ્યો ને થોડા વખતમાં તો કૅાળીને મજાનો થયો. લીલોછમ રજકો વાઢી વાઢીને આયર ઘોડાને નીરવા માંડયો. ઘોડો થોડા સમયમાં લોહી લેવા લાગ્યો, ને પૂંછડાની ઝપટુ દેવા માંડયો. આયરે તેનું નામ ઝપટો પાડયું. ઝપટો હવે તાજો થઇ ગયો ને ખોંખારા હણુહણાટ તથા હાવળ્ય કરવા માંડયો. આયરે પછી બીજો ઘોડો હાથ કરી તેને પણ તૈયાર કર્યો. બંને ઘોડા જાતવન્ત હોવાથી અને આવા ભયંકર દુષ્કાળમાં તેમને ખવરાવી પીવરાવી તાજા કર્યા તેથી જાણે તે આયરનો ઉપકાર વાળી આપવા તલપાપડ થતા હોય શું ? તેમ હણુહણુવા ને ભોંપર દાબડા ઠોકવા લાગ્યા. આયરે ધાર્યું કે હવે રા' પાસે જવું; ત્યાં તો રા' પંડેજ એક દિવસ ભમતો ભમતો ત્યાં આવી ચડયો. પોતાના સરવા સોરઠ દેશની દુર્દશા જોઈ રા'નું હૈયું દુઃખથી ભરાઇ ગયું હતું. પણ તે નિરૂપાય હતો. એવામાં ઓચિંતું તેની નજરે સુકલરણુમાં લીલા ટાપુ જેવું કંઇ આવ્યું. ત્યાં આવી જુએ છે ત્યાં રજકાનું એક લીલું છમ નાનું ખેતર ને ઉઘાડી ઝુંપડી તળે બે સુંદર તૈયાર ઘોડા બાંધેલ તેણે જોયા. " ઓહો આવા દુઃખદ સમયમાં આંહીં વળી આ દેવમુનિ બાંધ્યા છે ! આ શું ! આવા તાજા ઘોડા તો મારા તબેલામાં પણ નથી." રાજા આમ વિચારે

છે ત્યાં સાંસતિયો તેની નજીક આવી ઉભો. તે પાઇ ગયો કે આ પંડેજ રા' નોંધણુ છે. તેને પોતે લગ્ન વખતે જોયેલ; પછી કોઇ વખત પણુ તેનું દર્શન થયેલ નહીં. પણુ બરાબર નજર કરી જોયું ત્યાં તો આ રા' પંડેજ છે એમ તેની ખાતરી થઇ. આયર હાથ જોડી પગે પડયો. રા' એ તેને સ્વ હસ્તે ઉઠાડી ઉભો કર્યો. "તમે કોણુ છો ? આમ આ જગ્યાએ કેમ ? આ ઘોડા કયાંના ?" આદિ પ્રશ્ન રા'એ તેને કર્યા. સાંસતિયાનું હૈયું ભરાઇ આવ્યું. સિંધનાં સર્વ દુ:ખો તેની નજર આગળ આવી ખડાં થયાં. ઘડીક તો તે કશુંય બોલી શકયો નહીં. પણુ ભારે હૈયે ઘડવાળેલ કપડું રા'ના હાથમાં તેણે મૂક્યું. ઘડીક તો નોંઘણુ, આ સૂજ ન પડે એવા ભેદથી વિસ્મય પામ્યો. આયરના હાથમાંથી તેણે કપડું લીધું. ઘડીઓ ઉખેળવા લાગ્યો. તેણે નહીં કાળી શાહીના કે રંગના પણુ જાણે લોઢાના કાટથી લખ્યા હોય તેવા અક્ષરો તે પર જોયા. વળી માખીઓ તે અક્ષર પર એક પછી એક બેસવા લાગી ને રા' વાંચવા માંડયો. આ તે શાથી લખ્યું છે ? એ પૂછતાં આયરે ખુલાસો કર્યો કે છાતીના લોહીથી. પણુ હજી આ લખનાર છે કોણુ તે રા' જાણી શકયો નહીં. પણુ 'લોહીથી' એ સાંભળી તે બહુજ વિચારમાં પડી ગયો. પછી વાંચવા માંડયો:

તું નોતે જે નોય, તે આજ તું હુતે હુઇ,
વીર વમાસી જોય, નોંઘણુ નવસોરઠ ધણી.

હે નવા સોરઠના ધણી ભાઇ નોંઘણુ, તું જરા ઉંડો

વિચાર કરીને જો કે તું જ્યારે ન હો ને જે ન બને તે આજ તું બેઠાં બને છે.

"અરે, મને ભાઇ કહી સંબોધનાર કોણ? ને હું ન હોઉ ને જે ન બને તે મારી હયાતીમાં બને છે, એ શું!" આ વાંચી નોંઘણ વિમાસણમાં પડી ગયો ને તેણે આયરને પૂછ્યું: "ભાઈ કહે, આ કોણે લખી મોકલ્યું છે? હું ધીરજ રાખી શકતો નથી. મારે તો બેન એકજ છે ને તે બેન જાસલ તો તેને સાસરે સુખી છે; પણ શું આ દુષ્કાળથી તેને દુઃખ પડયું? ને આંહીં ન આવતાં તેણે આ લખી શા માટે મોકલ્યું? શું મારી બેનના મનમાં જુદાઇ છે? વળી "લોહીથી" કેમ? આમાં કાંઇ સૂજ પડતી નથી." ત્યાં તો સાંસતિયે કહ્યું: "હા, આ લખનાર, તે તમારી બેન પંડે છે. હું તેનો ઘરવાળો છું. દુકાળને લીધે અમે સિંધમાં વાઢે ગયાં ને ત્યાંથી આ લખી મને તમારી પાસે મોકલ્યો છે. વાંચો ને આગળ:—

આસે અમે આવિયાં વરતવા માવઘા વીર,
સુકાણું હૈયાનું હીર, જાસલ કે' જુનાના ધણી.

હે મારા ભાઇ, આંહીં સિંધમાં અમે આશરો લઈ વર્તી ખાવા આવ્યાં, પણ આંહીં તો ઊલટું મારા હૈયાનું ઝરણુ સૂકાઇ ગયું. હે ભાઇ, હે જુનાગઢના ધણી, તને તારી બેન જાસલ આ લખી મોકલે છે.

અરે, મારી બેનના હૈયાનું હીર દુઃખથી સૂકાઇ ગયું? એવું તે શું દુઃખ હું બેઠે બેનને માથે ઉભું થયું?

આગળ વાંચે છે ત્યાંઃ—

કુવે કાદવ આવિયા, નદીએ ખૂટયાં નીર
સોરઠ સડતાળો પડયો, આંહીં વતંવા આવ્યાં વીર.

હે ભાઇ, અમારા ગામમાં કુવાનાં પાણી સૂકાઇ ગયાં ને કાદવ થયો, વળી નદીનાં પાણી પણ ખૂટી ગયાં. સોરઠમાં સુડતાળો કાળ પડયો તેથીજ અમે આ સિંધ દેશમાં વર્તી ખાવા આવ્યાં, ત્યાં અમારી આ વલે થઇ.

"અરે પણ શી વલે? મારી પાસે આંહીં ન આવતાં ત્યાં કેમ ગયાં? શું મારૂં ગરીબનું ઘર મારી બેનને ન ગમ્યું? પણ વલે તે શી?

વળી આગળ વાંચ્યું:

કાબલિયા નજરૂ કરે, કોઇ મુસલમાન ને મિયાં,
અસરાં ઉર પિયાં, નોંઘણ નીકળાયે નહીં.

હે નોંઘણ, મારા પર યવન કાબુલીઓ મુસલમાનો મિયાંઓ કુદૃષ્ટિ કરે છે. અરે આ અસુરો મારા હૈયાને ચગદી રહ્યા છે. આ પાપીઓમાંથી, હે ભાઇ, હું બચી શકું તેમ નથી.

વળી જોને ભાઈ;—

સોરઠ સડતાળો પડયો, કારણ નો રહી ધીર,
સંઘમાં રોકી સુમરે, મને હાલવા ન દે હમીર.

હે ભાઇ, આપણા સોરઠમાં ભયાનક દુષ્કાળ પડયો ને અમને સૂજ ન પડી કે આમાંથી બચવા હવે શું કરવું? (તારી પાસે આવી રહેવાનું સૂજ્યું નહીં). અમે અમારાં ઢોર ઢાંખર લઇ આંહીં સિંધમાં આવ્યાં ત્યાં મને આ હમીર સુમરે કેદ કરી રાખી છે. અરે હમીર મને બહાર નીકળવા દેતો નથી.

શું મારી બેનને હમીરે કેદ કરી રાખી છે? અરે, આ તો ઘણું જ દુઃખદાયી. ઘણું જ મને નામોશીવાળું. હું આ શું વાંચું છું? બેન શું લખે છે?—

માપલા માંડવામાં માલતાં, બાંધવા દીધેલ બોલ,
ઇ કર તું સાચો કોલ, જાસલ કે જુનાના ધણી.

હે જુનાગઢના રાજા, આ તારી બેન કહે છે કે મારા લગ્નના માંડવા વખતે આનંદમાં સૌ હતાં ત્યાં તેં સર્વ વચ્ચે જે વચન આપ્યું તે હવે, હે ભાઇ, સાચું કરી દેખાડને.

એ દીધેલ કોલ તને સાંભરે તો છે ના? તો તો હવે મને ઉગારજે. વળી હે ભાઇ, મારે તો—

મોસાળે મામો નૈ, નથી માડી જાયો વીર,
આજ સંધમાં રોકયાં સુમરે, હાલવા ન દે હમીર.

અરે ભાઇ નોંઘણ, મારે મોસાળમાં સગામાં મામો ય નથી કે આવી મને બચાવે. સગો ભાઇએ નથી કે આંહીં મારૂં રક્ષણ કરે. આ સિંધમાં હમીર સુમરે રોકી કેદ કરી

રાખી છે. તે મને ક્યાંય જવા દેતો નથી. ક્યાંય ચસકવા દેતો નથી.

આ વાંચતાં રાજાની આંખમાંથી આંસુની ધારા ચાલી. અરે બેન, તારે મામો નૈ, માડી જાયો વીર નૈ, આ ઓછું હૂં બેઠે તને આવે છે? હું આ પાપી હમીરના લોહીથી તારો ચોટલો ઓળાવીશ. બેન, હૂં તારો સગો ભાઇ છું. આમ બોલતાં આવેશમાં આવેલ રાજાની નજર બીજા સોરઠા પર પડી.

તોં આડોપે આલિયા, ઉગો વાસદ વીર,
સંભારે રા' સધીર, જાસલ કે જુનાના ધણી.

હે મારા ધીરજવાન, બુદ્ધિશાળી ભાઈ, તું સંભાર કે તારી આડા મારા ઉગો તથા વાસદ બે ભાઇને મારાં માવતરે આપીને પણ તારૂં રક્ષણ કર્યું છે. હે વીરમર્દ નોંઘણ, એ એંધાણ ઉરમાં લાવી તું મારૂં રક્ષણ કરજે.

આ વાંચતાં રાજાની છાતી ભરાઇ આવી. ભૂતકાળનો કરુણ ઇતિહાસ તેના નયન સામે તરવા લાગ્યો. ઘરડાં આયર આયરાણીનાં ભીષ્મ કૃત્યો સાંભરતાં તેની આંખ આંસુથી ઉભરાવા લાગી. તે બોલ્યોઃ—

"હે બેન, પણ આમાં મારો શો વાંક? હું તને ક્યાં વિસારી બેઠો છું? તને ક્યાં રક્ષણની ના કહું છું? —કે તને આમ ઓછું આવે છે." આ પ્રમાણે નોંઘણ દુઃખી

થઇ બોલતો જાય છે ને આંખ લૂછતો જાય છે ત્યાં તેની નજર આગળ ચાલી ને વાંચ્યું:—

નોંધણુ તમણેને થાનોસેથ ઠરિયાં ને,
બાળા બાળપણે, અણધાવ્યાં ઉજર્યાં અમે.

હે નોંધણુ, મારી માયે તારા ઉપર અમૂલી ભક્તિ તથા વ્હાલપથી મને ધાવણુ છોડાવી તને ધવરાવી મોટો કર્યો. હે ભાઈ, હું કાંઇ બાળપણુમાં મારી માના ધાવણુનું સુખ પામી નથી. ધાવ્યા વિના પ્રભુએ મને ઉગારીને મોટી કરી તે આમ દુ:ખ ભોગવવા ને આવા દિવસ જોવા શું? હે ભાઇ, આ વાંચી તું મારી ખબર લેજે.

રાજાથી આ સહન થતું નથી ને આગળ વંચાતું નથી. પણુ વાંચ્યા વિનાએ રહેવાતું નથી. વળી વાંચ્યું—આ–

જાસલ કાગળ મોકલે, વાંચ્યે નોંધણુ વીર,
સંધમાં રોકયાં સુમરે, હાલવા ન દે હમીર.

હે મારા ભાઇ, આ તારી બેન જાસલ તારા પર કાગળ લખી મોકલે છે તે તું વિગતે કરીને વાંચજે. મને સિંધમાં હમીર સુમરે રોકી કેદ કરી છે અને એ ક્યાંય જવા દેતો નથી.

આ વાંચી રાજા ઘણો જ મુંઝાઇ ગયો. ત્યાં તો વળી નજર આગળ ચાલી ને વાંચ્યું:—

માંડવામાં માલતાં, બાંધવા દીધલ બોલ,
તો હવે કરને કાપડની કોર, જાસલ કે જુનાના ધણી. *

હે રાજા, જુનાગઢના ધણી, હે મારા ભાઈ નોંઘણ, મારા લગ્ન વખતે માંડવામાં માલતાં માલતાં તેં હોંશમાં આવી મને મર્દાઈભર્યાં બોલ દીધા, તે તને સાંભરે છે ને ? તો આજ આંહીં આવી આ તારી દુઃખિયારી બેનને કાપડની કોર કર. હવે વખત આવ્યો છે. તું તાકીદે આવ.

આ છેવટનો સોરઠો વાંચી રાજા વિહ્વળ થઇ ગયો. તે બોલ્યોઃ—"મને મારા વચનનું સ્મરણ બેન ભાર દઇને કરાવે છે, હવે તો આંહીંથી જ સિંધ જવું ને ત્યાં યાહોમ કરીને પડવું. મરશું તો નામ રહેશે ને જીવશું તો જગત જાણશે. ભાઇ આયર, આ ઘોડા તારા છે ? આને છોડ ને પલાણ નાંખ. આયરે તો તુર્ત જ તેમ કર્યું. એક ક્ષણની અંદર નોંઘણ ઝપટા પર ચડી બેઠો, બીજા પર આયર ચડયો. ત્યાં તો રા'ના બીજા અનુચરો પણ ત્યાં આવી લાગ્યા, રા'એ તેમને કહી દીધું કેઃ—"હું સિંધ પર ચડી જાઉં છું ને તમો પાછળ આવજો." આમ બોલી રા'એ સિંધ તરફ મારી મૂક્યાં. રસ્તે જતાં હાલાર વટાવી આગળ ચાલ્યા ત્યાં આડો કચ્છનો અખાત આવ્યો. રાજા આંહીં અટકી પડયો, ને લાચાર બની ઉભો રહ્યો. આંહીં સુધી તો આવેશમાં ને આવેશમાં આવ્યો, પણ હવે શું કરવું ? આયરને પૂછતાં તેણે તો વળી ચિંતામાં વધારો કર્યોઃ તે બોલ્યોઃ—"રાજાજી, આંહીં ખોટી થવું એ પરવડે તેમ નથી. એક ઘડી તો એક એક જુગ જેવી છે; કાં જે

અવધ પુરી થવા આડા હવે માત્ર ત્રણ જ દિવસ છે; ને પછી તો હમીર સુમરો જાસલની લાજ પર જશે ને મારી વીર સતી સ્ત્રી દેહનો ત્યાગ કરશે."

આ સમશેરની ધારાસમાં વેણુ નોંઘણને બહુ જ આકરાં લાગ્યાં. તે વિહ્વળ થઈ ગયો. "આયરડા, તેં બહુ જ ભુંડું કર્યું. છ છ માસની મુદત હતી, ને તું માત્ર મને એક અઠવાડિયું રહ્યું ત્યારે જ મળ્યો. તે વળી હું ત્યાં આવી ચડયો એટલે! ભાઇ સાંસતિયા, તું મારી બેનનો ધણી એટલે હવે તને હું શું કહું ને શું કરૂં? પણ હવે મારાથી જીવી શકાય નહીં. હું જગતમાં જીવતે મારી બેન એ પાપીના હાથે હેરાન થાય, તેની લાજ લૂટાય! તે પહેલાં તો મારે મરી છૂટવું જોઇએ. આમ બોલી નોંઘણ પોતાની ભેટમાંથી ઉજવળ કટારી બહાર કાઢી છાતીએ ભોંકવા જાય છે ત્યાં " સબુર બાપલા, સબુર, કહી એક નવયૌવના સ્ત્રીએ તેનો હાથ ઝાલ્યોઃ " નોંઘણ આમ હોય નૈં " કહી તેને અટકાવ્યો. ત્યાં તો નોંઘણ બોલ્યો. " અરે મા, હું બેઠે મારી બેનની લાજ લૂટાય, એના કરતાં હું મરી છૂટું તો શું ખોટું? જુઓ મા, ઈ બેને પોતાના હૈયાના લોહીના અક્ષર લખી મને સંદેશો કહેવરાવ્યો છે, કે ભાઇ મારૂં રક્ષણ કરજે." આ દરિયો વચ્ચે આવ્યો ને મારે ત્યાં પહોંચવા આડા ત્રણ જ દિવસ રહ્યા છે. હવે મારે ત્યાં પહોંચવું કેમ કરીને? હવે મારે મરી છૂટવું જ રહ્યું. એજ, મા, આ નોંઘણને

માટે ઉત્તમ છે." "દીકરા, એમ હોય તે. તું તારે તારો ઘોડો દરિયામાં મારી મુક. જા, ઝપટા ને છબછબિયા ને બીજાને ખેપટ." આમ બોલી દેવી અદૃશ્ય થઈ ગયાં. આટલા-માં ત્યાં જુનાગઢનું લશ્કર આવી પહોંચ્યું. નોંઘણે તો માના વચનથી દરિયામાં ઝપટાને મારી મૂકયો. લશ્કર સામી નજરે ન કરી. ગોકુળ જતાં શ્રીકૃષ્ણ સહિત વાસુદેવને જેમ માતા જમનાએ માર્ગ દીધો હતો, તેમજ મહાસાગરમાં કેડી પડી ને ઝપટો છબછબ કરતો પવનવેગે આગળ વધ્યો. તેની પછ-વાડે ધૂળ ઉરાડતું લશ્કર પણ પૂર વેગે ધસવા લાગ્યું. હવે કચ્છની ભૂમીપર ધૂળના ગોટેગોટા ઉરાડતું–આગળ ઝપટો ને પાછળ જુનાગઢનું લશ્કર–એમ દળ કટક આગળ વધવા માંડયું. હવે અવધ પૂરી થવામાં માત્ર એક જ દિવસ બાકી હતો. મજલ દર મજલ કરી લશ્કર થાકયું. સાંસતિયાનો ઘોડો પણ કંઇ મોળું પગલું ભરવા માંડયો. માત્ર ઝપટો ઝપટ કરતો હતો. રાં' આ જોઈ જરા વિચારમાં પડી ગયો. તે જાણી ગયો કે ખડપાણી પાવરા વિના ઘોડાં હવે થાકી ગયાં છે. પણ થાય શું? તેણે સાંસતિયા સામું જોયું ને કહ્યું: "સાંસતિયા, કેમ મોળાં ડગલાં?" "ઘોડો થાકી ગયો છે એટલે" એમ સાંસતિએ તુર્તજ જવાબ આપ્યો. "પણ તારા વિના મને સિંધમાં મારી બેન કયાં છે તે કોણ બતાવશે? માટે મૂક એ ઘોડાને પડતો ને આવ મારી સાથે આ ઝપટા પર. મારાથી ત્યાં પહોંચી હમીરને મારો

હાથ દેખાડયા વિના રહી શકાય એમ નથી." "હા, તે ખરૂં, પણ એમ બની શકે તેમ નથી. હૃય થાકી ગયો છું." "ત્યારે હવે કેમ થાય ?" આવું નિરાશાનું વેણ જ્યાં રાજા કાઢે છે ત્યાં તે એકાંત રેતીના વિશાળ રણ પર તેણે બે નાની કુમારિકાને ઝુંપડી પાસે રમતી જોઇઃ આશ્ચર્ય પામી નોંઘણે તે તરફ હંકાર્યું. હસતી હસતી આદર સત્કાર દેતી કુમારિકાઓ સામી આવી. તેમણે નોંઘણને કહ્યું:— "નોંઘણ, અત્રે ઉતારો કરો. તમારી મનકામના જાઓ પૂર્ણ થશે." પોતાને નોંઘણ કહી એકાએક બોલાવે એ દેવી ખોડિયાર વિના બીજું કોઇ ન જ હોય એમ માની નોંઘણ તુર્તજ તેને તાબે થયો. તેમણે ત્યાં ઉતારો કર્યો. નોંઘણને તો પૂર્ણ વિશ્વાસ હતો કે માતા વરૂડીઃ માતા ખોડિયાર મારે બાલે છે. હવે ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. માતા કરે તે ખરૂં. પણ આયર સાંસતિયાનો જીવ આમ રોકાણ થાય તેથી તલપાપડ થવા લાગ્યો. એવામાં તો એક બેન ઝુંપડીમાં ગઇ ને રોટલા તૈયાર કરવા લાગી. બીજી બેન ઝાડ પર ચઢી પાંદડાં ખેરવા લાગી. સર્વ આ જોઇ હેરત પામ્યા કે ઉપરથી તુટે ત્યારે જે પાંદડાં, તે ભોંય પર પડતાં તાંસળી થઇને રણુક, રણુક, રણુકવા લાગ્યાં. લશ્કરના દરેક જણને તે તાંસળી દેવામાં આવી; અને તુર્તજ ઝાડ પરથી ઉતરી દેવી તે ભરી દેવા માંડી. બીજી બેન ઝુંપડીમાંથી રોટલા આપવા માંડી. ઘોડાને ઘાસ તથા જોગાણ

પણ પૂરૂં પાડયું. આ પ્રમાણે પલવારમા આખું લશ્કર ખાઇ પીને તાજું થઈ ગયું, ને વખત થતાં ઘોડે સામાન નાંખી તૈયાર થઈ ઉભું. દેવીઓ તુર્તજ અલોપ થઇ ગઇ.

નોંઘણની સરદારી પામેલ લશ્કર પૂરવેગે આગળ ધસ્યું. તેના ભાલાની અણી પર ચિં ચિં કરતી કાળી ચકલીનું રૂપ લઇ પોતાના ભક્તને ઉત્સાહ તથા શૌર્ય ચડાવતી દેવી ખોડિયાર બેઠી. આમ દેવી ખોડિયારે કચ્છના વેરાન દેશમાં રા'ની જે મેમાનગતી કરી તે—

ખટ સુંદર ચકલી ખડી, સાવળ વાઇ સમી,
મરખટ બારંગ મે, તેં વાકળિયો વરૂડી;

હે વરૂડી મા, તેં ચૂલા પર હાંડલી ચડાવીને રા' નોંઘણના નવ લાખ યોદ્ધાને હેતેથી જમવાની હાક મારી. તારો વિજય હો જો.

વળી તેં—

ઘોડા ધરો વરૂડી નોંઘણ ગરનારાં,
સીરામણ સેહું કીધું, જે' જો જનમારાં;

વળી હે માતા, આ નવ લાખ ઘોડાને ખડ પાણી પૂરૂં પાડવા તેં નદી બનાવી ને દરેકને બહોળે હાથે શીરામણ દીધાં. તારા જન્મનો જય હોજો મારી મા.—

વળી—

સવારે ઘૃત સેવ લાવ બપોરે લાપશી
ફુંમે ને વાતે દેવ, તેં વિવાળો વરૂડી.

હે દેવી, સવારમાં ઘી શેવ ઓસાવીને તેં પીરશી, બપોરે સુંદર લાપશીનું જમણ દીધું, ને રાત્રે દુધ ભાતનું વાળુ કરાવ્યું. આમ આ નોંધણના લશ્કરની તેં મેમાનગતી કરી. માતાજી, તારા દેવીત્વને ધન્ય છે.

આ પ્રમાણે જ્યારે લશ્કર સ્વાર થઇને દેવીનો જય જય બોલાવતું આગળ ધસ્યું ત્યારે રા'નો દસોંદી દેવીના ગુણ ગાવા લાગ્યો. લશ્કર સિંધ તરફ ધસ્યું. આજ તો હવે અવધનો છેલ્લો દિવસ હતો ને સૂર્યદેવ લાલ આંખ કરી અસ્ત થવાની તૈયારી કરતા હતા.

જાસલ પોતાના આવાસના એકડંડિયા માળિયા પર આજે સવારની ચડીને પૂર્વ દિશા તરફ લાંબી નજર નાંખી બપૈયો જેમ મેઘની વાટ જુએ તેમ ભાઇની રાહ જોઈ રહી હતી. સાંસતિયાને ગયાં પાંચ પાંચ માસ પૂરા થઇ ગયા. પણ હજુ જાસલને તેનો કશોય પત્તો મળ્યો નથી. આથી અતિ ઉત્સુક તથા અધીરી બની તે હવે હમેશાં ઉંચે અટારીએ ચડી જોવા લાગી છે કે કાંઇ વાવડ? અરેરે, આમને આમ કરતાં બિચારી સતીને આજ અવધિનો દિવસ પણ આવી લાગ્યો છે. સાંસતિયા તથા ભાઇનું કંઇ નામનિશાન તેની અધીરી આંખે નથી પડતું તેથી તે મુંઝાવા લાગી છે. આજે તો જાસલ એમ દૃઢ કરીને આંહીં ઉંચે માળીએ આવી છે કે જો સૂર્ય અસ્ત થતાં સુધીમાં કંઇ પણ કુમક ન આવી પહોંચે તો ત્યાંથી નીચે ત્રટકાઈ પ્રાણ ત્યાગ કરવો જ; કારણ કે દિવસ વિત્યા પછીની રાત્રિ તો

તેના સતીત્વનો વિનાશ કરનાર હતી; અને શુદ્ધ સાધ્વી હિંદુ સ્ત્રીને પોતાના શિયળના રક્ષણાર્થે પોતાના વ્હાલા જાનની પણ જરાય પરવા રહેતી નથી. સુમરો પણ જેમ જેમ સૂર્ય પશ્ચિમ દિશાએ ઢળતો ગયો તેમ તેમ અનેક પાપી લંપટ વિચારના પૂરમાં તણાવા લાગ્યો. સાંજ પડવા આવી ને સુમરાનું હૃદય વિષયવાસનાના ઝેરી ધબકારાથી વધારે જોસમાં ધબકવા લાગ્યું; પણ પ્રભુની કળા અકળ છે. સુમરો જેવો જાસલને આવાસે આવવા ઘોડા પર સ્વાર થાય છે, ને જાસલ જેવી સૂર્ય થોડો બહાર રહ્યો ને માળીએથી પડવા તૈયાર થાય છે; ત્યાં તે દૂરથી ધુળના ગોટા દેખી અચકાઇ. વધારે ઝીણી નજરે જોયું ત્યાં મેઘનાં વાદળ વળતાં હોય તેમ લાગ્યું, ને તેમાં ઝબક ઝબક ઝબકાર પણ ઝીણા ઝીણા જોવામાં આવ્યા. તેણે જરા થોભી બહુ જ બારીકીથી લાંબી નજર નાખી તો તેને મેઘ ન હોય એમ જ લાગ્યું; કાંકે તે ઝબકાર નજીક હતો તેથી જો તે મેઘ હોય તો તેની ગર્જના પણ પછી સંભળાયજ. "અરે જીવ, સબુર, આ સાહસ ન કરવું. સુમરો નીચે આવે કે તરત હું કયાં પડીને પ્રાણ ત્યાગ કરી શકું એમ નથી? વખતે મારા ભાઈનું લશ્કર તે હોય! આ ઝબકારા મારા સોરઠિયા વીરોનાં ભાલાં આકાશ ભરતાં હોય તેના હોય! આ મેઘ તો મારા વ્હાલા સોરઠી ઘોડાંના વેગવાન પગથી ઉડતી ધુળના ગોટા કેમ ન હોય? જાસલ સબુર, ધીરજ રાખ ને જો શું થાય છે તે." આ પ્રમાણે પોતાના

હૈયાને ધીરજ દેતી, મનને મનાવતી જાસલ પૂર્વ દિશાએ અનિમિષ આંખથી જોતી ઉભી છે ત્યાં તો તેની નજરે ચોખ્ખેચોખ્ખું જણાયું કે એ શું હતું. તે તો આવેશભર્યા હૈયાથી ઉછળતા આનંદમાં તણાતી બોલી ઉઠી:–" આવ્યો, આ આવ્યો મારો બાપલો, મારો નોધારીનો આધાર આવ્યો, મારો વીર બેનની વારે આવ્યો. આ ધમધમાટ, આ ભાલાંનો ઝગઝગાટ આ તલવારના સબકારા, આ ઘોડાંની હાવળ્ય, આ ઘોડાંના ડાબલાના પડછંદા,–આ સર્વ કહી આપે છે કે મારો સોરઠિયો વીર દુઃખણી બેનની વારે આવ્યો, આવ્યો." આ પ્રમાણે બોલતી જાસલની આંખમાંથી હર્ષનાં આંસુનો પ્રવાહ છૂટયો. તે તો કંઇની કંઇ થઇ ગઇ ને જોતી જોતી બોલી:—

આ નોંધણ ઘોડાં ફેરવે, ભાલે વરૂડી આઇ,
માર બાણું લાખ સંધનો, વિસરે વાસદ ભાઈ.

આ નોંધણ પોતાનાં ઘોડાં રણક્ષેત્ર પર ફેરવી રહ્યો છે. તેના ભાલાની અણી પર વરૂડી માતા ચકલી થઇ બેઠી છેઃ હે ભાઈ, તું તારા ભાલાથી બાણું લાખ સંધીઓને વીંધી નાંખજે ને મારે હૈયેથી આજ મારા વ્હાલા ભાઈ વાસદને તું વિસરાવજે.

આ પ્રમાણે નોંધણનું અતુલ બલ જોઇ હોંશમાં આવી જાસલ ત્યાં ઉંચેથી તેને જાણે પડકારીને કહેતી હોય તેમ બોલવા લાગી.

હવે સુમરો જાસલને આવાસે જવા સૂર્યાસ્ત થતાં જ્યાં બની ઠનીને ઘોડા પર બેઠો ત્યાં તો તેને ખબર આવ્યા કે કોઇ મોટું લશ્કર સિંધ પર ચડી આવ્યું છે; શહેરની સીમમાં દાખલ થઈ ગયું છે. જાસલને ઓરડે જવાનું સુમરો આ ખબર સાંભળી ભૂલી ગયો ને આવતા કટકને રોકવાની ધમાલમાં પડયો. બન્યું તેટલું સિંધનું લશ્કર પળવારમાં જમા કરી તેનો સરદાર બની પોતાના અશ્વને તેણે પૂર્વ દિશાએ દોડાવ્યો. સુમરો મહાબલવાન હતો. તે યુદ્ધકળામાં કુશળ હતો. એકદમ હિંમત હારી બેસે તેવો નહોતો; પણ લંપટ હતો તેથી તેનું સર્વ વીરત્વ, તેની સઘળી કુશળતા, તેની સઘળી હૈયાની હામ તદ્દન વૃથા હતાં; મહાપાપને પરિણામે તે કશી કીમતનાં, કશા કામનાં નહતાં. સુમરો સામો ગયો. દારૂણ યુદ્ધ મંડાયું. જેમ દાતરડાથી ઘાસને વાઢે તેમ સિંધના લશ્કરને કાપતું સોરઠનું લશ્કર ઘમસાણ મચાવવા લાગ્યું. નોંઘણ તો સુમરો સુમરો ઝંખી રહ્યો હતો ત્યાં તેની નજર સુમરા પર પડી. સાંસતિયે પણ તેના સામી કરડી નજર કરી જણાવ્યું કે આજ તે પાપી સુમરો. સુમરાને જોતાં વેંત નોંઘણના વિશાળ નયન-માંથી આગના ભડકા ઉઠવા લાગ્યા. તેણે તો તુર્તજ ઝપટાને પગની ઠેશ મારીને પોતાનો ભાલો ઉંચો કરી સુમરા ઉપર ફેંક્યો. ભાલો સુમરાના ઘોડાનું કાઠું ચીરી આરપાર નીકળી ગયો, પણ તેના પેટમાં ન ભોંકાતાં એક

બાજુએ ગયો. નોંઘણ ઘણો જ નિરાશ થયો કે એક જ ઘાએ સુમરાને ન પૂરો કરી શકાયો, ત્યાં તો પોતાની મોટી સાંગનો ઘા સુમરે નોંઘણ ઉપર કર્યો. ચતુર ઝપટે એક બાજુ ખસી જઇને પોતાના ધણીને બચાવ્યો. પછી આવેશમાં આવી ઝપટે એક ફલાંગ મારી ઝાડ થઈ પોતાના બે આગલા દાબડા સુમરાના ઘોડાની પર રોપ્યા. ત્યાં નોંઘણે પોતાની તલવાર મ્યાન બહાર કાઢીને સુમરા પર એવી તો વાઇ કે ચાક ઉપરથી જેમ પીંડો ઉતારી લે તેમ સુમરાનું માથું ધડથી છુટું પાડી દીધું. સિંધના દળમાં હાહાકાર થઇ ગયો ને ભંગાણ પડયું. સુમરાનું ધડ ઘડી બે ઘડી ખેંચતાણ કરી ભોંયપર ઘોડાની ઠેસે ચડયું ને માથું તડફડી તે ક્ષેત્ર પર દડા રૂપે રડવડવા લાગ્યું. "બેન, બેન," કરતો નોંઘણ આગળ ચાલ્યો ને નગરમાં દાખલ થયો. સાંસતિયો તેને એક ઉંચા આવાસ નજીક લઈ ગયો. ઘોડા ઉપરથી ઉતરી સ્નેહનાં–ઉમળકાનાં પગલાં ભરી નોંઘણ પગથિયાં ચડવા મંડયો. છેક છેલ્લી ભોંએ આવ્યો ત્યાં તેણે પોતાની હર્ષાશ્રુથી ભીંજાતી બેનને સામી આવતી જોઇ. ઘેલી ઘેલી બેન ભાઇને ગળે બાઝી પડી. રડી પડી. અનેક યોદ્ધાનાં માથાં રણક્ષેત્ર પર રોડવનાર વીર નોંઘણ પણ સ્નેહક્ષેત્ર પર રડી પડયો. શું બોલવું તે તે સમજી શકયો નહીં. આમ ઘડી ચાલ્યું. પછી બેનને ભાન આવ્યું. તેણે ભાઇને ભરેલ બાથ છોડી દીધી ને તેનાં મીઠડાં

લીધાં. "તને છોડાવી સાથે લઈ અયાવેજવાળીનાં દર્શન કર્યા પછી જ, બેન, મારે દુધ ખાવું છે, માટે ચાલો આપણે સોરઠ જવા તૈયાર થાઓ." બેન પણ દેવીનાં દર્શનનું સાંભળી ઘણી જ હરખાઇ. પછી નોંઘણ ત્યાં થોડું રોકાઈ સિંધના રાજની વ્યવસ્થા કરી રૈયતને પણ નિર્ભય કરી, જાસલ બેનને સાથે લઇ સોરઠ તરફ હંકારી ગયો; પણ સિંધ જીત્યાની નિશાની તરીકે ત્યાંથી લશ્કરના દરેક માણસને અકેક સોનાની ઇંટ સાથે લઇ લેવાનો તેણે હુકમ કર્યો; કારણ કે પોતાને આમ જીતાડનાર, પોતાનું લીધેલ પણ ફળીભૂત કરાવનાર ખોડિયાર માતાનું મંદિર તેણે સોનાની ઇંટથી ચણવાનો સંકલ્પ કર્યો હતો. રા'ના હુકમ પ્રમાણે દરેક યોદ્ધાએ સિંધના ખજાનામાંથી અકેક સોનાની ઇંટ ઉપાડી. પણ રા'ના સાળા અયપે તેમ કર્યું નહીં. પરમાર અયપ ગુમાની ને અહંકારી હતો. તેણે ઘરાસાર તેમ ન કર્યું ને વળી કહ્યું:—"ઈ દેવી બેવી શું જીતાડતાં હતાં. આપણી તલવાર ચાલી ને જીત્યા." મૂર્ખ અયપ દેવીનું પરાક્રમ ઘડીકમાં જ ભૂલી ગયો. મિથ્યાભિમાની એવા જ હોય છે. પણ બીજા દરેક સૈનિકે સોનાની ઇંટ ઉપાડી લીધી ને હવે તેઓ સોરઠની ભૂમીમાં દાખલ થયા. અયપ તો પોતે એમ નથી કર્યું એમ ફુલાતો મુછે તાં' દેવ લાગ્યો. રા'તો પરભાર્યો લશ્કર સાથે અયાવેજ આવ્યો ; પોતાના સંકલ્પ પ્રમાણે દરેક જણ પાસેથી સોના-

ઇંટ લઇ દેરૂં ચણાવવા લાગ્યો. દેરૂં ચણાઇ પૂર્ણ થયું. પણ તેમાં એક ઇંટની ખામી આવી. રા' વિચારમાં પડી ગયો. " આ તે આમ કેમ બને ? કોઇએ ઇંટ નહીં લીધી હોય શું ? ત્યાં તો ખબર કાઢતાં તેને કાને આવ્યું કે અયપ પરમારે ઇંટ લીધી નથી. તે તો દેવી જેવા-ને માનતો નથી. રા' નોંઘણ આ સાંભળી લાલચોળ થઇ ગયો. અયપને પોતા નજીક બોલાવી પૂછ્યું તો તેણે તો છડો જવાબ આપ્યો ને માતા બાતાને હસી કાઢવા જેવું કર્યું. નોંઘણે તુર્તજ અયપનું માથું તે નવા બંધાતા દેરાને ઉંબરે છેદયું, ને ધડથી જુદું પડેલ માથું લઈને દેરાના ખાલી અધુરા રહેલ ભાગમાં ચોડયું, આખા સૈન્યમાં હાહાકાર થઇ ગયો. રા' માતાનું દેવળ પૂરૂં કરી જુનાગઢ તરફ સૈન્ય સહિત ચાલ્યો. આંહીં દેવળમાં છોને અયપે પોતાનું ઉપહાસ્ય કર્યું હતું પણ દેવીને તેના પર દયા વછૂટી. મોટાં સદા મોટાં મનનાં હોય છે. તેણે અયપને સજીવન કર્યો. અયપ ઉંઘમાંથી ઉઠયો હોય તેમ ઉઠી અશ્વે ચડી જુનાગઢ તરફ પૂર પાટીએ ઉપડયો. પાપી ને વેરભાવી લોક ઘણું ખરૂં પોતાનાં કુકર્મનો પસ્તાવો કરતાં નથી. પણ ઉલટાં બમણાં પાપી બને છે. અયપે ઘોડો મારી મૂકયો ને જ્યાં રા' હજુ જુનાગઢના દરવાજામાં દાખલ થાય છે ત્યાં તો તેને પડખે ચડી તેના પર વેર લેવા તલવારનો સખત ઘા કર્યો. આકાશમાં સુસવાટ કરતી તલવાર ફરી કે ચતુર

દેવમુનિ ઘોડો ઝપટો ચમકી ચેતી ગયો કે પોતાના ધણી પર તે આવે છે. ઘોડો એકદમ એક બાજુ ખસી ગયો, ને તેણે અયપનો ઘા ચૂકાવ્યો. આમ પોતાની પાપી મુરાદમાં પોતે નિષ્ફળ ગયો છે એ જાણી અને હવે મોત આવ્યું માની અયપ ઘણો જ કંપવા લાગ્યો. પણ નોંઘણ કંઈ પાપી નહોતો. પોતાના જાન લેનારનો જાન લેવો એવું વેર તેના હૃદયમાં વાસ કરી રહ્યું નહોતું. તેણે તો અયપે દેવીનો અનાદર કર્યો તેથી જ તેનો શિરચ્છેદ કર્યો હતો. ઝપટો ખસી ગયો, રા' બચી ગયો; પછી તે મોં પડી ગયેલ અયપને પડખે જઇ તેની પીઠ થાબડતો બોલ્યોઃ " ફિકર નહીં, મુંઝાવું નહીં પરમાર, જેવી માતાજીની મરજી." આમ કહી અયપને હૈયા ધારણ દેતો નોંઘણ આગળ ચાલ્યો ને નગરમાં દાખલ થયો. લોકોએ તેને સોના રૂપાનાં તથા સાચાં રંગ બેરંગી પુષ્પથી વધાવી લીધો. રાજગઢમાં આવી રા'એ કચેરી કરી. સર્વ વચ્ચે પોતાની બેન જાસલને હાથે ચાંદલો કરાવ્યો ને તેજ પળે તેને કાપડામાં બેતાળીશ ગામ આપ્યાં. આ પ્રમાણે પોતાનું કપરૂં પણ પાળી અનેક રીતે રૈયતને રાજી કરતો. રા' મહીપાળ—અગર દીયાસનો પુત્ર રાજ્ય કરવા લાગ્યોઃ એક વખત બેન ભાઇ આપવી કહેતાં હતાં ત્યાં જાસલે વિધાતાના આંકડા માંડેલ હોય તેમજ બને છે એમ બોલી કહ્યું:—

નોંઘણ નામધેલ ઇ છઠીનાથ ચૂકે નહીં,
જાએ જગ છેડ આગળ આવી આડાં ફરે.

હે નોંઘણુ ભાઈ, વિધાતાએ કપાળમાં છઠ્ઠીને દિવસે જે લેખ લખ્યા હોય છે તે કદી પણુ બદલાતા નથી. ભલે ને કોઈ જગતને છેડે જઇને બેસવા દોડે તો ત્યાં આગળ આવી તે આડા ફરે છે.

હે ભાઈ, આમ નસીબમાં હોય તેમજ બને છે. માટે જગત કર્તાની મરજીને વશ થઈ જીવવું એજ મનુષ્યનો ધર્મ છે. આ પ્રમાણે બેન ભાઇ અન્યોન્ય આનંદની ને પ્રભુના મહિમાની વાતો કરતાં સુખરૂપ વિદેહ થયાં. તેમનાં શુભ ચારિત્ર માત્ર હજુ જગતના હૈયા પર તાજાં રહ્યાં છે.



## "નાગડો ગેડ"

**આ** વીર મર્દ પાલીતાણા પાસે સાલોલી ગામે થઇ ગયો છે. તે જાતે ચારણુ હતો. પડખેના ગામધણી જુદ્ધશીએ તેના પિતાના મરણુ પછી તેની બાલવયમાં તેનો ગિરાસ દબાવ્યો. નાનો નાગ તે સમજી શકયો નહીં. પણુ મોટો થતાં તે અન્યાય તેનાથી જોયો જાય નહીં. જુદ્ધશીની પાસે કેણુ મોકલી ઘરમેળે સમાધાન કરાવવા નાગે પ્રયત્ન કરી જોયો; પણુ અહંકારી જુદ્ધશીએ તે ગણુકાર્યું નહીં. નાગે ઘણુાય પાસે પંચાત કરાવી જોઇ પણુ મદાન્ધ જુદ્ધશી માન્યો જ નહીં. હવે ગેડને પોતાની સમશેરથી જ ગયેલ

મેળવવાનું રહ્યું. તેણે બુદ્ધશી સામે સમશેર ખેંચી. તે બુદ્ધશીનો ગિરાસ ઉજ્જડ કરવા લાગ્યો, તેનાં બાન પકડવા લાગ્યો. તે હવે:—

બાંગુ નાંખે બુદ્ધશીનાં, છાકરાં ને છૈયાં,
આ કોપ્યો છે કરમણવણો, કાંઇ ન રે'વાદે નાગડો.

આ બુદ્ધશીનાં બાળબચ્ચાં પણ નાગની ફે ફાટવાથી નામ સાંભળતાં રડીને નાસવા લાગ્યાં; કારણ કે કરમણનો નાગડો હવે કોપ્યો છે તે કોઇને જંપ વાળીને રહેવા દેતો નથી.

વળી કોઇ કહે છેઃ—

નર મ છેડો નાગડો ઈ ખીજ્યો બાળે ખેર,
કરોધ્યો કરમણ તણો, કંઇ મણુઅર નાંખે મેર;
મેર તો નાંખે ઈ તો મારી નાંખે,
કુંકે બાધા પાડત નાંખે.
આ અરીયારી નારી એમ ભખે
નાગ કરોધ્યો બાળીજ નાંખે.

આ દુશ્મનની સ્ત્રીઓ એમ બોલી ઉઠે છે કે કોઈ નાગને ખીજવો નહીં. હે પતિ નાગને છંછેડો નહીં; કારણ કે એ કોપ્યો તો ખેર જેવાં કઠણ લાકડાને પણ બાળી નાંખે એવો એનો ક્રોધાગ્નિ છે. એ કરમણનો પુત્ર જો કોપ્યો તો પછી કાળા નાગ જેવો ડંસીલો છે. તેને પછી રહેમ રહેશે નહીં. અરે રહેમ રહેશે નહીં એટલું જ નહીં પણ એ તો પ્રાણ જ લેશે. એની ફુંક એવી જબ્બર છે કે ગમે તેવા

જખરાને પાડી નાંખે છે. અરે એ નાગ કોપ્યો તો પછી પ્રાણ જ લે છે. માટે એની છેડ કરવી નહીં.

આમ દુશ્મનની સ્ત્રીઓ પણ પોતાના ધણીને નાગડાને ન છંછેડવા વિનવવા લાગી: પણ કોઇ માનતું નથી ને નાગનું ધીંગાણું મંડાય છે.

આમ ઘોર બારવટું નાગડા ગેડે બુદ્ધશી સામે એકલે હાથે શરૂ કર્યું ને તેમાં તે મરાયો. તે તો મરી છૂટયો પણ તેનું નામ અમર રહી ગયું. કંક કવિજનોએ તેની મર્દાઇનાં ગાન ગાયાં:

બારે વાટે બુદ્ધશીતણાં તું બાંધી લેતો બાન,
ધીંગાણા વણ ધાન, નાગર તને ભાવે નૈં.

હે વીર નાગ, તું વગડામાં બુદ્ધશીનાં માણસોને પકડી લૂંટી બાંધી મૂકતો; હે ગેડ તને દી ઉગે ત્યાં ધીંગાણું કર્યા વિના અન્ન પણ ભાવતું નહોતું.

વાલા વેરહરા તણી, સામે બૂમ સંભળાય,
ત્યાં પગ પાધડમાંય, નાંખે ગેડ નાગડો.

હે વ્હાલા નાગ, તારા દૂશ્મનની હાક તારે કાને પડે કે તુર્તજ તું પાધડે પગ નાંખી ઘોડે રાંગ વાળતો: તું રણક્ષેત્ર પર એકદમ ધસી જતો.

પણ જો ને આ:

તુંવાળી તેગ આજ નાખે ધાહ નાગડા,
સજણ એ સંસાર, ગેડ બાંધતલ ગયો.

હે વીર નાગડા, આજ તારી તલવાર આ ખીંટીએ ટંગાયલી પડી પડી પોકાર કરી રહી છે. તું ઉઠી જો તો

ખરો કે આ સજીને ચળકતી કરેલ તલવાર આખા સંસારમાં તુંજ બાંધી જાણતો તે તો ગયો. હવે આ બિચારીનું શું થાય?

હે વ્હાલા નાગ, આ બિચારી તારી વ્હાલી તલવારના હાલ હવાલ તો જો:—

ટગ ટગ રૂવે તેગ આ પટાળી ફુટે પટે,
ભરખ દેતલ ભાણુ, ગઢવી નાગડો ગયો.

આ સુંદર ચટા પટાવાળા મ્યાનવાળી તલવાર ટગ ટગ કરી રોઇ રહી છે. તે સુચવે છે કે એ સૂરજ દેવ જેવો ઉજળો વીર જે મને નિત નિત મર્દના ખોરાક પૂરા પાડતો, મને ધરાવતો, તે તો આજ ચાલ્યો ગયો ને હું આમ ભૂખી તરસી આંહીં લટકયા કરૂં છું.

વળી જોને વીર નાગ આ—

શેત્રુંજેથી સંધાંય, ગરવે ગયાં ગરજાંણુ,
ઇ માંસનો ધરવત મેહરાણુ, ગઢવી નાગડો ગયો.

આ શેત્રુંજા ડુંગરનો આશરો લઇ પડેલાં બધાં માંસાહારી પક્ષીઓ ગિરનાર ઉડી ગયાં; કારણ કે બહોળે હાથે માંસ ખવરાવી તેમને ધરવનાર દરિયાવ દિલનો નાગડો તો હવે સ્વર્ગે સિધાવ્યો. હવે અમને કોણ જીવાડે? માટે ચાલો ગિરનાર એમ ગણી તે પક્ષીઓ ઉડી ગયાં છે.

આ પ્રમાણે મૃત્યુ તો સર્વને છે, વ્હેલાં મોડાં સૌ કોઇ તેના ભોગ થાય છે. પણ મર્દની મહોઇ, ને વીરનાં વીર કામ તેના ગયા પછી અમર થઇ રહે છે:—



# હોથલ પદમણી

**પ્રેમ** એ મનુષ્ય, દેવ, દાનવ, ઇતર પ્રાણી આદિ ચેતનસૃષ્ટિને એક કરી રહી રાગ, દ્વેષ, ઈર્ષા, અસૂયા, આદિ દુર્ભાવને સદંતર ભસ્મ કરી, સર્વ સ્થળે જળ હળ જ્યોત પ્રકટાવી આનંદ સ્વરૂપ પ્રભુનું ઓળખ કરાવનાર પરમ પદાર્થ છે. જેને પ્રેમની ઝપટ લાગી હોય તે પછી મારૂં તારૂં જોતું નથી. હું-તું-પણું તો પ્રેમપ્રદેશમાં છેજ નહીં. મનુષ્યનું મનુષ્યત્વ, દેવનું દેવત્વ, બંને એકજ બની જાય છે ને સ્વર્ગલોક અને મૃત્યુલોક સમાનજ થઈ રહે છે.

ઓઢા જામ ને હોથલ પદમણીનાં હૃદયનું જોડાણ એ સ્વર્ગલોક તેમજ મૃત્યુલોકનું અલૌકિક જોડાણ જ હતું. ઓઢો કચ્છમાં આવેલ કયારાકોટના રાજા હોથીજીનો નાનો ભાઇ હતો, ને હોથલ એ ગુજરાતના એક ઠાકોર નામે સાંગલ ગામરાની પુત્રી હતી. તે સ્ત્રીઓમાં પદમણી હતી, અને સ્વર્ગમાંથી કંઇ રહી ગયેલ હૃદય-ઇચ્છા તૃપ્ત કરવાને મૃત્યુ-લોકમાં અવતરેલી અપ્સરા હતી. ઘણી વાર અપ્સરાઓ રૂષિનું રૂષિત્વ, મુનિનું મુનિત્વ કે પણુધારીનું પણ મૂકાવવા અત્રે અવતરતી ને પોતાનો ધર્મ બજાવી સ્વર્ગલોકમાં સિધાવી જતી. અગર કોઇ પણ કસૂર થતાં સ્વર્ગમાં શાપ પામી આંહીં મૃત્યુલોકમાં પડતી ને શાપનું નિવારણ થતાં અગર અવધિ પૂર્ણ થતાં પાછી સ્વસ્થાને ચાલી જતી.

પણ આ તો હૃદયના ભાવો ભજવી તેના મીઠા લ્હા'વા લેવા ભારતવર્ષમાં સાદો ગૃહસંસાર માંડવા ને તે સંસારને ઉજ્વલ કરી ઉત્તમ સુખનું સ્વરૂપ ખડું કરી તે માણવા માટે જ આ અપ્સરાએ સાંગલ ગામરાને ઘેર અવતાર લીધો હતો એમ ફલિત થાય છે. સાંગલ ગામરા પર પાડોશી યવનરાજ બામણિયો વારંવાર આક્રમણ કરતો હતો; પણ અન્ય રાજ-પૂત રાજાઓના ટેકાથી ને પોતાના બાહુબળથી તે યવન રાજના હલ્લા પાછા વાળતો હતો. ગામરાને ત્રણ પુત્ર ને એક પુત્રી હતાં. પુત્રમાં ઝાઝું પાણી નહોતું; પણ દીકરી હોથલ તો જેવી સૌંદર્યનો સમૂહ હતી તેવી જ વીરત્વનો ઉછળતો સમુદ્ર હતી; તે ખરેખર પદમણી હતી.

એક વખત એવું થયું કે ગામરો મરણ પથારીએ પડયો છે. શક્તિહીન વીર સૂતો છે ને બામણિયાનાં આક્રમણો શરૂ થયાં છે. તેને વ્યાધિ સખત પીડી રહ્યો છે પણ જીવ જાતો નથી. તે અત્યંત મુંઝાય છે. આંખમાં આંસુનાં ટીપાં આવી રહ્યાં છે. પાસે ઉભેલા પુત્રોમાં કે ભાયાતોમાં કોઇમાં એટલું પાણી નથી કે આવતા દુશ્મનને પાછા વાળે અગર રાજ્ય દુશ્મનને હાથ જાય તો બારવટું ખેડીને પણ દુશ્મનને ત્રાહિ ત્રાહિ પોકરાવી તેને સ્વભૂમિમાંથી કાઢી મૂકવા પછી જ પોતે જંપે એવું પણ લે અને અત્યારે મૃત્યુશય્યાએ પડેલ ગામરાના જીવને શાન્તિ આપવાનું બીડું ઝડપે. સૌ એક બીજાની સામું મોઢાં વિમાસીને ઉભા

છે. કોઈને પાનો ચડતો નથી. કોઈ વેરી સામે ટક્કર ઝીલવા હિંમત કરતું નથી. પણ જૂઓ! ખરે વખતે સ્ત્રીજાત પોતાની હિંમતથી, દૃઢતાથી, શૌર્યથી સર્વને હેરત કરી નાંખે છે. પ્રભુએ તેને સૌંદર્ય અર્પ્યું ને પોતાની વાડીને સુશોભિત કરી, કોમળતા બક્ષી ને પુરૂષને તેનું રક્ષણ કરવાનો ધર્મ યોજ્યો. પણ જ્યારે મર્દની મર્દાઇ, નકામી ઠરે છે, ત્યારે કોમલાંગીનું દૈવી સૌંદર્ય એવા તો હેરતભર્યા ભાવથી વિકસે છે કે ખરી મર્દાઇ, ખરી શક્તિનું આબેહુબ સ્વરૂપ તે ખડું કરે છે.

ગામરાની શય્યા પાસે સર્વ વચ્ચે હોથલ ઉભી થઇ હાથમાં જળ લઇ બોલી: "બાપુ, નિશ્ચિન્તપણે પ્રભુની ઇચ્છાને શરણ થાઓ. હું મારામાં જીવ છે ત્યાં સુધી યવન સામે લડીશ, છેવટ સુધી લડીશ, ને અંતે સર્વ જશે તો બારવટું ખેડી તેને ત્રાહિ ત્રાહિ પોકરાવીશ. આપ સુખેથી મરો." આ સાંભળતાં વેંત છેવટનો શાંતિનો દમ લઇ ગામરો મૂછે તાં' દેતો મરણ પામ્યો. બામણિયો એક પછી એક ગામ સર કરતો ગયો. ગામરાની સર્વ ભૂમિ એણે હાથ કરી. હોથલ ઠેઠ સુધી તેની સામે થઇને લડી પણ પિતાના મૃત્યુથી તેને ઘણું લાગી આવેલ તેથી યુદ્ધમાં પાછી પડી. યવનને હાથ આખો દેશ ગયો. સર્વ તેને શરણ થયાં. પણ હોથલે જઇ તેને માથું નમાવ્યું નહીં. સામસામા યુદ્ધમાં અસંખ્ય દળ સામે પોતે ન ટકી શકી તો ખશી મારગ દીધો પણ નમતું દીધું નહીં. તેણે તો તુરત પુરૂષનો વેશ ધારણ કર્યો.

હાથે ઉંચો ભાલો, કેડે કાતિલ કટારી, પડખે પાણીદાર તલવાર તથા ખભે ગેંડાની મોટી ઢાલ તેણે ધારણ કર્યાં. વળી એક બાજુએ તીરની ભારીભર્યો ભાથો ને ખંભે કામઠું વળગાડયાં. અશ્વે સ્વારી કરીને બારવટું ખેડવું શરૂ કર્યું. એકલ મલ નામ ધારણ કરી દુશ્મનને રંઝાડવાનું ને કોઇ ઠેકાણે ઝંપીને ન બેસવા દેવાનું વિકટ કામ આદર્યું. વનેવન, ટેકરીએ ટેકરી, ખીણે ખીણ, નદી, નાળાં સર્વ સ્થળો એકલ મલની હાકથી ધ્રુજી ઉઠવા લાગ્યાં. આ પ્રમાણે એકલ મલ્લે ઘોર બારવટું શરૂ કર્યું; પણ આ બારવટિયો કોઈ લાચાર કે અશક્તને રંઝાડતો નથી. દુશ્મનનાં માણસો હથિયાર બંધ મળે તેને લૂટે ને ગરીબને નવાજે. આ પ્રમાણે ઘણા સમય સુધી ચાલ્યું. એકલ મલ્લે પોતાનું રહેઠાણ બરડાના ડુંગરમાં રાખ્યું. બામણિયો ઘણીય તદબીર રચે પણ મલ્લ હાથ આવે નહીં. તેનાં દસ બાર માણસ મળે તેને તો મલ્લ પૂરો પડે; માત્ર મોટી સંખ્યા તેની સામે હલ્લો લાવે ત્યારે તે અદૃશ્ય થઇ જાય; પણ જ્યાં દુશ્મન હાશ કરી બેસે ત્યાં ઓચિંતો તેના પર છાપો મારે.—

કાંસા સાંસાં ને કેવિયાં, અધર અંબર અળેશ.
ઓચિંતાં તે પર પડે વીજ ગરજ નરેશ.

ઘાસ, સસલાં ને ચોર લુટારા ગમે ત્યાં આકાશમાં કે પાતાળમાં કે અંદર છુપાઇને બેસે પણ તેની પર અણધાર્યા જેમ ઘાસ પર વિજળી, સસલા પર ગીધ ને લુટારા પર

સાચો રાજા તુટી પડે છે ને તેનો વિનાશ કરે છે તેમ એકલ મલ્લે કરવા માંડયું. બામણિયાના સૈનિકોને ચારેકોર તગડી થકવ્યાને ખેરૂખેરૂ કરી દીધા. આમ એકલ મલ્લ તથા યવનરાજનું ભાગનાશનું યુદ્ધ ચાલતું હતું ત્યાં કચ્છમાંથી ક્યારાકોટના રાજા હોથીજીનો નાનો ભાઇ ઓઢો ભાઇને હાથે દેશવટો પામી મલ્લને મળ્યો.

હોથીજી વૃદ્ધ હતો, તેની રાણી યુવાન ને મદોન્મત્ત હતી. ઓઢો સર્વગુણસંપન્ન વીર મર્દ હતો. જે કોઇ તેને એક વખત જોતું તે તો તેનું થઈ જતું. ઓઢો રૂપમાં, મર્દાઇમાં, જેવો અનુપમ હતો તેવોજ આર્યનીતિ પ્રમાણે વર્તવામાં પણ જબ્બર હતો. મોટા ભાઇનો પોતે દાસજ થઇને રહેતો. ભાઇની ઇચ્છા એજ ઓઢાની ઇચ્છા. ઓઢાપર હોથીજીની રૈયત પણ રાજી રાજી હતી. હોથીજી આ જોઈ ઘણોજ સંતુષ્ટ રહેતો હતો.

એક વખત મદોન્મત્ત દશામાં આવેલ કામાતુર રાણીએ ઓઢા દેરને પોતા પાસે તેડાવ્યો. માતા પાસે જવામાં પુત્રને સંકોચ હોતો નથી ને વડીલ બંધુની સ્ત્રી તે માતાજ છે એવું દઢ માનનાર ઓઢો ભાભી પાસે આવ્યો. આ સુકુમાર વીર મર્દને જોતાંવેત વ્યભિચારી હાવભાવ કરતી રાણીએ તેને પોતાની શય્યા પર બેસવા કહ્યું. વીર વડીલ ભાભીની પાપી ઇચ્છા પાઇ ગયો. તે તો તેના સામું હાથ જોડીને

ઉભો રહ્યો. આમ પાસે ન આવતાં હાથ જોડી આઘા ઉભા રહેલ ઓઢાને જોઈ રાણી બોલીઃ—

ઓઢા તેજ અપાર, અંગે કેસરિયાં અડયાં,
નવરે જગદાધાર, તેદી ઓઢો ઘડયો આળસ તજી.

હે વીર ઓઢા, તારૂં તેજ ઘણું છે. તું કેસરભીના વર્ણનો છે. ખરેખર જે દિવસે પ્રભુ નવરો હશે તે દિવસે આળસ છોડી ખુબ ખંત રાખી તને બનાવ્યો છે.

વળી હે દિયરઃ—

જરકશી બાંધી ભેટ, ઓઢે આ ઘડી ઉજળી,
સતીઓ મેલે ટેક, ઓઢા રૂપની આગળે.

અહા ઓઢા દિયર, તેં તો આ ટાણે જરી ભરેલ ઝગમગતી ભેટ બાંધી દીધી છે, આ તારૂં રૂપ એવું તો મોહક છે કે મોટી મોટી સતીઓ પણ પોતાનું હૈયું હાથ રાખી શકે નહીં ને તારી થઈ બેસે.

અરે વ્હાલા દેર, તારામાં ઘણુંય રૂપ છે, પણ તેને યોગ્ય માણસ કયાં ? જોને:

ઓઢા તેજ અપાર, જોડ મનમાની ના મળી,
તું મુજ થા આધાર, આવ હેડે ભીડું હેતથી.

હે ઓઢા, તારામાં અમોઘ રૂપ છે, પણ તને મન ગમતી સ્ત્રી મળી નથી, તું મારા હૃદયનો આધાર થા ને ઓરો આવ કે હું તને વ્હાલ કરી આ મારી છાતી સરસો ચાંપું.

ઓઢો મોટી ભાભીને માતા સમાન ગણતો હતો. એ ભાભી કામાતુર થઇ આમ અયોગ્ય વેણ બોલી તે સાંભળી ઓઢો કંપી ઉઠયો. અનેક રણસંગ્રામમાં ભીષણ સ્વર સાંભળતાં જેનું હૈયું કદાપિ લેશ માત્ર ના કંપે, અનેક તીક્ષ્ણ તલવારના ઝાટકા શરીર પર લેતાં પણ જે કદાપિ પાછી પાની ન ભરે, અગણિત બરછીના કે ભાલાના ઘા છાતીમાં ભોંકાય તો પણ જે કદાપિ મોળું કે કસાણું મોઢું પણ ના કરે, તે વીર મર્દ ઓઢો આવાં રાણીનાં પાપભર્યાં વેણ સાંભળી ધ્રૂજી ગયો ને બોલ્યો:—

ભાભી ભૂંડા વેણ, આ મુખમાં અળખામણાં,
કુળને એ દુઃખ દેણ, ઓઢા હૈયું હારતાં.

રે ભાભી, આવાં પાપ વચનો તમારા મોઢામાંથી નીકળે છે તે મને બહુજ દુઃખ દેનારાં થાય છે. તમને એ શોભે નહીં. આ ઓઢો ચલાયમાન થઇને કદાપિ પોતાની ટેક મૂકે તો મારા આખા કુટુંબને એ કાર્ય દુઃખ કર્તાજ થાય.

ભાભી, આવું બોલવું તમારા મોઢામાં શોભે નહીં. ભાભી, તમે આ બોલો એ શું? આ જુવાની તો ચાર દિવસનું ચટકું છે. તે પાપી સત્તાને તાબે થઇ તમે આમ આપણો કુળધર્મ હારી બેસો એ ઘણુંજ અકૃત્ય કહેવાય. તમે તો મારી મા છો. આમ વીર ઓઢાનાં નીતિભર્યાં તીખાં વચન સાંભળી તે કામાતુર રાણી ચમકી ગઇ ને

શરમીંદી પડી ગઈ. સ્ત્રીઓ ઘણું ખરૂં પોતાનું લીધેલ વેણુ મૂકતી નથી. તેને તેના હઠમાંથી સમજાવી રસ્તે લાવવાની સર્વ મહેનત ફોકટ છે. ઓઢાની આ અનીતિમાન ભાભીએ તો ઉલટાં જોમમાં આવી ધારી લીધું કેઃ-

શો આનો છે ભાર, હામ હામને વશ સઉ,
માને ના ગમાર, વનવાસે વેઠો જશે.

અરે, આની શી મગદુર છે કે મારે તાબે ન થાય? આખું જગત હામ તથા હામને તાબે છે; એમ છતાં જો આ મૂર્ખ સમજશે નહીં તો તેને દેશ નિકાલ થઈ વનવાસ ભોગવવો પડશે.

આ તદબીર રચવા હું શક્તિવાન છું. અમારે સ્ત્રીઓને સર્વ હથિયાર સાધ્ય છે. જે વખતે જે હથિયાર વાપરવું પડે તે વખતે તે હથિયાર અમે વાપરી લઇએ છીએ. પણુ, લેને, હજુ આ મૂર્ખને સમજાવું, જો માને તો,-એમ મનમાં લાવી તે બોલીઃ—હે ઓઢા, તું આમ મારાથી ડરીને બહાર ચાલ્યો જા એ ઠીક નથી, અને વળી ઉભાં ઉભાં વાતો કરે એ પણુ ઠીક નથી. કારણુ—

ઓઢા ઉભો માં બારણે આવો અવાસુ માંય,
હું વ્હાલે ઢાળું વાય, બેસારી પલંગ બેઠક.

વ્હાલા ઓઢા, તું આમ બહાર ઉભો ન રહે. આ મારા ઓરડામાં આવ્ય ને. મારા પલંગ પર બેસાડી તને હું હેતથી વીંઝણે વા ઢોળું.

પાપવૃત્તિની રાણી ઓઢાને ફસાવવા ગમે તેટલી મીઠી મીઠી વાતો કરે પણ ઓઢો કાંઇ તેનો લીધો જાય તેવો નહોતો. તેણે તો બહાર ઉભાં ઉભાં પરખાવી દીધું કે:–

પાપ વેણુની પ્રીત, ઓઢાને અળખામણી,
ને આ માની રીત, દિયર તમારો દીકરો.

હે ભાબી, તમારાં આ પાપભરેલ વચનમાં, જે પ્રીતિ તમે મારા તરફ દેખાડો છો તે મને તદ્દન અળખામણી છે. આ કાંઈ માની રીત નથી. હું તમારો દેર તે તો તમારો દીકરો થાઉં.

આ દૃઢ નીતિવચન સાંભળી કામાતુર રાણી હવે ઠંડી ગાર થઇ ગઇ. આમ ઓઢે તેને તેનો ધર્મ બતાવ્યો તે માટે તેનો ઉપકાર ન માનતાં ઉલટી તેને હવે તો પાયમાલજ કરવો એવી પાપમતિ તેના હૃદયપર રેલવા લાગી. વ્યભિચારી અને સ્નેહી વચ્ચે આજ અંતર છે. સ્નેહી જ્યારે ગમે તેવી દશામાં પણ પોતાના સ્નેહીનું શ્રેયજ કરે છે, ત્યારે કામાતુર વ્યભિચારી લંપટ પોતાની અધમ મુરાદ બર ન આવે તો, તેમને તાબે સામું હૃદય ન થાય તો તેને પાયમાલ કરી જડમૂળથી ઉખેડી નાંખી આ દુનિયા પાર મૂકી દેવા તૈયાર થઇ જાય છે. ઓઢાની ભાબીએ પણ આમજ કર્યું. તે લંપટ હતી. વ્યભિચારી હતી. તેનો ભાવ

તેણે ભજવ્યો. ઓઢાને સાંભળી તે મુંગી થઈ ગઇ. ઓઢો તેને નમન કરી ત્યાંથી ચાલી નીસર્યો. થોડીવાર થઇ ત્યાં રાજા હોથીજી રાણીને મહેલે આવ્યો. રાણીને તેણે શોકમાં ગરકાવ જોઇ. શોકનું કારણ પૂછતાં પાપી ને દગાખોર રાણીએ બિચારા ઓઢાને સંડોવવાનું કાળું કૃત્ય ઉભું કર્યું ને કહ્યું:– " રાજાજી, તમે તો તમારા ભાઇને બહુજ ચડાવી દીધા છે. અને હવે તે લાજ શરમ મૂકી, ગમે તે રીતે રણવાસમાં વર્તે છે. હજુ હમણાં જ ઘડીક પહેલાં તે આંહીં આવ્યા હતા, ન બોલવાનું બોલી ચાલ્યા ગયા. તમો ઘરડા એટલે આમ અમારા પર ખોટી નિંદા કરે. " આવાં અનેક વચનો રાજાને ભંભેરવા આ ઝેરી સાપણ બોલી રહી. વૃદ્ધ રાજા વ્હેમાયો. પોતાના પુત્ર સમાન નાના ભાઇ સંબંધમાં આ ઘડીક સાચું ઘડીક ખોટું માની અંતે તેના પર કોપાયમાન થયો. અગ્નિથી સળગતો તે દરબારમાં આવ્યો ને તેણે ઓઢાને તેડાવીને કાંઇ પૂછ્યા ગાછ્યા વગર રાજ્યની હદ બહાર થવા હુકમ ફરમાવ્યો. ઓઢો આમ વડીલ બંધુથી દેશવટો પામ્યો. ક્રોધાવેશમાં વડીલ ભાઇએ ગમે તેમ તેને કહ્યું પણ તેથી વીર ઓઢો પોતાનો ધર્મ હારી ભાઈ તરફ લગારે કડવું મન કરી રહ્યો નહીં. ભાઈએ તેની પાસેથી ખુલાસો ન માગ્યો ને જો પોતે જરા પણ ખુલાસો કરવા જાય તો તે અત્યારે ભાઇના માન્યામાં નજ આવે, તેથી તેને સાષ્ટાંગ દંડવત કરી ભાઇના ચરણની રજ આંખે

લગાડી ઓઢો ત્યાંથી ઉઠી ઘોડાળમાં ગયો. સર્વ શસ્ત્ર સજી પોતાના ઘોડા પર સ્વાર થઈ સૌને રામ રામ કરી ઓઢો બિચારો ભારે હૈયે ચાલતો થયો.

ઓઢો ગયો. રસ્તામાં એકલો પડ્યો ને તેને થવા માંડયું.

ભાઈ થકી સુખસાજ પામ્યા મન ગમતાં અમે,
પણ રાંડે આવ્યાં રાજ, દેશવટો દેવરાવિયો.

અરેરે, મારા ભાઇની મીઠી નજરમાં રહીને મેં મન ગમતાં સર્વ પ્રકારનાં સુખ માંણ્યાં; પણ હવે જ્યારે આ રાજ્યમાં સ્ત્રીનું ચલણ થયું ત્યારે તે સ્ત્રીએ મને આમ દેશવટો અપાવ્યો.

સ્ત્રીના કાવા દાવા પાસે, હે ભાઇ, તમારો શો ઉપાય? તમો તો માત્ર સાધનજ.

ભાઈ ન તારો દોષ દોષ, બધો તકદીરનો,
જોવા શાના જોષ, લેખ ફરે ન લલાટના.

અરે ભાઈ, એમાં તમારો જરાય વાંક નથી. એ તો મારા તકદીરનો વાંક છે. હવે આમાં તે મારે શું વિમાસવું કે શું જોવું?—કે કોનો દોષ. બધો દોષ મારા લલાટે લખેલ આંકડાનો છે તે આંકડા કદિ પણ ભૂંસાય નહીં.

આમ પોતાના તકદીરને તાબે થતો ઘડીમાં ભ્રહ્નનો વાંક ઘડીમાં કર્મનો વાંક કાઢતો ઓઢો આગળ ચાલ્યો.

વળી મનમાં ને મનમાં શોક કરવા લાગ્યો કે "અરે

મારે માથે ખોટું આળ ! અને આમ શું ખોટાઇથી મારી દુર્દશા થઇ ? અરે મારી જન્મભૂમિથી મારે સદાને માટે વિખૂટાં પડવું પડયું.

જન્મ ભૂમિ પ્રણામ, છેલ્લા મુજ સ્વીકારજે
આ પળ તો બદનામ, ઓઢો થઇ આપો ખસે.

રે મારી જન્મભૂમિ, હવે તું આ મારા છેલ્લા રામ રામ, મારા ખરા અંતઃકરણના નમસ્કાર માન્ય કરજે. હું ઓઢો આ વખતે તો બદનામ થઇ તારાથી દૂર થાઉં છું.

આ પ્રમાણે દુઃખ કરતો ઓઢો સુંદર કચ્છ દેશ તજી વડીલ ભાઇનો સ્નેહ યાદ કરતો હલકી ને દગલબાજ ભાભીની કપટજાળ તરફ તિરસ્કાર છોડતો, આગળ કુચ કરવા લાગ્યો. આમ રખડતો રઝળતો પોતાના મામા વિશળદેવ વાઘેલાની રાજધાની ગુજરાત પાટણમાં તે આવ્યો. પાટણમાં આવી મામાના દરબારમાં ગયો. આમ અનાયાસે ભાણેજ પોતાને આંગણે આવી ચડયો તે જાણી તથા ઓઢાને ભેટી મામો અતિ પ્રસન્ન થયો. તેણે ભાણેજને માટે સર્વ અનુકૂળતા કરી આપી ને તેને પોતા પાસે રાખ્યો. થોડા દિવસ થતાં ઉડતી ઉડતી વાત આવી કે પોતાના મોટા ભાણે જ હોથીજીએ સ્રીવશ થઇ તેના કહેવાથી નાના ભાઈ ઓઢાને દેશપાર કર્યો છે, આથી તો મામો ભાણેજ ને અનન્ય ભાવથી

સત્કારવા લાગ્યો. કોઇ વાતે ઓઢાને ઓછું ન આવે તેની બહુજ કાળજી રાખતો હતો. આ પ્રમાણે પોતાના મામાના રાજ્યમાં રહી ઓઢો પોતાના દિવસ સુખમાં ગુજારવા લાગ્યો. પણ પ્રભુ મહાન પુરૂષોને જંપ વાળી બેસવા દેતો નથી. શ્રી રામ વનવાસ ગયા, પર્ણકુટી વાળી તેમાં રહી ફળ ફુલનો આહાર કરી શાંત જીવન ગાળવા લાગ્યા, ત્યાં પણ તેને કસોટીએ મૂકવા રાક્ષસો આવ્યા ને સીતાનું હરણ કરી રામચંદ્રજીને ઠામ ઠામ ભટકાવ્યા.

હજુ તો ઓઢો મામાના રાજ્યમાં થોડા દિવસ ઠરી ઠામ થયો ત્યાં તો સાંગણ ગામરાની ભૂમિની જેમ વિશળ દેવની ભૂમિપર પણ યવનરાજ બામણિયાનાં આક્રમણ શરૂ થયાં. ભાણેજ ન જાણે તેમ વિશળદેવે તે યવન સામે લશ્કર મોકલ્યું તે હાર્યું ને વિશળદેવનું હૃદય ભયભીત થયું. મામા વિશળદેવને હોશ વગરનો જોઇ ભાણેજ ઓઢે તેના હૃદય પર કંઇ દુઃખનો ભાર છે એ જાણી લીધું. મામાને દુઃખનું કારણ પૂછ્યું. " અરે ભાઈ, જોને મ્લેચ્છ દિવસે દિવસ મારી ભૂમિને દબાવતા આવે છે. મારા લશ્કરને એણે ખેરૂ ખેરૂ કરી નસાડયું. હજુ તો તે ગુજરાતને સીમાડે છે. પણ હવે મારે પાટણ બચાવવા શો ઉપાય કરવો એ સૂઝતું નથી. તેનું બળ તેની ત્રણસો સાંઢણીઓ પર છે. કાંજે બહુજ ત્વરાથી તે ગમે ત્યાં છાપો મારી શકે છે. "
" અરે મામા, એમાં શું છે ? લ્યો હું તેની સામો જાઉં

છુ. તેની ત્રણુસો સાંઢણીને પડાવી તેને ખેર ખેર કરી નાંખી હું થોડા રોજમાં અત્રે આવીશ. એનો તે શો ભાર છે ?" આમ કહી ઓઢો ઉભો થયો. ક્રૂરને પ્રાણઘાતક યવન સામે ભાણેજને મોકલતાં મામાને હૃદયમાં ઘણુંજ દુઃખ થયું. પણુ અણુછુટકે તેને રજા આપી. ઓઢો થોડું લશ્કર લઇને યવન સામે ચઢયો. યુદ્ધપ્રસંગ એ તો રાજપૂત બાલને મન મહાન ઉત્સવ છે વનમાં કેશરી જેમ બીજા કોઈની હાક સહન કરી શકતો નથી તેમજ ખરો મર્દ રાજકેસરી યુદ્ધનો પડકાર સાંભળતાં શાંત થઈ બેસી રહેતો નથી. તે તો પોતાનો ભાલો ને તલવાર લઇ તુર્તજ પાધડે પગ માંડે છે અને યાહોમ ઝુકાવે છે. ઓઢા વીરને પણુ તેમજ થયું. તે તો રાક્ષસો પર તૂટી પડયો ને યવનરાજ બામણિયા પર એવો તો મારો તેણે શરૂ કર્યો કે તેનું લશ્કર ત્રાહિ ત્રાહિ કરવા લાગ્યું. એક બાજુએથી સારો લાગ જોઇ એકલ મલ્લે પણુ વીર હાક વગાડીને બામણિયાને પોતાના પિતા ગામરાની ભૂમિ પરથી તગડી મૂકયો. હવે તો બે વીરઃ એકલ મલ્લ ને ઓઢાની વચ્ચે બામણિયો ફસાઈ ગયો, પણુ સમયસૂચકતા વાપરી એક બાજુ ખસી ગયો ને પછી પાછળ હઠવા લાગ્યો. વચ્ચેથી યવન ખસી જતાં ઓઢા તથા એકલ મલ્લના સૈનિકો ભેટભેટાં થઇ ગયાં. બામણિયો તો ગામરા તથા વિશળ દેવની ભૂમિ સર કરવાનું મૂકી પોતાના બચાવની ચિંતામાં પડયો; પણુ ત્યાં તો વચ્ચે જુદો જ ખેલ ખેલાઈ ગયો.

બામણિયો પાછળ હઠયો ને તેની પછવાડે ઓઢાનું લશ્કર પડયું. તે ઘોળાગઢ પાસે આવ્યું. આ ઘોળાગઢમાં બાદશાહ બામણિયે પોતાની ખરે વખતે કામ આવે એવી ત્રણુસો સાંઢય પૂરી હતી. ઓઢાને લશ્કરે ગામને ઘેરો ઘાલ્યો; પણ દરવાજો કેમે ઉઘડે નહીં. લશ્કરના મજબૂત માણુસોએ ઝાંપા સાથે ઘણી મહેનત કરી પણ તે લગારે ખસ્યો નહીં. પછી ઓઢે પોતાનું બળ અજમાવ્યું. લાકડું કડડ બોલ્યું પણ ખીલો ખસ્યો નહીં કે બારણું ઉઘડયું નહીં. સૌને બોંઠાપણુ થવા લાગ્યું. ત્યાં એકલ્ મલ્લ આવ્યો; તેણે સર્વને ઘણી મહેનત કરતા જોયા. ખુદ ઓઢાને પણ ત્યાં તો હારી જતાં જોયો. મલ્લને વધારે જોમ ચડયો. "આઘા ખસી જાઓ. હું જરા બળ અજમાવી જોઉં" એમ કહી ગઢના ઝાંપા પાસે જઇ બે હાથથી તેને ઝાલી એવો તો હડસેલો માર્યો કે તે ઝાંપો તેના મૂળમાંથી ઉખડી ગયો. મલ્લે તેને રાડાંના પુળાને ફગવે તેમ ફેંકી દીધો, ને અંદર જઇ સાંઢયોને બહાર કાઢવા માંડી. મલ્લનું આ પરાક્રમ વીર ઓઢો જોઇ રહ્યો, તે મલ્લ સુકુમાર હતો. હજી તો મોઢા પર મુછનો દોરો એ ફુટયો નહોતો. તેનામાં આવું જોર હોય! બળ કાંઈ કોઇના બાપનું છે? આમ ઓઢો હજી વિચારે છે ત્યાં તો મલ્લે ત્રણુસો સાંઢયને બહાર કાઢીને કહ્યું:–"લ્યો સરદાર, આને લઇ ચાલો." પ્રસન્નવદન ઓઢો તો કંઇ પણ બોલ્યો નહિ પણ સાંઢયને આગળ કરી મલ્લની પછ-

વાડે ચાલવા લાગ્યો. ઓઢાને મલ્લની સોબતમાં કંઇ અજબ મજા પડવા લાગી. બેઉ આમ ચાલ્યા જાય છે ત્યાં વળી પછવાડેથી ડંકો સંભળાયો ને બામણિયો સાંઢયો વાળવા લશ્કર લઇ આવે છે એમ તેમને જાસુસોએ ખબર આપ્યા. હવે ઓઢો તથા મલ્લ બંને સાથે ચાલી શકે એમ રહ્યું નહીં. એક જણે બામણિયાને ધસી આવતો અટકાવવા રોકાવુંજ જોઈએ. ઓઢે મલ્લને કહ્યું: "તમો સાંઢય લઇને પાટણ જાઓ ને હું તેને રોકું." મલ્લ કહેઃ "તે ન બને, તમો સાંઢય લઇ જઇને મામા વિશળદેવને શાંતિ આપો ને હું યવનરાજને આંહીં રોકી ખેરૂ ખેરૂ કરી દઇશ." ઓઢો મલ્લની મરજીને તાબે થયો ને સાંઢય દોરી આગળ ચાલ્યો. મલ્લ રોકાયો ને બામણિયા સામે મહા જબ્બર ધીંગાણું થયું. બામણિયો હાર્યો ને નાઠો. મલ્લ તથા ઓઢાના થોડા માણસો પછી ભયરહિત થઈ ઓઢાની પછવાડે ઉતાવળા ચાલ્યા. ચાલતાં ચાલતાં તેઓ વચ્ચે વાતચિત થવા માંડી. ઓઢાના માણસોએ કહ્યું: "તમો કોણ છો ? આમ ચડયે ઘોડે, તૈયાર હથિયારે એકાએક આવ્યા, ઝાંપો ઉઘાડયો, સાંઢય વાળી એ શું ?" એકલમલ્લે કહ્યું: "હું બામણિયાને મારતો મારતો અત્રે આવ્યો." ત્યાં તો ઓઢાના સિપાઇએ કહ્યું: "શું તમે એકલાએ તેને નસાડયો ? એ તો અમારો વીર સરદાર હતો, તેથી દુશ્મન ખેરૂખેરૂ થયો. હા. એ થાકી ગયો હશે તેથી ઝાંપો ન ઉઘડયો તે તમે ઉઘાડયો

એટલે દુશ્મનને પણ તમે જીત્યા કેમ ? મલ્લ આ સાંભળી કંઈ બોલ્યો નહીં; પણ પોતાનું બાણ ધનુષ્ય પર ચડાવી છોડયું એ એક વડના થડમાં એવું તો ઉંડું ખોસી દીધું કે ઘડીક તો બધા જોઈ રહ્યા. મલ્લે કહ્યું: "લ્યો ભાઈ, આ બાણ તમો બાર બહાદુર ભેગા મળીને ખેંચી કાઢો. હું જોઉં." તેઓએ પ્રયત્ન કર્યો પણ કાંઈ વળ્યું નહીં. આમ રકઝક ચાલે છે ત્યાં ઓઢો આવી ચડયો. મલ્લને વાર થતાં ઓઢાને ચિંતા થઇ કે રખે બામણિયા સાથે એકલે હાથે લડતાં તેને વિટંબણા પડી હોય! લેને જાઉં. સાંઢયોને પાટણ તરફ રવાના કરી ઓઢો પાછો ફર્યો ત્યાં તેણે મલ્લ તથા સિપાઇઓને હોડ બકતા જોયા. ઓઢાને જોઇ તેઓ બોલ્યાઃ "લ્યો આ ઓઢો આવ્યો." ઓઢો નામ સાંભળતાં મલ્લના હૃદયમાં આનંદોર્મિ ઉભરાવા લાગી. તે વીર સાથે મલ્લને બહુ જ ગમતું હતું. છૂટા થતાં દુઃખ લાગ્યું હતું. પણ "ઓઢો" એ શબ્દ તેને કાને પડયો કે તેના હૃદયપર અમૃત વરસી ટાઢક વળવા લાગી. જે વીરને માટે તે તલ્પ્યા કરતો હતો તે જ વીર આ ઓઢો પંડે એ જાણી તે પોતાના ભાગ્યને મોટું માનવા લાગ્યો. જન્મારો સફલ થયો એમ તેને લાગ્યું. અનહદ સ્નેહનાં ઝુપાં ઝુપાં ઝરણો ઓઢા નામની સાથે જ કુદકો મારી ઉછળી ઉઠયાં. મલ્લ હૃદયમાં રાજી રાજી થઇ ગયો. ઓઢો અશ્વેથી નીચે ઉતર્યો. મલ્લ તથા ઓઢાનાં નયન એકીટશે જોઇ રહ્યાં ને હૃદયનાં

જોડાણુ તો ત્યાં જ થઇ ગયાં. ઓઢે પૂછ્યું: “ શું છે ? ” “ આ બાણુ આ થડમાં આ મલ્લે ખોસ્યું છે. અમને તે ખેંચી કાઢવા કહ્યું. અમને બારને હો ! પણુ અમારાથી તે ખેંચાયું નથી. હવે આપ ખેંચો. ” ઓઢો બાણુ પાસે ગયો. એક આંચકો મારી ફુલને જેમ ચૂંટી કાઢે તેમ બાણને ખેંચી કાઢયું. કાઢયું તો ખરૂં, પણુ ઓઢો તો પામી ગયો કે મલ્લ છે ને ! જેવું બાણુ બહાર આવ્યું કે મલ્લ પણુ માની ગયો કે ઓઢો જામ ખરેખરો વીર મર્દ છે. તે પોતાનો માલિક થવા યોગ્ય છે. બાણુ બહાર આવ્યું કે તુર્ત જ મલ્લે આગળ વધી ઓઢાને નમન કર્યું. ઓઢે મલ્લને ઉઠાડી પોતાની છાતી સાથે ભીડયો. બંને વીરની છાતીમાં, આંખોમાં કંઈ ઓર જ ભાવ રમવા લાગ્યો. મલ્લ તો હૃદયમાં વીર મટી ઓઢા મર્દની દાસી જ બની ગયો. ઓઢો પણુ આ મલ્લ કોઈ વીર નારી હોય તો, ને તેની સાથે વસવાનું બને તો કેવું ભાગ્ય ?—એમ વિચારવા લાગ્યો ને તેનો દાસ બની ગયો. સર્વ સૈનિક આ જોઈ રાજી રાજી થઇ ગયા. વળી મલ્લ અને વીર પાછા બામણિયાની પાછળ પડયા ને તેને છિન્નભિન્ન કરી ફરી ઉભો ન થાય એમ છેક અશક્ત કર્યા પછી જ પાછા ફર્યા. થોડો રસ્તો સાથે ચાલ્યા પછી મલ્લે ઓઢાથી જુદા પડવાની રજા માગી. ઓઢે તો પોતા સાથે વિશળદેવ મામાના દરબારમાં આવવા મલ્લને ઘણો જ આગ્રહ કર્યો, પણુ મલ્લે માન્યું નહીં. જો કે મલ્લના હૃદયમાં

જુદાઇનું દારૂણ દુઃખ ઉપજાવતું હતું; પણ પોતાના મનના છુપા નિયમ પ્રમાણે તેણે જંગલમાં ભટકવાનું પસંદ કર્યું. અતિ દુઃખતે દિલે ઓઢે મલ્લને જવાની રજા આપી. રજા તો અપાઈ પણ ઓઢાનું હૈયું એકલમલ્લ સાથે જ ચાલવા માંડયું. રજા તો માગી પણ મલ્લનું ઉર ઓઢો લઈ બેઠો. આમ બંને દુઃખી દુઃખી થઈ જુદાં પડયાં. મલ્લ જ્યાંસુધી નજરે પડયો ત્યાંસુધી તો ઓઢે પાછું વાળી વાળીને જોયા કર્યું ને બળતા હ્રદયને દાબ્યું; પણ થોડી વારમાં મલ્લ ગાઢ જંગલમાં અદૃશ્ય થઇ ગયો. હવે ઓઢાનું હૈયું હાથ રહ્યું નહીં. અચાનક તે બોલી ઉઠયોઃ—" હું દેશવટો પામેલ છું તેથી મામાના શહેરમાં રહેવા માગતો નથી. હું તો મારે જંગલમાં વસીશ. મને સંતોષ થાય છે કે બામણિયા યવનનું દુઃખ મેં દૂર કર્યું ને મામાને બેફિકર કર્યા: મેં મારો ધર્મ બજાવ્યો છે" કહી તેણે સૈનિકોને કહ્યુંઃ હે ભાઇઓ! હું તો હવે જંગલમાં જાઉં છું. તમો—

જાતાં છેલ્લી વાર ઓઢાના અંતે હવે,<br>
જાજા લખજો જુવાર, વિશળદે વાઘેલાને.

હવે આ ઓઢાના છેવટના રામ રામ મારા મામા વિશળદેવ વાઘેલાને કહેજો.

આમ કહી પાછા ફરી એકાએક ઘોડાને મારી મૂક્યો ને ક્ષણમાં તે પણ મલ્લની જેમ ગાઢ જંગલમાં ગુમ થયો.

દુ:ખી થતું ઓઢાનું સૈન્ય વિશળદેવ પાસે આવ્યું. સર્વ વૃત્તાન્ત જાણી મામો રાજી તથા દુ:ખી થયો. રાજી એટલા માટે કે બામણિયાનું દુ:ખ ટળ્યું; દુ:ખી એટલા માટે કે વીર ભાણેજ વિજય મેળવી પોતાની દીકરીને વરીને ગયો તે ગયો. બિચારો વાઘેલો બહુ જ દુ:ખી થયો.

આગળ ગયેલ ઘોડાનો સગડ પકડતો ઓઢો જંગલમાં એક સરોવર નજીક આવી ચડયો. સરોવરને કાંઠે એક ઝાડને થડે તેણે અશ્વ બાંધેલ જોયો. તેની નજીક તેણે કોઈ વીર મર્દનાં કપડાં તથા હથિયાર પડેલાં જોયાં. ઓઢો ઘડીક તો વિચારે ચડી ગયો કે " અરે મેં જે મિત્ર ગુમાવ્યો છે તેનાં જ આ હથિયાર, આ કપડાં જણાય છે. આ ઘોડો પણ તેનો જ છે. સારૂં થયું. હશે, તે આટલામાં ક્યાંય ગયો હશે. આમ માની ઓઢો તળાવની પાળ પર ચડયો. ત્યાં તો ઓઢો પાણીમાં કંઇ અનુપમ સેલતું જોઈ વિસ્મિત થઇ ગયો. કોઇ નવયૌવન દેવાંગના મદોન્મત્ત હાથણીની જેમ નિર્મળ શ્વેત કમળ કોઇ કોઇ ઠેકાણે ખિલી રહ્યાં છે એવા જળમાં સેલી રહી છે. તેનો લાંબો કાળોભમ્મર ચોટલો જળમાં જેમ જેમ તે યુવતી સેલતી જાય છે તેમ તેમ પાછળ તણાઇ કંઇ અપૂર્વ ભાવ ઓઢાના હૈયામાં ઉછાળવા માંડે છે. યુવતીના સેલ્લાથી મૃદુ મૃદુ મોજાં વારિમાં વળે છે ને તે શ્વેત, શ્યામ, પીળાં, ગુલાબી કમળોને હલાવે છે. આવું રૂડું દશ્ય જોઇ ઓઢો પોતે નંદનવનમાં રમતી

કોઇ અપ્સરાને જોતો હોય એમ માની પોતાના વીર ને પ્રસન્ન હૃદયથી તેને વધાવી લેવા લાગ્યો. ત્યાં તો તે યુવતીની નજર કાંઠે ઉભેલા પુરૂષ પર પડી. રમણી ઘડીક તો લજવાઇ ગઇ. પણ પોતાનો હૃદયવલ્લભ ઓઢો પંડે જ તે છે એમ જાણી તે પ્રસન્ન પ્રસન્ન થઇ ગઈ. સ્વચ્છ જળમાં સેલા ભરતી યુવતી કાંઠા પાસે આવીને બોલીઃ હે વીર, આમ હું આંહિયાં એકલી સ્ત્રી છું ત્યાં તમારે આવવું યોગ્ય નથી.

મારગ ભૂલ્યા રાજ, આવ્યા કેમ આંહીં તમે,
થાઓ ઝટ વિદાય, એકલડાં રેવાય ના.

હે રાજા, શું તમે તમારો રસ્તો ચૂકી ગયા ને અત્રે આવ્યા? જો એમ છે તો હવે તમે તમારે રસ્તે પડો, આંહીં એકલા પુરૂષથી રહી શકાય નહીં.

આમ અંદરની પ્રસન્નતા છુપાવતી હોથલ ઓઢાને સ્ત્રીભાવથી જરા માર્મિક રીતે કહેવા લાગી. હોથલનું હૃદય તો ઓઢાને તળાવને કાંઠે જોતાં વેંત જ પૂર્ણ સંતોષ પામી રાજી રાજી થઇ ગયું હતું. પણ સ્ત્રીઓ જેને બહુ ચાહે છે તેને ઘણીવાર ઉપરથી સ્નેહયુક્ત અવમાન ભર્યું વર્તન દેખાડે છે. હોથલે પણ ઓઢા તરફ તેમ જ કર્યું, પણ ઓઢો કંઇ તેનો લીધો જાય તેવો નહોતો. તેણે તુર્તજ ઉત્તર દીધોઃ—

મારગ ભૂલ્યો આમ, સુધ ન રહી શરીરને
નથી અવર કંઇ કામ, ચાલ્યા જાશું ઝટ હવે.

હે સ્ત્રી, હું મારો રસ્તો ચૂકી ગયો ને અત્રે આવ્યો. મને મારા શરીરનું જરા ય ભાન રહ્યું નહીં. મારે કંઇ અત્રે બીજું કામ નથી. હું તો મને તું રસ્તો દેખાડીશ કે તરત ચાલ્યો જઈશ.

પણ—

તમે અબળા જાત, એકલડાં રેવાય ના,
થાય અતિ ઉતપાત, દેખે જો કોઈ દષ્ટિયે.

તમે સ્ત્રીની જાત છો તે આ બીચ જંગલમાં એકલાં ન જ રહી શકો. જો કોઇ યવન તમને આંહીં એકલાં જુએ તો તો ઘણું જ માઠું પરિણામ આવે.

હું તો મારે માર્ગે જવા તેયાર છું પણ હે નવયૌવના સ્ત્રી, તું જંગલી યવન લોકનો ભોગ થઈ પડ એ જ મને દુઃખદાયી છે. હું ક્ષત્રીવીર છું ને સ્ત્રીનું રક્ષણ કરવું એ તો મારો પ્રથમ ધર્મ છે. બાકી હું તો મારે માર્ગે જવા તેયાર છું.

આ વિનયભર્યું વેણ સાંભળતાં હોથલ તુંહી તુંહી થઇ ગઇ ને બોલી:—

રીસ ન કરશો રાય, માફ કરો તકસીર સૌ,
હૈયા કેરા હાર, અબળા હું અજ્ઞાન છું.

હે રાજા, તમો મારા બોલવા પર જરા પણ ક્રોધ કરતા ના, મારો અવિનય થયો લાગે તો મને ક્ષમા કરો. તમે તો મારા હૈયાના હાર છો. હું એક અજ્ઞાન સ્ત્રી છું.

સ્ત્રીઓ જ્યારે પોતાના સ્નેહી પાસે દિલ ખુલ્લું મૂકે છે ત્યારે પછી કંઇ હૃદયમાં સંઘરી રાખતી નથી, તેમ જ ખોટા માનમાં તણાતી નથી. વળી તે પુરૂષની જેમ સ્નેહનો પ્રકાશ ખુલ્લો કરવામાં મમળાવતી નથીઃ જ્યાં હૃદય માન્યું. ત્યાં તે તુર્ત જ ધડાકો કરી દે છે. સ્નેહીની દાસી બની જાય છે. હોથલ ઓઢાની માફી માગતી વળી બોલીઃ—

જે દિન દિઠું મુખ, હૈયું તો હેર્યાં કરે,
આજ થયું દુઃખ દૂર, ઓઢો આ આવી મળ્યે.

હે ઓઢા, જે દિવસે મેં પ્રથમ તારૂં મોઢું જોયું તે દિવસથી જ આ મારૂં હૈયું તારી પછવાડે જ ગાંડુ બની ફર્યાં કરે છે. વા'લા, આજ મારાં સર્વ દુઃખ દૂર થયાં. આ પળને ધન્ય છે કે મારો ઓઢો મને આવી મળ્યો.

આમ બોલતી પાણીમાં પોતાનાં અંગને ઢાંકી હોથલ ઘડી તો ઉભી રહીઃ પછી વળી જરા શરમાતી નીચું જોઈ બોલીઃ—"હે વીર મર્દ, તું તારી પીઠ ફેરવી ઉભો રહે કે હું બહાર આવી મારાં લુગડાં બદલું." કુળવાન સ્ત્રીઓ પોતાની મર્યાદાનો ભંગ કદિ પણ થવા દેતી નથી. પોતાની એબ કદાપિ પણ પુરૂષને દેખાડતી નથી. ભલે ઓઢો પોતાનો પ્રેમી હતો પણ આવી નગ્ન દશામાં તેની નજર આગળ બહાર આવવું એ તેનાથી કેમ બને? ઉચ્ચ હૃદયને ન રૂચ્યું. આથી જ તેણે પ્રેમીને પીઠ ફેરવી ઉભા રહેવા કહ્યું. ઓઢે તુર્ત જ તેમ કર્યું. પળ વારમાં હોથલ જળ

બહાર આવી કપડાં બદલી એકલમલ બની ઓઢાની સામી વીરમર્દ થઇ ઉભી રહી. જરા જરા સામસામાં મોઢાં મરકાવતાં બંને પ્રેમી અશ્વે ચડી જંગલમાં ચાલતાં થયાં. એક બીજાના થોડા પણ વિયોગથી બંનેને કેટલું દુઃખ થયું, હૈયાને શું શું સહેવું પડયું તેનો વાર્તાલાપ રસ્તે ચાલ્યોઃ ઓઢો બોલ્યો—

ઉગે દુઃખનાં ઝાડ, નભ તૂટી શર પર પડે,
તુજ શું જડિયાં પ્રાણ, વિયોગમાં વલખી મરે.

અરે હોથલ, ભલેને મારે માથે દુઃખનાં ઝાડ ઉગે, આ આસ્માન મારા પર છો તુટી પડે, પણ તારા સાથે જડાઈ ગયેલ મારો જીવ તારાથી વેગળો થતાં ઝુરી ઝુરી મરે જઃ તે એકલો રહી શકે નહીં જ.

તરત જ સ્નેહના ઉભરામાં ઉભરાતી હોથલ બોલીઃ—

જેનું મન જે સાથ, લલચાઇ લાગી રહ્યું,
ગમે ન દૂજી વાત, વાલાં તો વલખ્યાં કરે.

અરે ઓઢા પ્રેમી, એ તો સત્ય જ છે કે જેનું હૃદય જેની પછવાડે લલચાઇને વળગી રહ્યું છે તે તેને જ ઇચ્છે. આ સંસારની બીજી વાત તેને ગમતી નથી. અરે, તે તો દિવસ ને રાત પોતાના સ્નેહી પછવાડે હેર્યા કરે છે.

આમ બંને પ્રેમી અરસપરસ સ્નેહનાં લાણાં કરતાં ગિરના એક ડુંગર પાસે આવ્યાં. આ ડુંગરમાં એક બોયરૂં

હતું ત્યા આગળ હોથલે ઓઢાને દોર્યો. બંને ભોંયરા પાસે આવ્યાં. ત્યાં ઉતર્યા. અશ્વ બાંધ્યા ને હોથલે ભોંયરામાં જઇ પોતાનાં પુરૂષનાં કપડાં ઉતારી સ્ત્રીના વસ્ત્રો ધારણ કર્યા. ઓઢો આ અપૂર્વ સ્વરૂપ જોઈ પ્રસન્ન હૃદયના સ્નેહપ્રવાહમાં તણાવા લાગ્યો. તે બોલ્યોઃ—" હે સુંદરી, આપણે જ્યારે એક બીજા પર પ્રસન્ન છીએ–એક બીજાનાં હૃદય એકરૂપ થઇ બેઠાં છે, ત્યારે પછી આ વનદેવતા, આ વરૂણદેવ, આ સૂર્ય અને આ પૃથ્વીમાતાને સાન્નિધ્યમાં રાખી આપણે લગ્ન કરીએ તો કેવું સારૂં ! આપણે આપણા કુળધર્મ પ્રમાણે વર્તવું જ જોઇએ.

હોથલ આનન્દમાં ડૂબતી આ સર્વ સાંભળી રહી. પછી તેણે પોતાનો ઇતિહાસ ઓઢાને કહી સંભળાવ્યો કે " હું સ્વર્ગની એક અપ્સરા છું. સગરામ ગામરાને ત્યાં મેં જન્મ લીધો. મારા પિતાના મૃત્યુ સમે યવનરાજ બામણિયાને દેશમાંથી હાંકી કાઢવાનું મેં તેના મુખે જળ મૂકયું. મેં તે પણ આબાદ પૂરૂં કર્યું. હે ઓઢા, તારા પર, તારા ગુણકર્મ પર, તારી મર્દાઈ પર, હું આફરીન છું. મેં મારા બાપને ઘેર રહ્યાં રહ્યાં તારા માટે ઘણું સાંભળ્યું હતું. મેં તે વખતેજ નક્કી કર્યું હતું કે મારે વરવું તો તને જ, નહીં તો કુંવારાં જન્મારો કાઢવો. પણ હે મર્દવીર, મેં પ્રથમથી એવી પણ પ્રતિજ્ઞા લીધી છે કે મારી હકીકત જો તું કોઇને કહે તો હું પછી તારી નહીં: મારાથી પછી તારી સાથે રહેવાય જ

નહીં: હું તો મારે ઇન્દ્રલોકમાં ચાલી જાઉં. જો તું મને વચન આપ કે મારી હકીકત છુપી રાખીશ તો પછી હું તારી સાથે લગ્ન કરૂં અને આ લગ્ન અતિ ફલદાયી તેમ જ સુખકર નીવડવાનું. ઓકે તુર્ત જ પોતાનો જમણો હાથ ઉંચો કરી હોથલને કોલ દીધો કે: "જા તું કહે છે તે પ્રમાણે જ વર્તવા હું બંધાઉં છું" પછી બને પ્રેમી પ્રભુની મીઠી નજર નીચે દેવતાને સાન્નિધ્યમાં રાખી લગ્નગાંઠથી ગંઠાયાં ને તેમણે ભોંયરામાં વનવાસ સાથે ઘરવાસ શરૂ કર્યો. તે ભોંયરૂં તો એક અતિ સુંદર મેહેલ બની ગયું. સુખની શય્યા કોમળ સુગંધી પુષ્પથી છલકાઇ જવા લાગી. હૃદયે હૃદયની ગોઠડી જામી ને બંને પ્રેમી પોતાના સ્વદેશથી વિખૂટાં પડવાથી જે દુ:ખ લાગ્યું હતું તે વિસરી ગયાં. આખું જગત કંઈ નવું જ સુખ તેમના હૃદયને આપવા લાગ્યું. સુખકર કુદરત નવાં નવાં રૂપ લઇ તેમનાં હૃદયને આનંદમાં બોળવા લાગી. આવી રીતે શરદ, હેમન્ત, શિશિર ઋતુ કયાં વહી ગઇ તેનું તેમને ભાન રહ્યું નહીં. શરદ-ચંદ્રિકા કંઇ અમોઘ પ્રવાહ તેમના હૃદય પર રેડી ચાલી ગઇ. પહાડના હૃદયમાંથી દડી પડતાં નિર્મળ મીઠાં ઝરણાં હૃદયને મોંઘાં સ્નેહસ્નાન કરાવવા લાગ્યાં. હિમાલયમાંથી વહી આવતી શીતળ વાયુની લહરી તેમનાં આલિંગનને વધારે દૃઢ કરવા લાગી. આમ કરતાં કરતાં વસંત ઋતુ આવી. નવપલ્લવો, નવકુસુમો, નવયુગલને નવા રસમાં ઝબોળવા લાગ્યાં. ગ્રીષ્મના સખત

તાપમાંથી શાંતિ લેવા આ પ્રેમીઓ પહાડના હૃદયમાંથી ઉછળી ઉઠી દડી પડતાં ઝરણુનાં શીતકણુ ઝીલવા લાગ્યાં. પોતે ક્યાં છે? એકલાં કે વસ્તીમાં છે?—તેનું ભાન હવે તેમને રહ્યું નથી. એકમેકની મીઠી નજરમાં ઉંડા રસનાં લાણ્યાં લ્હવાવા લાગ્યાં. આમ કરતાં અશાડ માસ આવ્યો. નભમાં વાદળિયો વિહરવા લાગી ને એક દિવસ આકાશ ઘટાટોપ ઘેરાઇ ગયું. વિજળી ઝબુકી ઝબુકી નભમંડલમાં ખેલવા લાગી ને વર્ષા પૂર્ણું ભભકથી બેઠી જણાઇ. સર્વ-ભૂપટ પાણીથી રેલછેલ બની ગયો ને થોડા જ દિવસમાં પૃથ્વીદેવી લીલા સાળુમાં ઢંકાઇ રહી. ભૂખરા ડુંગર કુંપળોથી આછા લીલા રંગના બની ગયા. આ અપૂર્વ ઉલ્લાસમાં કુદરતને મ્હાલતી જોઇ તથા વાદળીઓને દૃષ્ટિ મર્યાદામાં એક પછી એક સુંદર સ્વરૂપે બહાર આવતી જોઈ ઓઢાને પોતાનો વ્હાલો કચ્છ દેશ સાંભરી આવ્યો. ત્યાં વળી તેના હૃદયપર નવોઢા, જેની સાથે હજુ તેણે લગ્નના મીઠા લ્હાવા શરૂ જ કર્યાં હતા, તેની રમ્ય મૂર્તિ ઉભી થઇઃ ખરેખર ઓઢાને તો—

વાદળે ઘટાઉ કાઢિયું, ડુંગર ડમરિયા,
ઓઢે શીખુ માગિયું, એને સાજણ સાંભરિયાં.

વાદળે ઘટાટોપ થઇ નભ ઘેરી લીધું, ડુંગરા લીલાછમ બની ગયા ને ઓઢાને પોતાની વ્હાલી પ્રિયા સાંભરી આવી.

હોથલ આ સર્વ તેની પાસે બેઠી બેઠી જોતી હતી. તે સમજી ગઇ કે ઓઢા વીરની આંખમાં કંઇ ઓર તનમનાટ ઉછળે છે. પતિના વદન ઉપર કંઇ ગંભીર ભાવ પ્રસરી રહ્યો છે. ઓઢો જ્યાં તેના સામું જોઇ કંઈ કહેવા જાય છે ત્યાં પતિપરાયણ હોથલ બોલી:—

આ લોં ભીની ને કાચબી લુઇ, ત્રાંબક ભરિયાં નેણુ,
ઓઢા અમથી ભલેરાં આજ સાંભર્યાં કોણુ શેણુ ?

હે વ્હાલા ઓઢા, આ પૃથ્વી પાણીમાં તરબોળ થઇ રહી છે, આ સામે મેઘધનુષ્ય ખીલી ઉઠયું છે અને તારી આંખો લાલચોળ થઇ ગઈ છે. હે વ્હાલા, મને કહે કે મારાથી ભલેરી કયી સુંદરી આજ સાંભરી આવી છે ?

"તારૂં કહેવું ખરૂં છે વ્હાલી હોથલ," ઓઢે તુર્ત જ જવાબ દીધો. તું મને જેવા સ્નેહથી ચાહે છે તેવા જ સ્નેહથી ચાહનાર નવોઢા સતીને મેં મારા દેશમાં ઝૂરતી મૂકી છે. મને ઘણુંય થાય છે કે તે અત્રે તારી પાસે હોય તો કેવું સારૂં. આમ હજુ જ્યાં ઓઢો આગળ બોલવા જાય છે ત્યાં તો પહાડના શિખર પર બેઠાં બેઠાં મોરલે ગળાક કરી. આ સાંભળી ઓઢો ચોંકી ગયો. પ્રેમીના હૈયાપર વળી હલ્લો થયો. તે તો દિઙ્મૂઢ બની બેસી રહ્યો. રાણી હોથલ મોરને ઠપકો દેતી બોલી:—

મારીશ તુને મોર, આ રીંગણુનાં બાણુ સાંધીને,
તું મુજ ચિતનો ચોર, તેં ઓઢાને ઉદાસી કર્યો.

હે મોર, હે લવારો કરનાર ભુંડા પ્રાણી, જો તું હવે વધારે બોલીશ તો હું તને છેક કાનના મૂળ સુધી દોરી ખેંચીને બાણ છોડી વીંધી નાંખીશ. તું મારા ચિત્તનો ચોર થયો; કેમ કે તેં મારા વ્હાલા ઓઢ ને આમ બોલી ઉદાસ કર્યો.

આવો અણછાજતો ઠપકો સાંભળી મોરે જવાબ દીધો:–

હું છું ડુંગરનો રાજિયો, કાંકર ખાઇ પેટ ભરૂં.
મારી રતે ન બોલું તો હુંકે ફાટી મરૂં

હે બેન હોથલ, હું આ ડુંગરનો રાજા છું; ને મારો ગુજારો હું કાંકરા ચરીને કરૂં છું. હવે જો આ મારી અમૂલી વર્ષાઋતુને માણવા વિના, ટહુકીને વધાવ્યા વગર જવા દઉં તો પછી હું અફસોસ કરી કરીને ઉંડા નિશાસા નાંખી નાંખીને મરૂં જ. મારે કાંઇ આ ટાણે બોલ્યા વિના ચાલે નહીં.

આવું મોરનું પ્રતિવચન સાંભળી તેને મીઠો ઠપકો દેતી હોથલ બોલી:—

ફટ્ય મીઠા મોર, આ અમ ડુંગર આવી બોલિયો,
કાપી કાળજ કોર, મારા ઓઢાને ઉદાસી કર્યો.

રે મીઠાબોલા મોર, તને ધિક્કાર છે; કારણ કે તું આમ મારે ડુંગરે આવીને બોલ્યો, ને મારા વ્હાલા ઓઢાને ઉદાસ કરી તેં મારા કાળજાની કોર કાપી કાઢી.

આ પ્રમાણે મોર તથા હોથલની વડછડ ચાલી રહી છે ને ઓઢો ઉદાસ થઇ બેઠો છે. સતી સાધ્વી પોતાના

પતિના સુખે સુખી ને પતિના દુઃખે દુઃખી જ હોય છે. ઓઢો દુઃખી તો પછી સતી હોથલને શું સુખ હોય ? પોતે ગર્ભવતી છે, અનેક આશાભરી છે; ઓઢો ન હોય તો પોતે જંગલમાં સાવ એકલી પડી જાય એમ છે. ઓઢાની પ્રીતિના લ્હાવાથી હોથલને મન જે ભોંયરૂં રાજભુવન બની ગયું છે, જે ડુંગર કનકગિરિ બની ગયો છે, તે ભોંયરૂં તથા તે ડુંગર ઓઢો જતાં સૂનકાર બની રહે એમ છે. પણ હોથલ પતિપરાયણ સાધ્વી છેઃ તેણે ઓઢા તરફ નજર કરી કહ્યુંઃ " ઓઢા, સુખેથી સ્વદેશ સિધાવો. મારી બેનના મનોરથ પૂરા કરો. " ઓઢો આ સાંભળી તેના પર તુંહી તુંહી થઈ ગયો. રજા લઇ થોડા રોજમાં પાછા આવવાનું વચન આપી ઓઢો કચ્છ જવા નીકળ્યો. ઓઢો ગયો. હોથલ હવે એકલી ત્યાં રહી. ઓઢા વિના હોથલના શા હાલ થયા તે જુઓ. તે કહે છેઃ—

ભૂંડું લાગે ભોંયરૂં ને ખાટ ખાવાને ધાય,
ઓઢા વિણ એકલાં આ કનડે કેમ રેવાય ?

આ ભોંયરૂં હવે મને દીઠું ગમતું નથી અને આ હિંડોળાખાટ જાણે ખાવા ધાય છે. અરેરે, વ્હાલા ઓઢા, તારા વિના આ કનડાના ડુંગર પર એકલાં તે હવે કેમ રહેવાય ?

કનડે જે દી ઉતર્યાં તે દીથી મેલ્યાં દુઃખડાં દૂર,
પણ હવે ડુંગરે ડુંગરે ઓઢા વિણ ઉછળે દવનાં પૂર.

જે દિવસે મેં મારા ઓઢા સાથે આ કનડામાં ઘરવાસ શરૂ કર્યો તે દિવસથી મારાં સર્વ દુઃખ આપોઆપ દૂર ખસી ગયાં. પણ હવે તો આ પ્રત્યેક ટેકરી પરથી મારા ઓઢાના વિયોગને લીધે અગ્નિનાં પૂર મારા પર ઉછળી આવે છે.

કાદવના કટકા નીર વણ નોખા થિયા,
ફટ રે મુજા ડઠર હૈયા, સાજણ ગયા તું સાજ રયા.

ચોમાસામાં જે કાદવ જામ્યો હતો તેમાં ચોમાસું જતાં પાણી ન મળવાથી ચીરા પડી ગયા; પણ મારા કઠોર હૈયા! તને ધિક્કાર છે. સ્નેહી ગયા છતાં હૈયા તું સાજું રહ્યું છે '

ખરેખર, પ્રેમીને પોતાનું સ્નેહીજન નજીક ન હોય ત્યારે સર્વ સુખ કડવાં ઝેર થઇ બેસે છે. તે નજીક હોય તો કંટકભરી શય્યા પણ પુષ્પભરી મીઠી લાગે છે. સ્નેહીના વિયોગે તેને દરેક સ્થળેથી અગ્નિના ભડકા ઉછળી દઝાડતા દીસે છે. આ પ્રમાણે ઓઢા વિના હોથલ દુઃખના દિવસ ગુજારવા લાગી. સમય જતાં તેને પ્રસવ થયો. બે પુત્રો અવતર્યા. હોથલે એકનું નામ જેસળ ને બીજાનું નામ જખરો રાખ્યાં.

હવે પુત્ર ઉછેરવામાં ને તેમનું લાલનપાલન કરવામાં હોથલ પોતાના દિવસો પસાર કરવા લાગી. આ તેના વ્હાલા પતિની પ્રસાદી હોથલના હૃદયપરથી હવે વિયોગનું કંઇક દુઃખ ઓછું કરવા લાગી. પુત્રો શુક્લ પક્ષના ચંદ્રની પેઠે દિનપ્રતિદિન વધવા લાગ્યા. ત્રણ ચાર વર્ષના બંને ભાઇઓ

તો જાણે સાત આઠ વર્ષના હોય તેવા દીસવા લાગ્યા. હાથીનાં બચ્ચાંને સુંઢે પકડી ખેંચી રમાડે, તો કેસરીની કેશવાળી પકડી તેના પર રાંગ વાળે; વાઘનાં જડબાં ઝાલે ને તેની પૂછડી ખેંચે. બળવાન અને વિકરાળ વનપશુ પણ આ બાળકોને વશ થઇ ગયાં હતાં.

ઓઢો કનડેથી હોથલની રજા લઇ પાધરો વિશળદેવ વાઘેલાને દેશ આવ્યો. સર્વ સગાને મળ્યો. મામાને પાય લાગ્યો. અચણુચ તજેલી નવોઢા સ્ત્રીને તેણે અપૂર્વ આનંદ આપ્યો. સ્ત્રી ઓઢાને જોઈ તેને અનન્ય ભાવથી વધાવવા લાગી. બામણિયા યવનને હાંકી કાઢવા ગયેલ પતિ પાછો ન જ આવ્યો તેની ચિંતા કરતી બિચારી અલડ નવોઢા પતિનું રટણ કરી રહી હતી. એવામાં તે ઓચિંતો આવ્યો ને જિંદગી જવાનો વખત આવી લાગ્યો હોય ને ઓચિંતું અમૃત મળે તેમ તેને થયું. ઓઢો અમુક વખત ત્યાં રહ્યો. પોતાની સ્ત્રીને હોથલ નામની એક ગિરિકન્યા સાથે પોતે ઘરવાસ માંડ્યો તે બીના કહી સંભળાવી. શુદ્ધ સાધ્વી પતિના સુખમાં પોતાનું જ સુખ જુએ છે. ઓઢે જંગલમાં પણ ઘરવાસ માંડેલ જાણી રાજી થઈ.

હવે યવનરાજ બામણિયાને હરાવી વિશળદેવ વાઘેલાના દરબારમાં ઓઢો આવ્યો છે એ વાતની ખબર તેના વડીલ બંધુ હોથીજીને પડી. તેણે ઓઢાને મનામણું કર્યું. પ્રધાન પંડે વિશળદેવના દરબારમાં આવ્યો. ઓઢાને મળ્યો. વડીલ

ને વૃદ્ધ બંધુવતી ઓઢા પાસે તેણે પશ્ચાત્તાપ કર્યો ને કચ્છ દેશ પાછા આવવા તેને ભાઈની વતી આમંત્રણ કર્યું. ઓઢો તુર્તજ બંધુઆજ્ઞાને માથે ચડાવી તેની સાથે કચ્છ જવા તૈયાર થયો. પણ પોતે કચ્છ જાય તે પહેલાં જંગલમાં કનડાને ડુંગરે રહેલ પોતાની વિરહવ્યાકુળી સ્ત્રી હોથલને પણ સાથે લઇ લેવા ઇચ્છા કરી. ઓઢો પ્રધાન તથા વિશળદેવની પુત્રી પોતાની નવોઢા સ્ત્રીને સાથે લઈ મામાની શીખ લઇ કનડે આવ્યો. કનડા નજીક આવે છે ત્યાં તેમણે બે બાળકોને સિંહ તથા વાઘને કાને પકડી રમાડતા જોયા. પ્રધાન વિસ્મય પામ્યો. ઓઢો તો તુર્ત જ જાણી ગયો કે તે તેના જ પુત્રો છે; કારણ કે પોતે હોથલને ત્યાં સગર્ભા છોડી હતી. આ પ્રમાણે વીર પુત્રોને ખેલતા જોઈ ઓઢો તો હૈયામાં શુંનો શું થઇ રહ્યો. તે પોતાના જન્મને ધન્ય માનવા લાગ્યો. પ્રધાને પણ સાનંદાશ્ચર્યમાં પૂછ્યું કે આવા ગાઢ જંગલમાં આ તે કોના પુત્ર હશે ? આનો જવાબ ઓઢો આપે તે પહેલાં તેમની સન્મુખ શ્વેત વસ્ત્ર ધારણ કરેલ એક સાધ્વી આવી આવકાર દેતી ઉભી રહી. તેણે ઓઢાને નમન કર્યું. તેની સાથે આવેલ સ્ત્રી પોતાની સપત્ની છે એમ માની એણે તેને પોતાના સ્નેહથી ઉછળી જતા હૈયા સાથે ચાંપી ગાઢ આલિંગન દીધું. જરા છેટે રમતા પુત્રો તરફ પોતાનો સુકોમળ હાથ લંબાવી તેણે જરા લજ્જાભર્યાં વચનથી કહ્યું:—" હે પતિ, પેલા પુત્રો આપના છે. તેમનું નામ

મેં જેસળ તથા જખરો રાખ્યાં છે. આપ ગયા. વખત ઝાઝો ગયો. મેં આમના પર જ મારા વિયોગના વસમા દિનો ગાળ્યા છે." આ સાંભળતાં ઓઢાની આંખામાંથી હર્ષાશ્રુ ખરવા લાગ્યાં. કુળવાન, ઉત્તમ ને વીર સાધ્વીને જોઇ, વીર પુત્રાને નિરખી ઓઢો પ્રધાન સામું મુખ કરી પ્રધાનને પોરસમાં આવી જાણે જવાબ દેતો હોય તેમ બોલ્યોઃ—

ધરાવણુ ધાન ના નીપજે, કળવણુ માહુ નોય,
ઓઢા ઘેર જેસળ ને જખરો, જેને માથે હોથલ હોય.

પ્રધાનજી, સારી જમીન વિના સારૂં બીજ નીપજતું નથી, સારા કુળ વિના સારાં માણુસ પેદા થતાં નથી. તેમ જ આ હું ઓઢાને ઘેર પેદા વીર પુત્રા જેસળ ને જખરો છે તે આ હોથલ પદમણીને પ્રતાપે છે.

ત્યાં તો રમતા રમતા પુત્રા પણુ ત્યાં આવી લાગ્યા. હોથલે તેમને ઓઢાને પગે પડવા આજ્ઞા કરી. તુર્તજ બંને બંધુ પિતાને પગે પડયા. પછી સર્વ સાથે ભોયરામાં ગયાં ને ત્યાં અમુક દિવસ રહ્યાં. મોટા ભાઇ હોથીજીની વતી પ્રધાન પોતાને તેડવા આવ્યા છે, એ વાત ઓઢે હોથલને સંભળાવી. હોથલે ઓઢા પાસેથી પોતાના જીવનનો પ્રકાશ કદિ પણુ કોઈની પાસે ન કરવાનો કોલ લઈ સાથે જવા ઇચ્છા બતાવી. ઓઢે ફરી વચન આપ્યું ને બધાં બંને પુત્રા સહિત કચ્છ તરફ ચાલી નીકળ્યાં. ઓઢો બે પુત્રા તથા

બે રાણી સહિત આવે છે એ જાણી મોટા ભાઇ હોથીજી પ્રસન્ન પ્રસન્ન થઇ ગયો. તેણે તો સ્વારી ચડાવી સામૈયું કર્યું ને વાજતે ગાજતે તેમને નગરપ્રવેશ કરાવી રણવાસમાં ઉતારો આપ્યો.

આ પ્રમાણે કેરાકોટના દરબારમાં વડીલ બંધુ હોથીજીની મીઠી નજર નીચે ઓઢો સકુટુંબ સુખમાં દિવસો ગાળવા લાગ્યો. એક દિવસ ભરદરબારમાં બામણિયા યવનની વાત ચાલી. ઓઢો તે યવનરાજને પોતે તથા એકલમલ્લે ખેરૂખેરૂ કરી કેમ નસાડી મૂકયો એ વાત પોરસ સાથે વર્ણવવા લાગ્યો. કહેતાં કહેતાં આવેશમાં ને આવેશમાં પોતે આપેલ વચન ઓઢો વીસરી ગયો. એકલમલ્લના ગુણ ગાતાં ઓઢો બોલી ગયો કે એ એકલમલ્લ કંઇ પુરૂષ નહોતો, પણ સગરામ ગામરાને ઘેર અવતરેલ ઈન્દ્રલોકની અપ્સરા હતી. તેનું નામ હોથલ, જેનાથી મારે આ બે પુત્રો થયા. આ હકીકત કહેતાં તો કહી પણ તુર્તજ ઓઢો શાંત પડી ગયો. "અરેરે ભુંડી થઇ! વાત બગડી ગઈ! બહુ ખોટું થયું!" ઓઢો એકદમ ઉભો થઇ હોથલની માફી માગવા ઘેર આવ્યો. હોથલ તો આગળથી જ પામી ગઇ કે ઓઢાને શું થયું! ઓઢો હજુ કાંઇ બોલે તે પહેલાં તે બોલી ઉઠી:— "તેમાં તારો વાંક નથી. ઓઢા, મારી અવધ પૂરી થઇ ને મારે જવું જ જોઇએ. ઓઢે ઘણું જ વીનવી. વિવિધ પ્રકારે માફી માગી. પણ હોથલ માની નહીં. વીર ઓઢાની આંખ-

માંથી શ્રાવણ તથા ભાદરવો વહેવા લાગ્યા. આ જોઈ હોથલ બોલીઃ—" હે પતિ, મારે તો નિયમ પ્રમાણે જવું જ જોઇએ. પણ આ પુત્રોનાં લગ્ન થશે ત્યારે હું આવીશ, તમે આ કોઇને કહેતા નહીં. તમે, પુત્રો અને વહુઓ એટલાં જ મને તે સમે જોશો, ને ત્યારે તમારી સાથે રહી હું તેમનાં લગ્ન સંપૂર્ણ કરીશ." આમ બોલી અપ્સરા અંતર્ધાન થઇ ગઇ. ઓઢો બિચારો દુઃખ કરતો મોં વિકાસી ઉભો થઇ રહ્યો. હોથલ અપ્સરા થઈ સ્વર્ગે ગઈ ને ઓઢો દિઙ્મૂઢ બની ઉભો રહ્યો. હવે ઓઢાને પોતાના જીવતર પર તિરસ્કાર વછૂટવા માંડયો. હોથલ વિના તેને સર્વ સ્થળ સૂનાં સૂનાં દીસવા લાગ્યાં. ફક્ત પુત્રોને જ ખાતર તે પોતાના દુઃખી દહાડાને લંબાવવા લાગ્યો. વખત જતાં પુત્રો મોટા થયા. મોંએ મોંસેર ફુટી. વૃદ્ધ હોથીજીએ તેમનાં વેશવાળ કર્યાં, ને પછી લગ્ન આરંભ્યાં. ઘણી જ ધામધુમથી લગ્ન થયાં. વહુઓ ઘેર આવી. વહુઓને લઇ માંડવા વચ્ચે વરરાજા આવે છે ત્યાં ડેલી આગળ ઉચું અંબર પહેર્યું છે, માથા ઉપર હેમકળશ અને તેની ઉપર શ્રીફળ ધારણ કર્યું છે, એવી હોથલ સ્વર્ગમાંથી તેમને પોંખવા ઉતરી. કેરાકોટને પાદર જ્યારે લગ્ન કરી જાન આવી ઉતરી હતી ત્યારે જ ઓઢે બંને પુત્રો તથા વહુને પઢાવી રાખ્યું હતું કે "તમને પોંખવા આવે તેનો છેડો પકડી રાખી માગી લેજો કે અમારી સાથે તમો સુખમાં રહો ને અમારી રક્ષા કરો.

અને અમે તમારી સેવા કરીએ." હોથલ જેવી પોંખી કારવી મહેલમાં ગઇ કે પુત્ર વધુઓ તેને પગે પડવા આવી. પુત્ર ને પુત્રવધુઓ આવી પગે પડયાં ત્યાં સ્નેહ ને હર્ષથી ઉભરાઇ જતી હોથલ જખરાને વહુનાં મીઠડાં લેતી બોલીઃ—"વહુ બેટા માંગો, માંગો." વહુ તો ઓઢે જે ભણતર ભણાવ્યું હતું તે ભૂલી ગઇ ને હોથલ સાસુના ગળાનો અમૂલ્ય હાર ઝટ દઇને તેણે માંગ્યો. તુર્તજ હોથલે ગળામાંથી હાર ઉતારી વહુના ગળામા નાંખ્યો ને દુખણાં લઇ બંનેને આશીર્વાદ દીધા.

નાની વહુનું આ આચરણ જોઇ ઓઢો બિચારો નિરાશ થઇ ગયોઃ "અરેરે, વહુ ભૂલી." આ સર્વ દુઃખદ દેખાવ જેસળ ને તેની વહુ જોઇ રહ્યાં. ઓઢાનું છૂપું દુઃખ પણ તેઓ જાણી ગયાં. "ફિકર નહીં" કરી હોથલ પાસે જઇ તેના પગમાં પડયાં. હોથલે બે હાથે તેમનાં ઓવારણાં લીધાં. વહુની પીઠ થાબડીને "માંગો–માંગો મારાં વ્હાલાં" કહી તેમને ઉઠાવવા માંડયાં. પણ બંને તેના પગને એવાં તો સજ્જડ પકડી રહ્યાં તેમ જ રડી પડયાં કે હોથલ તેમને પૂછવા લાગીઃ—"બેટા માગોને! આમ દુઃખી કેમ?" "માતુશ્રી, તમો અમારી સાથે જ રહો, ને તમારી મીઠી નજરમાં અમને સદા ઉછેરો એ જ અમો માગીએ છીએ. તમારૂં લાડપણ અમો પાળીએ. એ અમારી મનકામના છે. તમારા વિના અમે જીવી શકશું નહીં."

આ માગણી સાંભળી હોથલ વિચારમાં પડી ગઈને બોલી:- "બેટા, વહૂ, હમેશાં સાસુનાં કડવાં વચન તેને સાથે રાખી સાંભળવાં તેના કરતાં બીજું કાંઇ માગોને." પણ તે બંને કેમે કર્યા માન્યાં નહીં. છેવટે "તથાસ્તુ" કહી હોથલ તેમની સાથે રહેવા કબૂલ થઇ. બિચારો ઓઢો આ સાંભળી પોતાના જીવતરને પુનઃ શરૂ થતું અનુભવવા લાગ્યો. ઓઢો ઘેર આવ્યો, સાથે બે પુત્ર લાવ્યો. પોતાને પુત્ર નહોતો ને આમ દેશવટો પામેલ ભાઇ પુત્રવાળો ઘેર આવ્યો, સાથે પદમણી લાવ્યો, પુત્રોનાં લગ્ન થયાં, એ સર્વ જોઇ હોથીજી બહુ સુખી થયો. કેરાકોટનો વંશ ચાલતો રહ્યો, એ જાણી તે પોતાનું મહાભાગ્ય માનવા લાગ્યો. પુત્રોને પોતાની પાસે જ રાખી રાજકાજમાં કુશળ બનાવવા લાગ્યો. આમ ભાઇ, ભાઇના પુત્રો, વહુઓથી વિંટળાઇ હોથીજી સુખમાં ને સુખમાં વિદેહ થયો. ઓઢે પોતાના પુત્ર જેસળને કેરા કોટની ગાદી પર બેસાર્યો, ને પોતે તથા હોથલ અને વિશળદેવની પુત્રી ઓઢાની બીજી સ્ત્રી એમ ત્રણે પાછાં કનકાના ડુંગરમાં જઇ પોતાની અસલ ગુફામાં નિવાસ કરી રહ્યાં ને ત્યાં ખરા પ્રેમનાં લ્હાણાં અનુભવવા લાગ્યાં.



# ધમળા

ખોટા પોરસમાં ઘણીવાર બિચારાં કુમળાં હૈયાંનું સત્યાનાશ વળી જાય છે. બિચારાં અલડ પ્રેમીઓ ઘણું ઘણું ખમે છે. મોટેરાંની ઇચ્છાને તાબે થાય છે; પણ તે છતાંય વચ્ચે એવી પળ આવે છે કે તેઓ પોતાના દેહનું બલિદાન દે છે ને જગત છોડી ચાલતાં થાય છે.

ધમળા એક આયર કન્યા હતી. તેનું વેશવાળ દેગામના ગરઢેરાના દીકરા નાગ સાથે થયું હતું. વેશવાળ થયા પછી નાગ તથા ધમળા વારંવાર એકબીજાને ગામ જતાં આવતાં ને મળતાં. પ્રભુએ હૃદયની એવી તો આપ લે કરી દીધી કે મોટાં થતાં જરા સમજણ આવતાં બન્ને એમ જ ઇચ્છવા લાગ્યાં કે હવે તો લગ્ન ઝટ થાય ને સાથે રહેવાય તો જ હૃદયને જંપ વળે. વળી લગ્નની વાતો ઘરમાં થતી બન્ને સાંભળે ને હવે તો થોડા જ વખતમાં મીઠાં મીઠાં સુખ માણશું એમ હૈયામાં લાવી બન્ને આનંદનાં વમળમાં ઘસડાવા લાગ્યાં. બિચારાં પ્રેમી વિધિની વિષમબાજીથી તદ્દન અજાણ્યાં હતાં.

પ્રેમીનું સુખસ્વપ્ન થોડો વખત ચાલ્યું, ત્યાં તો નાગના ને ધમળાના કુટુંબમાં કોઇ કારણસર તકરાર ઊઠી. તકરાર વધતાં એટલી હદે પહોંચી કે ધમળાના પિતાએ પોતાના કુટુંબના ખોટા નાક ખાતર નાગના પિતાને

કહાવી દીધું કે પોતે સગપણ તોડી નાંખ્યું છે. વળી તે એટલું જ કરીને અટક્યો નહીં, પણ ફોકટના પોરસમાં તણાઇ તેણે નાગના જ પિતાના વેરીના પુત્ર સાથે ધમળાનું વેશવાળ કરી નાંખ્યું; તુર્તજ લગ્નની કંકોતરી લખી મોકલી. વાજતે ગાજતે ધમળા વહુને વરવા વરરાજા ઉપડયા. હલકા હૈયાના અભિમાની જાનૈયા નાગના પિતાના હૃદયને બાળવા ખાતર તેના ગામને પાદર થઇને જાન લઇને નીકળ્યા. ગામને પાદર બંદુકના અવાજો કર્યા,–એવું માનીને કે નાગના કુટુંબીઓ તેમ જ ગામલોક તે સાંભળીને સળગે, ને આમ કરવાથી પોતાના જીવને શાંતિ વળે. પણ મોટું મન રાખી નાગના કુટુંબીમાંથી કોઇપણ બોલ્યું નહીં કે કોઇએ તે તરફ નજર પણ નાખી નહીં. કોઇ ઉત્સુક બની ગામ પાદર પણ ગયું નહીં. થોડો વખત રોકાઇ જાન ધમળાને ગામ આવી. સાંજ થતાં સામૈયું થયું. વાજતે ગાજતે ધણેણતી બંદુકો વચ્ચે વરરાજા તોરણ આવ્યો. ધમળાની માએ વરને પોંખ્યો, ને તેને માંડવામાં લાવ્યા. ધમળાને હસ્તમિલાપ માટે માયરામાં આણી. ગોરે મંત્ર ભણી હસ્તમિલાપ કરાવ્યો. અતિશય દુઃખતા હૈયાથી ધમળાએ પોતાનો હાથ વરરાજાને આપ્યો; પણ આ સર્વ સમય દરમિયાન નાગનો સુંદર દિદાર ધમળાના હૃદયપર રમતો હતો. ધમળાએ જાણ્યે અજાણ્યે પોતાના અંગને વરરાજાને હવાલે કર્યું; પણ હૈયું તો નાગનું જ રહ્યું.

જાનરડીઓ અને માંડવાવાળીઓના ઉભરી ઉઠતા ફટાણા વચ્ચે જે થાય તે જોતી ધમળા વરરાજાની બની. જાન એક દિવસ રોકાઈ નવી વહુને લઈ પોતાને ઘેર જવા નીકળી. હવે તો વેરીની વહુ પોતે લઇ જાય છે તેથી મિથ્યા અહંકાર ને પોરસમાં અંધ બનેલ જાનૈયા નાગના કુટુંબીઓને વધારે ને વધારે સળગાવવાની પાપી દાનતથી જાન લઇને દેગામને પાદર આવ્યા. ગામને પાદર નેરાની રેતીમાં ટીમણ કરવા પડાવ નાંખ્યો ને બંધુકો છોડવા લાગ્યા.

જાન પોતાના ગામને પાદરે થઇને ગઇ એ નાગે જોયું. પોતાની હૃદયવલ્લભાને વરવા જતા વરરાજાને તેણે બરાબર નિરખીને નિહાળ્યો. વર તોરણ આવ્યો ત્યારે બંદુકોના આકાશ ગજવતા અવાજો તેણે પોતાને ગામ પોતાના ઘરની મેડીમાં પડયાં પડયાં સાંભળ્યા. વાંઢી ધમળાનું વેવિશાળ તૂટયું, બીજા સાથે તે થયું–તે વળી પોતાના જ કુટુંબના વેરીના છોકરા સાથે–તેથી તેનું દિલ બળતું તો હતું, ત્યાં જાન તે જ ધમળાને લેવા પોતાના ગામને પાદરે થઇને વાજતે ગાજતે જતી તેણે જોઇ. આ દારૂણ દુઃખના વિચારમાં બિચારો સ્નેહી દળાઇ જવા લાગ્યો. તોય સબૂરી પકડી જે થાય તે સહેતો બિચારો પ્રેમી સાંજ સુધી તો એમ ને એમ ચલાવ્યે ગયો. પણ તોરણ ચડેલ વરરાજાનાં માણસોની બંદુકોના અવાજ તેને કાને પડતા ને તેના હૃદયને તોડવા લાગ્યા ત્યારે તે વધારે ધાર વારી

શક્યો નહીં. " હાય હાય, વા'લી ધમળા ગઇ. " એમ નિ-શાસો નાંખી ઘરમાંથી એક કટારી લઇ ઘરનું બારણું બંધ કરી તે પેટે વાઇ સુઇ રહ્યો. ધમળા પોતાનો હાથ નવા વરના હાથમાં મૂકે તે પહેલાં તો આ પ્રેમીનો જીવ પ્રભુની મીઠી નજર સામે ખડો થયો. પસર છોડવાનો સમય થઇ ગયો પણ નાગ ઉઠયો નહીં. તેના પિતાએ એક બે સાદ કર્યા પણ કંઇ જવાબ મળ્યો નહીં. સવાર થઇ, પણ નાગ ન ઉઠયો. આમાં કાંઇક ભેદ છે, એમ ગણી નાગના બાપે બારણું ઘણુંય ભભડાવ્યું પણ કોઇએ બારણું ઉઘાડયું નહીં. આમ ચાલે છે ત્યાં માણસો ભેળાં થઇ ગયાં. બારણું ખેડવ્યું. અંદર જઇ તેઓ જુએ છે તો પેટમાં કટારી ખોસી નાગ નીચે પથારીપર પડયો છે. પડખે લોહીનું ખાબડું ભરાયું છે. આ દેખાવ જોઇ કયા પિતાનું, કયી માતાનું ચિત્ત ઠેકાણે રહે ? તે બિચારાં ગાંડાં ઘેલાં થઇ ગયાં. પોતે આ તે ખરૂં જુએ છે કે ખોટું એ ભ્રમણા તેમને થવા લાગી. હામાં હામાં કરતાં સાંજ પડી ગઇ ને છેવટે વળતે દિવસે સૂરજ ઉગતાં શબને ઠેકાણે પાડવા લોકો સ્મશાને લઇ ગયા. અગ્નિસંસ્કાર કરી એક ખાંભી ત્યાં ખડી કરીને બળતી ચેહ પર ઘડો મૂકયો. આમ કરવાનું હતું તે કરી નાગનાં સગાં રોતાં કકળતાં ઘેર આવ્યાં. તે જ દિવસે બપોર થતાં ધમળા વહુને લઇને જાન ત્યાં આવી. નેસમાં પાણી બાણી સારૂં જોઇ, વળી વેરીને બળતરા

થશે એવા દુષ્ટ વિચારે જાને ત્યાં પડાવ નાંખ્યો. પછેડી પાથરી ભાતું લઇ પુરૂષે પુરૂષો ને સ્ત્રીએ સ્ત્રીઓ નોખનોખાં ટીમણુ કરવા બેઠાં. કોઇ વળી ઘણો જ ફૂલી જઇને બંદુક ફોડવા લાગ્યો,–એમ દેખાડવા કે જુઓ આ અમે તમારી કન્યા લઇ જઇએ છીએ. બિચારાં નાગનાં મા બાપ, સગાં વ્હાલાં વેરીનું આવું હલકું કામ જોઇ ઘણુંય દુભાયાં. તેઓ પણ પોરસેલ ને વીર હતાં. સામાવાળાનાં કાંઇ લીધાં જાય તેવાં ન હતાં. પણ આમ લોહીભર્યે મોંએ તકરારમાં ઉતરી મુલકમાં ભુંડાં ગણાવું તેનાં કરતાં મુંગાં બેસી રહેવું તેમાંજ તેઓએ મોટાઇ માની.

આ સર્વે ચાલતું હતું ત્યારે ધમળા એક માફામાં બેઠી બેઠી જોતી હતી ને રોતી હતી. પોતાની સામે જ એક ચેહ બળતી હતી, ઉપર એક ઘડો હતો. ધાર્યું કે હશે તે કોઇકની, ત્યાં વળી ખાંભી જોઇ. હશે કોઇક દુ:ખીની, જેણે અકાળે જીવ છોડયો હશે તેની, કોઇ દુ:ખથી કંટાળેલની કે સામે પગલે મરેલ વીરની. આમ ધમળા જુએ છે, આંસુ ખેરે છે, વિચારે છે, ત્યાં તેણે ચાર પાંચ ગોવાળના છોકરાને ચેહ સામે નિશાસો નાંખી જોતા ને માફા તરફ આંગળી ચીંધતા જોયા. એવામાં તો એક તુર્ત જ બોલી ઉઠયો: “ એલા, જેના પાપમાં આ બિચારો નાગ મૂઓ તે તો જોને બની ઠની માફામાં બેસી આ ચાલી. ” ત્યાં વળી બીજે કહ્યું–“ ભાઇ, બાઇડીનો તે ભરોંસો હોય ? નાગ

બિચારો જીવનો ગયો ને ધમળાને માટે રસ્તો મોકળો થયો." ત્યાં તો તે માફા સામો હાથ કરી ત્રીજો બોલ્યો:-

પ્રીત કદી ના કરીએ, અધબેસરાંની સંગ,
ઇ રંગમાં પાડે ભંગ, જો ધમળા શે ધંધે ચડી.

હે ભાઇ, જે ખરી કીમત કરી શકતાં નથી તેમની સાથે પ્રેમ કરવો નહીં, કારણ કે એ અધકચરાંઓ બરાબર જ્યાં હેંગેહૈયાની જમાવટ થાય ત્યાં વચગાળેથી જ પડતાં મૂકી ચાલ્યાં જાય છે. જોને આ ધમળા તો પોતાને ધંધે લાગી ગઇ ને બિચારો નાગ જીવનો ગયો. આને તે એનું કાંઈ છે ?

વળી ત્યાં બીજો બોલ્યો: "હા ભાઇ, ઇ ખરૂં છે. બાયડી તે બાયડી, એનો તે વિશ્વાસ હોય; કારણ—

વેરી રૂઠયો ઘાવ દે, વસીયર ડશી દૂર થાય,
વચન વળુંદી ગોરડી, વખ દઇ પર ઘર જાય.

ભાઇ, માથે મોટું વેર હોય તો વેરી ઝાટકાનો સખત ઘા માથે કરે ને મોટો ઝેરી સાપ ડશીને ચાલતો થાય; પણ વચન આપી આપી પ્રેમ દર્શાવનાર સુંદરી તો બિચારા પ્રેમીને ઝેર દઇને પારકાની થઇ ચાલતી થાય છે.

એલા, નારીનો તે શો ભરોંસો ? ત્યાં તો વળી ત્રીજો બોલ્યો. હા ભાઇ, એ ખરૂં છે. જોને—

પ્રીત ઉતારે પાર એ વિરલાં વ્યાપે જગત,
પણ મતલબનાં સૌ યાર, જો ધમળા આ ધંધે ચડી.

પ્રીત કરે ને પછી ઠેઠ સુધી નભાવે એવાં પ્રેમીઓ તો આ જગતમાં બહુ જુજ માલમ પડે છે. બાકી તો, ભાઇ, બધાંય સ્વાર્થનો સ્નેહ કરનાર છે. જોને આ જ ધમળા કેવી ધંધે લાગી ગઇ.

માફામાં વહુનું મર્મસ્થાન આ થોડાં સંભળાતાં, થોડાં ન સંભળાતાં વચનો ભેદવા લાગ્યાં. વ્હાલા પ્રેમી નાગને છોડી પોતે પારકાની બની એથી તેના હૃદયને ઘણું દુ:ખ થયું હતું; પણ લોકલાજ, વડીલોની મરજાદ વગેરે અનેક આવરણોથી ધમળા કશુંય નવાજૂનું કરવા ઉશ્કેરાઈ નહીં; ને ડાહી ડમરી વહુ થઇ, મોઢું ભારે રાખી પ્રભુએ જેની સાથે પાનાં પાડયાં તેની થઈ રહી. અંતે નવા વરને ઘેર જવા અનુકૂળ બની માફામાં બેસી ગઇ હતી. પણ કર્મની ગતિ ન્યારી છે. મિથ્યાભિમાની સાસરિયાં નાગના જ ગામને પાદર પડાવ નાંખી પડયાં. ગામ જોતાં-વેંત ધમળાના હૃદયપર પોતાનો ખરો હૃદયનાથ નાગ ખડો તો થયો હતો. પણ કરે શું ? પોતે સ્ત્રી ઠરી. પ્રેમઘેલી તો હતી. પણ હિંદુબાળા હતી. બધું હૃદયમાં ભારીને બેઠી હતી. પણ ત્યાં આમ ઓચિંતાં આ છોકરાના મુખથી મર્મવેધી બાણ વછૂટવા લાગ્યાં. ધમળા બિચારીની શી તાકત કે તે હવે વધારે વાર તેમની સામે ટકી રહે. તે બિચારીની

આંખમાંથી શ્રાવણ ભાદરવો રેલવા લાગ્યા. પાસે બેઠેલી સૈયર તો એમ સમજી કે વહુને તેનું ઘર સાંભર્યું છે ને રૂવે છે. તે તો તેને ધીરજ આપવા લાગી. ત્યાં તો વળી વચન-બાણ છોકરાના મુખથી વછૂટયું:—

પ્રીત ભલો પારેવડો, રૂપે ભલેરો મોર,
પ્રીત કરીને પતળે ઇ માણસ ને પણ ઢોર.

હે ભાઇ, માણસ તો પશુ પંખીમાંથીએ ગયાં. જોને પારેવો પ્રેમમાં પૂરેપૂરો છે ને રૂપમાં પૂરો મોર છે. રે ભાઇ, જે પ્રેમ કરીને ફરી બેસે તે તો માણસ નથી પણ ઢોરજઃ હેવાન જ છે.

ત્યાં તો વળી બીજે કહ્યું:—

પ્રીત ભલો પારેવડો ઉડતાં મારે ઉલાંઠ,
સરખે સરખાં તો મળે જો લખ્યું હોય લલાટ.

ભાઈ, ઇ પારેવો તો પ્રેમમાં મસ્ત છે. પોતાની પ્રિયા પારેવી પાસે તે કેવો કાલો ઘેલો થઇ ઉડી ઉડી ગોથાં ખાતો પડે છે, નાચે છે. ભાઇ, જો કર્મ સારાં હોય તો જ જોડી સરખે સરખી લાગણીવાળી, પ્રેમભર્યાં હૈયાંવાળી મળી આવે.

બાકી તો બધું એવું જ. જોને તું આ ધમળાનો જ દાખલો. ત્યાં તો એક બોલ્યો:—

બકરીના બાલ, કોઇ સખતાં રેશે ને,
કૂડા કેરી ટેવ, પણ પાળી પળમાં પતળી જશે.

અરે ભાઇ, જેને પ્રેમની કીમત નથી એવાં બેકદર વચન આપે ને કદિક તે પાળવાનું કરે પણ પાળી શકશેજ નહીં. કારણ કે તેઓ તો ખોટાં વચન આપે છે, જૂઠાં સાટાં કરે છે, ને એક ક્ષણમાં ફરી બેસે છે.

એવાંને તે હૈયાંની કીમત શી? એવાંનો આ તાજો જ દાખલો જુઓને આ ધમળા.

આ વચનપ્રહાર બિચારી ધમળાથી હવે સહન થઈ શકયો નહીં. તે બિચારી મોટેથી હિબકી ભરવા લાગીઃ રડવા લાગીઃ અરે મેં બેકદરે હૈયાની કીમત ન કરી; બિચારા નાગને દગો દીધો. તે બિચારો આ ગામમાં આ બંધુકના અવાજે, આ જાનવાળાના પોરસભર્યા પોકારો સાંભળી અત્યારે કેવો દાઝી મરતો હશે! અરેરે, તેને મારે માટે કેવું લાગતું હશે! ચાલ્યને હું આંહીંથી આ માફામાંથી કુદી પડી ગામમાં દોડી જાઉં ને નાગની થાઉં. કદી ધીંગાણું થશે તો બન્ને સામે પગલે સાથે મરશું, ને અમરાપુરમાં માંણશું. આમ બિચારી ધમળા ગાંડી ઘેલી બની આંસુની ધાર પાડતી અનેક કલ્પના કરવા લાગી. ત્યાં તો વળી એક ગોવાળીઓ બોલ્યોઃ—

પર વસ્તુ પરિયાણ, આ વસ્તુ એક નૈ,
બાળાશું બંધાણ કાળાંશું કરીએ નૈ.

અરે ભાઇ, પારકાં ઇ પારકાં જ. એવાંની સાથે મન મેળાપ કદિ કરીએ નહીં જ; કારણ કે ઈ પારકાં આપણાં

થાય જ નહીં. તેમાંય તે વળી છોકરી એનો તે વિશ્વાસ હોય ? તેની સાથે હૈયાનું જોડાણ કદિ પણ ન જ થાય. એ તો કાછી જાતઃ કાલાં તે કાલાં જ.

આ બોલી વળી તેણે નાગની બળતી ચેહ ભણી આંગળી દેખાડી કહ્યું:—

નાગ નીહાળી જોય, આ પોળાં મન પાથરીએ ને,
કાઠ ચડયાં ને કોઇ, એ ધમળા શે ધંધે ચઢી.

હે નાગ, જરા ઉંડો વિચાર કરી બારીકીથી જોને કે આવાં સાથે તે દિલ મોકળું મૂકી પ્રેમ કરવાનો હોય કે ? જોને ભોળા, તું જેને માટે મૂઓ તે કાંઇ તારી ચિતા પર ચઢી નહીં ને આ કયે રસ્તે ચાલી નીકળી ?

તું તો તારા જીવનો ગયો અને એ આ જો બીજાની બની બેઠી.

આ છેલ્લા વેણે તો હવે હદ કરી નાંખી. શું આ ચિતા નાગની ? નાગ મૂઓ શું ? ને શું મારે માટે ? આ ગોવાળિયો ચેહ સામો હાથ કરી બોલતો બોલતો તેજ હાથ મારા માફા ભણી ફેરવી મને જ ચિંધાડે છે. હા ખરેખર, વા'લો નાગ મૂઓ ને તે વળી મારે જ માટે. આ ચેહ તેની જ છે. હું હવે જીવીને શું કરૂં ! જે મારે માટે મૂઓ તેને માટે હવે હું મરૂં. તેની જ ચેહમાં હું આ દેહનો ભોગ આપું ને આ ગોવાળિયા, આ પોરસેલ મિથ્યાભિમાની જાનૈયા અને આ ગામનાં લોકને બતાવી આપું કે જે મારે

માટે મૂઓ. તેણે કંઇ જેવી તેવી સાથે પોતાના હૈયાનો મેળ કર્યો નહોતો. એક છલંગ મારી ધમળા એકાએક માફામાંથી બહાર કૂદી પડી. જાનરડિયો તો આ જોઇ આભી જ બની ઉભી થઇ રહી. ત્યાં તો ધમળાએ ગડગડતી કાઢી. "હે વા'લા નાગ, આ તારી ધમળાને લેજે." આમ બોલી ધબ દેતી નાગની ચેહમાં ધબકાઇ. અગ્નિના ઇંગારાના બાચકા ભરી પોતાના શરીર સાથે વા'લથી ચોળવા લાગી ત્યાં તો અગ્નિએ તેનાં સુંદર કપડાને ઝપટમાં લીધાં. ભડકો થઈ ઉછળ્યો ને તેનું સુંદર ગૌર શરીર ઘડીકમાં ભડકામાં ભરખાઇ ગયું. પ્રેમી બાલા પલવારમાં પ્રેમી નાગને રસ્તે ચડી. અમરાપુરને આંગણે જઇને તેને ભેટી. ખરે જ, શુદ્ધ ને નેક હૈયાંને કોઇ જીતી શકતું નથી તેમ જ જુદાં પણ પાડી શકતું નથી.

---

## રેશમિયો

મેથડ ગામનો ધણી રેશમિયો એક દિવસ ઘોડે ચડી શિકારે ગયો. અનેક વનપશુ પંખીનો ભોગ લેતો ઠાકોર જંગલમાં રખડે છે ત્યાં તેની નજર એક કાળિઆર પર ગઈ. તુર્તજ તેણે તેના પર ગોળી છોડી; પણ મૃગ મોતમાંથી સટકી ગયો ને નાઠો. રેશમિયો તેની પછવાડે

પડયો. પૂર પાટીએ ઘોડો ધસ્યો જાય છે તેવામાં તેને ઠેશ આવી. સખત ઠોકરના આંચકાથી તે ઘોડો ધબ દઈને ભોંય પર જઈ પડયો. તે પર બેઠેલ સ્વાર પણ તેના પરથી નીચે ઉછળી પડયો. એક શિલા સાથે તેનું માથું અફળાયું, તેને તમસ આવી ગઈ, ને ત્યાં ને ત્યાં તે બેભાન થઈ ગયો. નિમકહલાલ ઘોડો પાછો ઉભો થઈ ગયો, ને મૂર્છામાં પડેલ પોતાના ધણી પાસે ખડો રહ્યો. આ નિર્જન–વેરાન–પ્રદેશમાં વનપશુઓથી ઠાકોરનું રક્ષણ કરનાર તેના ઘોડા વિના બીજું કોઈ ન હતું. પણ પ્રભુ એવો તો મહાન હૃદયનો છે કે તે પાપીની પણ દયા ખાય છે. ત્યાં આગળ નદી કાંઠે ડુંગરની તળેટીમાં એક રબારીની ઝોક પડેલ હતી. રબારી ભમતો ભમતો બેહોશ પડેલ સ્વાર પાસે આવી ચડયો. અરે, આ વેરાન પ્રદેશમાં આ કોઈ રાજવી પડેલ છે જોઈ, રબારીને તેની દયા આવી. પોતાની ઝોકે આવી, સ્ત્રી તથા ખાટલો સાથે લઈ તે ઝટ ઝટ પાછો તે જગ્યાએ આવ્યો. બેશુદ્ધ ઠાકોરને ખાટલામાં નાંખી ધણીધણિયાણી તેને ઉપાડીને પોતાની ઝુંપડીએ લાવ્યાં. તેનો નાનો છોકરો એટલામાં ઘોડાને પણ ત્યાં દોરી લાવ્યો ને ઘોડાને ત્યાં બાંધી તેણે ખડપાણી પાસે મૂક્યાં. રબારી ઠાકોરના માથા પર ઠંડા પાણીનું સિંચન કરવા લાગ્યો ને મધ્યરાત્રિ જતાં તે મૂર્છા પામેલ ઠાકોરે પોતાની આંખ ઉઘાડી. રબારી રબારણ અને તેમનો છોકરો આ જોઈ રાજી રાજી થઈ ગયાં. હજુ

સવાર થઇ ત્યાં તો તે મુડદાલ ઠાકોર પાછો જમામર્દ બની ગયો. રબારી દુધ દોહી લાવ્યો. તેની સ્ત્રીએ રોટલા તૈયાર કર્યા. ચારે જણાંએ આનંદથી સાથે બેસી દુધ રોટલા ખાધા. ખાઇ પી તાજો થઇ રેશમિયો તે રબારી તથા તેની સ્ત્રીનો ઉપકાર માનતો ઘોડે સામાન નાંખવા લાગ્યો. તૈયાર થઇ તેણે રબારીની સ્ત્રીને જરા માથું નમાવ્યું ને તે રબારણે બે હાથથી તેનાં દુઃખણાં લીધાં. પછી રબારી સાથે લાંબો હાથ કરી રામ રામ કરી રજા માગી. રેશમિયો સ્વાર થયો ને બારણું સામું જોઇ બોલ્યોઃ "બેન, કોઇ દિવસ મૈયડ આવી આ ગરીબ ભાઇ રેશમિયાનું આંગણું પાવન કરજો. તમને કોઇ રોકે તો લ્યો એંધાણમાં આ વેઢ." રબારીએ વેઢ લીધો, ને રેશમિયો રવાના થયો.

હવે થોડાં વર્ષ ગયાં ત્યાં દેશમાં મોટો કાળ પડયો. માણસો પોતાનાં સર્વસ્વનો ભોગ આપી પ્રાણરક્ષણ કરવા લાગ્યાં. ઢોરઢાંખર ભૂખનાં માર્યા ટપોટપ મરી જવા લાગ્યાં. આપણા રબારીનાં ઘેટાં બકરાં પણ ખડપાણી વિના પરપોટાની જેમ તડતડ દઇને તુટી જવા લાગ્યાં. છેવટે આખી ઝોકમાં એક ઘોડા સિવાય કાંઈ સમ ખાવા જીવતું રહ્યું નહીં. બિચારાં રબારી એકલાં ત્રણ જ અને ઘોડો નામ નિશાન દાખલ બાકી રહ્યાં. પણ હવે શું ખાઇને જીવવું? એક બે દિવસના ફાકા પડયા; ત્યાં તો રબારણને રેશમિયો હૈયે ચડયો. તેણે તુર્ત જ પોતાના ધણીને રેશમિયાને ત્યાં

આશરો લેવા જવા જણાવ્યું. રબારી એકમત થયો. પોતાના નાના હાડપિંજર ટટ્ટુ પર થોડો સરસામાન લાદી બિચારાં ત્રણે મેયડ જવા ઉપડયાં. જતાં વચમાં કઠણુ ટીંબા ટેકરા-વાળી જમીન આવી. અડવડિયાં ખાતો ઘોડો ઠેશ ખાવાથી પડી ગયો ને મરણુ પામ્યો. તેના પર લાદેલ સામાન છુટો કરી એક કોર ઉતારે છે ત્યાં તો આકાશમાં વાદળાં ચડી આવ્યાં; ભયંકર કડાકા ને વીજળીના ચમકારા સહિત ધોધમાર વરસાદ શરૂ થયો. બિચારાં રબારીનું આખું પાતળું હતું તે તણુાઇ ગયું ને નાશ પામ્યું, ને કંઇ જીજ રહ્યું તેને ત્યાં ને ત્યાં છોડી દઇ અથડાતાં પીટાતાં મહા મહેનતે તેઓ નજીકના ગામે પહોંચ્યાં. રાત્રી અંધારી હતી ને વરસાદ જોસભેર પડતો હતો એ સ્થિતિમાં તેઓ ત્રણે ગામના ચોરા પાસે આવ્યાં. ગામમાં સૌ બારણુાં વાસી બેસી અગર સૂઇ ગયાં હતાં, પણુ તેમના પર એક વણિકની નજર પડી. " આ કોઇ વખાનાં માર્યાં આ ટાણે આમ આવ્યાં છે; બિચારાં દુઃખી છે " એમ તેના હૈયામાં આવતાં તે છત્રી લઇ તેમની પાસે આવ્યો. ને તેણે પૂછ્યું. " કયાં રેવાં ? " " અમો રબારી છીએ, ને મેયડ જઇએ છીએ. અમારી પાસે જે હતું તે આ વરસાદમાં ઘોડા ભેળું ગયું." એમ તેણે વણિકને જવાબ દીધો. " મેયડ જઈ શું કરશો ? આંહીં રહોને " એમ વણિકે તેને કહેતાં " મેયડના ઠાકોર રેશમિયા પાસે અમે આશરો લેવા જઇએ છીએ. ઠાકોરે

અમને પોતા પાસે કોઇ વખતે આવવાનું કહ્યું છે, તો જઇએ છીએ. પણ તેની પાસે જઈ ગોળ કરવા માટે ફુટી બદામ પણ અમારી પાસે નથી." આમ તે રબારી તથા રબારણ તેને કહેવા લાગ્યાં. વાણીઆને દયા આવી ને તેમને પાંચ રૂપીઆ ઉછીના આપવા મરજી બતાવી. પણ સાથે સાથે ઉમેર્યું કે જો તમો રૂપીઆ પાછા નભરો તો શું ?" "આ અમારા દીકરાને બાનામાં તમારે ત્યાં પેટ-વડીઓ મૂકીએ છીએ. જ્યારે પૈસા પાછા આપીએ, એકના બમણા કરીને, ત્યારે તેને અમને સોંપજો." "ના, પાંચના પચાસ આપો તો." "તો તેમ" કહી દીકરાને તેને ત્યાં પેટ-વડીઓ રાખી તે બંનેએ તે શાહુકાર પાસેથી પાંચ રૂપીઆ કરજે લીધા.

આમ વખાનાં માર્યા રબારી ને રબારણ મેયડ આવ્યાં. ગઢને દરવાજે આવી ઉભાં રહે છે ત્યાં તેમને એક સ્વારે રોકયાં. "કોણ છો ? ક્યાંથી આવો છો ?" એમ તેમને ટપાર્યા. "અમે વનવાસી છીએ. જાતનાં રબારી છીએ. વગડેથી આવીએ છીએ ને રેશમિયા ઠાકોરને મળવું છે," આમ બોલી ઘણું જતન કરી જાળવી રાખેલ વેઢને ખીસામાંથી કાઢવા જાય છે ત્યાં તે બિચારો રબારી એકદમ નિરાશ થઈ ગયો. "અરે વેઢ ક્યાં ? હવે શી નિશાની રેશમિયા પાસે મોકલું !" એમ મુંઝવણમાં પડી ગયો. બિચારાં બંને હાંફળાં ફાંફળાં બની ગયાં. તે સ્વાર પંડે જ મેયડનો ધણી રેશમિયો

હતો. તે તુર્ત જ રબારી તથા રબારણને સાદ પરથી ઓળખી ગયો હતો. ઠાકોર ઘણો જ ભલો હતો પણ જાતિ-સ્વભાવ પ્રમાણે જરા ટીખળી હતો. "લે જોઉં જોઇએ, આ શું કરે છે?" એવા ખ્યાલથી તેણે કહ્યું: "પણ ભાઈ તમો જેને મળવા માગો છો તે રેશમિયા ઠાકોર તો મરી ગયા." અરે મહાઆશાવન્તા વર્તાઉને કાને તે આ શું પડે છે? બિચારાં તે બંને દિઙ્મૂઢ બની જડવત્ ઉભાં થઈ રહ્યાં. આ તે પોતે શું સાંભળે છે? આ તે ખરૂં કે ખોટું? હવે શું કરવું? આપણાં ભાગ્ય જ અવળાં છે ને. આમ વિચારવમળમાં ચ્હડી ગયાં. સ્વાર આ જોઇ રહ્યો. વરસાદ પડતો હતો ને વીજળી ઝબુકતી હતી. મોટું મળસ્કું થવા આવ્યું હતું. ત્યાંથી નિરાશ થઈ બિચારાં પાછાં વળવાનો વિચાર કરવા લાગ્યાં. મોટો નિસાસો નાંખી તે રબારી પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો:—

ભાંગી ભેડા ડાળ, જેને આધારે ઉભતાં;
કાબલ કઠારા કાઢ, ગયો રિજાવત રેશમિયો.

હે કાબલ, (સ્ત્રીનું નામ) આપણે જે ભેડારૂપી મુખ્ય ડાળીને આધારે ઉભાં રહી જીવવાની આશા હતી તે તો ભાંગી પડી. હવે તો કોઈનું કરજ કરી જીવીએ તો જીવાય. કારણ કે આપણને રાજી રાખી જીવાડનાર રેશમિયો તો ગયો.

આમ કહી પોતાની સ્ત્રીને પોતાનો આધાર તુટી

જતાં હવે કેમ કરી જીવાશે, એમ સૂચવતો બિચારો ઊંડો નિસાસો નાંખી રડી પડયો. આ સાંભળી હતાશ થતી કાબલ બોલી:—હા એ તો ખરૂં જ છે. આપણે તો,–

ઘર બાંગ્યું, ઘોડો મૂઓ, દીકરો અડાણે દીધો;
તડફડી તડ હતર્યો, ત્યાં રોળ્યાં ય રેશમિયે.

હે રબારી, આ આપણું નસીબ તો જૂઓ. આપણું ઘર ખેદાન મેદાન થઈ ગયું. ઘોડા પર સરસામાન લાદ્યો હતો તે ઘોડો અધવચ્ચે મૂઓ. એકના એક જ દીકરાને પારકાને ત્યાં બાનામાં મૂકયો. વળી મહામુશ્કેલીએ આ કાળ-રાત્રિએ આવલાં મારી વિકટ રસ્તો વટાવી આંહીં આવ્યાં ત્યાં આપણી એકની એક જ આશા રેશમિયાનું આવું સાંભળ્યું. હવે તો આમ થતાં આ જગતમાં આપણે રોળાઇ ગયાં.

વળી તે બોલ્યો:—

ભળાણું ભેડા વગતે વીણાણું નૈં;
રેઢું રેશમિયો મૂકી ગ્યો મૈયડનો ધણી.

રે ભેડાકુળના ભૂષણુ રેશમિયા! આ અમારી દશા એક સુંદર મોલાતભર્યાં ખેતર સમાન થઇ. જેમ તે ખેતરનો ધણી–તેનો રખેવાળ–એકાએક મરી જાય ને તે રેઢું રહેતાં તેમાં ભેળ પડે, તેમાંથી પછી કોઇ તેનો માલ-બાલ ભેળો કરી શકે જ નહીં, તેમ જ આ મૈયડનો ધણી એકાએક મરી જતાં આપણું જીવન રેઢું થઇ ગયું ને હવે

મેળાઇ જશે. રેશમિયો આપણુને આમ રેઢાં રાખી જતાં હવે આપણું સર્વસ્વ ગયું.

વળી કહ્યું:—

સો ગાઉનો સાથ, આ પંથ બધો માથે પડયો;
આ મેયડ આવ્યાં ત્યાં રેશમિયો મૂઓ સાંભળ્યો.

અરેરે, આપણે સો સો ગાઉ પગે ચાલીને આવ્યાં તે મહેનત બધી ફોગટ ગઈ. અરેરે, આટઆટલી મહેનત કરી જ્યાં આ મેયડ આવ્યાં ત્યાં કાનમાં, અરેરે, રેશમિયો મુઆનું સાંભળવું સર્જેલ.

આમ બોલતાં ઘણો જ ખેદ કરતાં તે બંને પરઆર્યા દરવાજેથી જ પાછાં વળવા લાગ્યાં. વીર ગુણજ્ઞ રેશમિયાથી હવે આ સાંભળ્યું જતું ન હતું. તેનું હૃદય પ્રત્યેક પળે તે રબારી તથા તેની સ્ત્રીના પગમાં પડવા તલપાપડ થઈ રહ્યું હતું. હવે તેનાથી વધારે વખત છુપાં રહી શકાયું નહીં. જેવાં તેઓ ઊંડા નિસાસો નાંખી આંખમાં આંસુ ખેરતાં પાછાં વળવાનું કરે છે ત્યાં ઘોડા પરથી નીચે કુદી તે સ્વાર તેમના પગમાં પડયો. “અરે મારાં પ્રાણદાતા, મારા ખોળિયામાં પ્રાણ હોય ને તમો આમ વીલે મુખે પાછાં ફરો? આ તમારો દાસ રેશમિયો હાજર છે” કહી તે ઉભો થઇ ગયો. રબારણે હર્ષાશ્રુથી તેનાં મીઠડાં લીધાં ને રબારી તથા રેશમિયો હૈયે હૈયું ભીંસી મળ્યા, ત્યાં તો સવાર પડયું. રેશમિયો તેમને ત્યાંથી પોતાના દરબારમાં

લાવ્યો. પોતાના માણુસને મોકલી વાણીઆને પચાસ રૂપિયા આપી બાનામાં દીધેલ દીકરાને ત્યાં તેડાવી લીધો. આમ રબારી રબારણુ તથા તેનો દીકરો પછી તો મેંગડમાં રેશમિયા ઠાકોરની શીળી છત્રછાયા તળે રહ્યાં ને જીવ્યાં. ઉચ્ચ કુળવાન ને ઉમદા લોહીનાં માણુસો પોતાનો ગુણુ કરનારના સદા દાસાનુદાસ બની રહે છે.



## માલી ચારણુય ને એભલવાળો

**દેશમાં** દુકાળ પડે ત્યારે ધર્મપાલક રાજા પોતાની રૈયતને બચાવી લેવા અનેક ઉપાયો કરે છે. પ્રજાને દુઃખે દુઃખ ને પ્રજાને સુખે સુખ એજ ધર્મ આજ અનન્ત કાળથી શુદ્ધ આર્ય ક્ષત્રી વીરોમાં પળાતો આવ્યો છે.

સૌરાષ્ટ્રમાં સખત દુકાળ ચાલી રહ્યો છે. લોક અન્ન આપો, અન્ન આપો, એમ પોકાર કરતાં આમ તેમ ભટકી રહ્યાં છે. આવે વખતે તળાજાના પ્રજાપાલક રાજા એભલે પોતાનો ભંડાર ખુલ્લો મૂકી દીધો છે. ગમે તે દામ ખરચી અન્ન લાવવું ને પ્રજાને દેવું એજ તેના હૃદયમાં અત્યારે તો સતત ચાલી રહ્યું છે. રાજાનો કોઠાર બારે પોર ને બત્રીશે ઘડી ખુલ્લો છે. અનેક ક્ષુધાર્થી ત્યાં અન્ન મેળવે છે. અનેક દુઃખ ભૂલે છે. પણ આમ કરતાં અત્યારે વખત એવો

આવી લાગ્યો છે કે કોઠારનું તળિયું દેખાવા લાગ્યું છે. અરે, વળતે દિવસ જ લોકોને શું દેશું? તેના વિચારમાં રાજા એબલ ગરકાવ થઈ ગયો છે. અગમ ચેતી રાખી સામે કાંઠેથી અન્નનાં સાત વ્હાણ તો મંગાવ્યાં છે, પણ પવન પાણીનો શો વિશ્વાસ કે તે કયારે આવે? વ્હાણ ઉપડી તો ચૂકયાં છે ને ધાર્યા કરતાં વધારે દિવસ આવતાં થયા તો કાલે શું દેશું? આદિ વિચારવમળમાં રાજા લેવાય છે. રાજા બહુ જ મુંઝાય છે. પ્રભુ હજુ પણ શું તેની વધારે કસોટી કરવા માગે છે? આવે વખતે એક મહા તેજસ્વી જાજવલ્યમાન ચારણ્ય પોતાના પતિ સાથે રાજા સામે આવી ઉભી રહી ને રાજાનાં ઓવારણાં લેતી "ખમાં—ખમાં" કરતી બોલી–"હે ભાઇ! આ હું તારી બેન માલી તારે આંગણે આજ વખાની મારી આવી છું. તું જરા ઉંચું તો જો બાપ?" રાજા એકદમ ચમકી ગયો. પરિચિત અવાજે તેને પોતાના જાગ્રત સ્વપ્નમાંથી જગાડયો. તે તેના સામું જોઇ બોલ્યો. "અરે બેન માલી, તું કયાંથી–આમ કેમ?" "હું અને આ ચારણ વખાનાં માર્યાં ઘેર છોકરાં અન્ન વિના ટળવળે છે, તેથી જ તારી પાસે આવ્યાં છીએ." રાજા આ સાંભળી બહુ જ વિમાસણમાં પડી ગયો. અત્રે હોત તો તો આને તથા આના છોકરાંને મારી સાથે રાખી ખવરાવી પીવરાવી રાખત. પણ આ તો ઘેર છોકરાંને રાખી આવ્યાં ને મારી પાસે તેમને આપવા જેટલું કંઇ નથી."

આમ રાજાને માથે ધર્મસંકટ આવ્યું ને તે મુંઝાય છે, ત્યાં તો તેને કાને બંદુકના અવાજો પડયા. રાજા તુર્તજ સમજી ગયો કે વ્હાણુ આવ્યાં. હવે કાંઇ ફિકર નહીં. અતિ આનન્દમાં આવી રાજા બોલ્યો. “ બેન, બહુ સારૂં. ચાલો આ દરિયા કાંઠે.” આમ બોલી સર્વ દાયરા સહિત ચારણ્ય માલી ને તેના પતિને સાથે લઇ રાજા સમુદ્રકાંઠે આવ્યો. વ્હાણુના ઉંચા કુવા-વાવટા દૂરથી દેખાવા લાગ્યા, અને સર્વ પ્રભુનો પાડ માનતાં હરખાવા માંડયાં. રાજાએ માલી બેનને હર્ષના પૂરમાં તણાઇ જતાં કહ્યું—“ બેન, પેલાં સાત વ્હાણુ-માંથી જા એક તારૂં જે તુ માગી લે તે છે.” માલીએ લાંબો હાથ કરી તુર્તજ એક અતિ ઉંચા કૂવા અને સુંદર વાવટાવાળું વ્હાણુ પોતા માટે માગી લીધું. “ તથાસ્તુ ” કહી રાજાએ બેનને નિવાજી. વ્હાણુ એક પછી એક આવવા લાગ્યાં. કાંઠે લોથારી નાખી ખારવાઓ તેમને કાંઠે લાંગરવા લાગ્યા. તુર્તજ તેઓ વ્હાણુને ખાલી કરવા મંડયા. ધબોધબ દાણાની ગુણો કાંઠે ખડકાવા લાગી. બીજા સાથે માલ ભળી ન જાય તેથી રાજાએ માલીનું વ્હાણુ જરા છેટે લંગરાવ્યું. “ હમણાં જ દાણાભરી ગુણો આપણા વ્હાણુમાંથીય કાંઠે ધબકારો ” એમ મનમાં લાવી માલી તથા તેનો ધણી ઉત્સુકતાથી એક ટશે તેના સામું જોઇ રહ્યાં. પણ જુઓ, કર્મહીણાંનાં કર્મ તો સદા અવળાં જ હોય છે. તેના હાથમાં સોનામહોર મૂકો તો તે કથીર થઇ જાય છે. ૭ વ્હાણુમાંથી

તો નીચે અનાજની ગુણો ફગોળાવા લાગી, ને ગામ તરફ રવાના પણ થવા લાગી. પોતાના બ્હાણમાંથી પણ હમણાં જ દાણાની ગુણો કાઠે ધબકાશે એમ માલી તથા તેનો પતિ મનમાં માની એકટશે તેના સામું જોઈ રહ્યાં. પણ અરે, તેઓ આ તે શું જોઇને હેબક ખાઇ ગયાં! ગુણ બુણ બહાર આવવી તો રહી પણ તેને બદલે કંઈ અચરજ જેવું વિચિત્ર જોઇ તેઓ ઝંખવાણાં થઈ ગયાં." માથે ઉંચી ગોળ વિટાળેલ જટા, મુખ તથા અંગપર ચોળેલ રાખ, એક ખભે લટકાવેલ ઝોળી, ને એક હાથમાં ચીપીઓ, એવું કોઇ યોગેશ્વરનું સ્વરૂપ બહાર આવ્યું ને અલેક પોકારતું એક પગ બ્હાણના કાંઠાપર ને બીજો નીચે–એમ ઉભું રહ્યું. માલી તો આ જોઇ દબાઇ જ ગઈ. ચારણ પણ, આ તે શું! કહી મોં વિકાસી ઉભો રહ્યો. બાવો "અલેક કયા હે" કહેતો નીચે ઉતર્યો. હા, પણ હવે દાણાની ગુણ ઉતરશે; આ તો બાવાજી ઉતરી પડયા; એમ મનમાં લેતી માલી હજી ઉભી છે. ત્યાં છુટી લટકતી જટા મૂકેલ પ્રથમના જેવી જ બીજી મૂર્તિ ખડાક વહાણને કાંઠે દેખાઇ. ત્યાં તો ત્રીજી—ચોથી એમ એક પછી એકને ભુલાવે એવી અલેક અલેક કરતી ચીપીઓ ખડખડાવતી મૂર્તિ ટપ ટપ બ્હાણનો કઠેરો વટાવતી નીચે કુદવા લાગી. અલેકનો ઘોષ ગગન ગજાવવા લાગ્યો. સર્વ ડાયરો, રાજા, તથા ચારણ ચારણી આ જોઇ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયાં. આ તે પોતે શું જુએ છે? ગુણને બદલે બાવા! પછી માલીએ કહ્યું:—

વાળે આપ્યું વાણુ-આ કર તો લાંબો કર્યે,
પણ કરમે ડાટ કર્યે, નર નાગેસર નીસર્યા.

અરે, આ દાનેશ્વરી વાળાએ તો પોતાનો હાથ લાંબો કરી બધાં વ્હાણમાંથી એક મને આપ્યું. પણ મારું નસીબ તો ગડગડતી કાઢીને ત્યાં પહોંચી ગયું કે આ નાગા નાગા પુરૂષો ગુણુને બદલે બહાર આવ્યા.

આમ બોલતી ભગ્નાશ થતી ચારણ્ય ચાલવા લાગી. પણ પરદુઃખભંજન એભલે તેને રોકી. તેનાં બાલબચ્ચાને ત્યાં બોલાવી પોતા પાસે રાખી કાળ ઉતરાવ્યો. આમ નસીબ તો બે ડગલાં આગળને આગળ જ છે.



## લા' ગોહેલ

**ખરો** ક્ષત્રિ વીર આપેલ વચન પાળવામાં પાછી પાની ભરતો નથી. તેનું શુદ્ધ ક્ષત્રિત્વ વચનને પાળવામાં જ ખડું થાય છે. રણુક્ષેત્ર પર માથું મુકવામાં જેમ વીર ક્ષત્રિ જરાપણુ વિચાર કરતો નથી તેમજ પોરસને ખાતર માથું જતું કરવામાં પણુ જરાય કચવાતો નથી અને તેમ થતાં આપેલ વચન જો પાળ્યા વિના રહી ગયું હોય તો કોઈ પણુ પ્રકારે તે પોતાથી પળાય છે ત્યારેજ તેને સ્વર્ગમાં પણુ જંપ વળે છે. ભલેને વિદેહ થયેલ વીર મર્દનું વચન પાળવા તેના પુત્રો મથે પણુ સ્વર્ગમાં ગયા પછી પણુ પોતાનું વચન પોતે જ પાળવું એ પોરસ તે શુદ્ધ આત્માને રહે છે ને

ત્યાંથી આવી વચન પાળે છે ત્યારેજ તે જંપે છે: ત્યારેજ તેને સ્વર્ગ પણ સારૂં લાગે છે.

ઘોઘા પાસે ખારી મીઠી વીરડી છે. તેની નજીક અત્યારે પણ જસપર માંડવા નામનાં બે ગામ છે. જે વખતે ગુજરાત પાટણમાં સોલંકી વંશનો સિદ્ધરાજ રાજ કરતો હતો તે વખતે આ માંડવગઢમાં ગોહેલ કુળભૂષણ લા'ગોહેલ પોતાની પ્રતાપી આણ ફેલાવી રહ્યો હતો. સિદ્ધરાજે યુક્તિ પ્રયુક્તિ કરી ઘણાય રાજા મહારાજાને પોતાને વશ કર્યા. ભાણેજને ફોડી અજીત જુનાગઢના કિલ્લાનાં દ્વાર ખોલાવી, દગો કરાવી રાખેંગારને માર્યો. જુનાગઢ હાથ કર્યું પણ ખેંગારની રાણીના હૃદયને તે જીતી શકયો નહીં: હૃદયગઢ તે વશ કરી શકયોજ નહીં. ત્યાં તેનો પાપી પ્રપંચ ફાવ્યો નહીં. સોરઠ જીતાયો પણ હજુ સિદ્ધરાજને આ વીરભૂમિમાંથી ઘણાય કાંટા ખસેડવાના હતા. સિદ્ધરાજ સારી પેઠે જાણતો હતો કે માંડવગઢનું રાજ્ય નાનું છે. તેનો ધણી મને પહોંચી વળે તેટલો સમર્થ નથી; પણ તેને રણમાં જીતીને હજુ હું જરા દૂર જઈશ કે તરત પાછું એનું એજ-એવો એ લા' ગોહેલ પ્રજાના હૃદયપર રાજ્ય કરી રહ્યો છે. જ્યાં સુધી તે જીવતો છે ત્યાં સુધી મારી સર્વ મહેનત વૃથા છે. માટે કોઇ પણ તદબીર રચી લા'નું કાસળ કાઢવું જ જોઇએ. જેવો સિદ્ધરાજ યુક્તિબાજ, દગાખોર હતો તેવો જ આ નાનકડી જાગીરનો ધણી લા'ગોહેલ ઉદાર, પોરસેલ ને એક

વચની હતો. ગોહેલના ડાયરામાં હરહમેશ ભાટચારણ, કવિ, બ્રાહ્મણ તો હૈયાનું હેત પામનાજ હોય. કોઈપણ માગણુ લાં' પાસે આવી ખાલી હાથે જાયજ નહીં. એક સમયે એવું બન્યું કે ઓઢા નામનો ચારણ લાં' ગોહેલના દરબારમાં આવ્યો ને સારાં સારાં દિલ ઉશ્કેરનારાં કવિત ગાઇ ડાયરાને તેણે તુહિ તુહિ કરી દીધો. લાં'એ તેને જે ઇચ્છામાં આવે તે માગી લેવા કહ્યું. ચારણે તો તુર્તજ મને તમારે ચડવાનો દેવમુનિ ઘોડો સ્વહસ્તે આપો" એ માગ્યું. ઉદાર ગોહેલે તુર્તજ 'તથાસ્તુ' કહી પોતાના જીવથી પણ વ્હાલા ઘોડાને શણગારાવી તૈયાર કરાવીને ડાયરા વચ્ચે મંગાવ્યો. ઘોડો હાવજ્ય દેતો ડાયરા સન્મુખ ખડો થયો. "લ્યો ઓઢા, હાથ ધરો" એમ લાં'એ ચારણને કહ્યું. "હમણાં નહીં બાપુ, મારે હજુ બીજે માગવા જવું છે ત્યાંથી પાછો વળી આ ૭ માસની અંદર ગમે ત્યારે આંહીં આવીને લઇ જઇશ. તમારૂં વચન છે તે મારે ઘણું છે" કહી ચારણે બડ વાળી. "જેવી ઇચ્છા ગમે ત્યારે આવજો ને લઇ જજો" કહી લાં'એ ચારણને નમસ્કાર કરી ઘોડાને પાછો ઘોડારમાં મોકલી દીધો. ચારણ ઓઢો વળતે દિવસે ત્યાંથી રજા લઈ બીજે ગામ ગયો.

સોરઠને ખેદાન મેદાન કરી રાણકદેવીને લઇ સિદ્ધરાજ ગુજરાત જતો હતો ત્યાં માર્ગમાં સોરઠાણી સતી થઇ ને સિદ્ધરાજની પાપી મુરાદ છિન્નભિન્ન થઇ ગઈ. સતીત્વે

પાટણેશ્વરને પાપાચારમાં ફાવવા દીધો નહીં. સિદ્ધરાજે પછી શિહોર આવી બ્રહ્મકુંડ બંધાવી ઉત્તરમાંથી શુદ્ધ બ્રાહ્મણોને તેડાવી તે શિહોરગામ દાનમાં દીધું. તેના હૃદયમાં પોતે કરેલ પાપના ડંખ લાગતા હતા અને આમ દાનધર્મ કરી તેમાંથી છૂટવા પ્રયત્ન કરતો હતો. શિહોર આવ્યો ત્યાં સ્નાન કરી પાપ ધોવાને "નિષ્કલંક" (નકળંગ) નું પૂજન કરી કલંકરહિત થવા તેણે વિચાર કર્યો. માંડવગઢપતિ લા'ગોહેલનો પોતે મેમાન થશે એમ કહાવી મોકલ્યું. પોરસેલ ગોહેલ પોતાના ભાયાતો સહિત ચડી સ્વારીએ સામો આવ્યો. પાટણેશ્વરની સારી આગતાસ્વાગતા કરી માંડવ-ગઢમાં ઉતારો આપ્યો; પછી તેણે નકળંગજીના દર્શન કરાવવા સિદ્ધરાજને સાથે લીધો. ચડી સ્વારીએ બધા સમુદ્ર કાંઠે આવ્યા. રાજાએ સમુદ્રસ્નાન કર્યું ને પોતે પાપમુક્ત કલંકરહિત થયો છે એમ ઘડીભર તો માન્યું; પણ મલિન હૃદયમાં શુભેચ્છા લાંબો વખત ટકતી નથી. જેને બીજાની અદેખાઇ આવે છે, બીજો પોતાના કરતાં કેમ ચડિયાતો હોય, કેમ સારો કહેવાય, એવા પાપી અંકુરો જેના હૃદય-ક્ષેત્રપર ઉગ્યા કરે છે તેને દાન, ધર્મ, સ્નાન, દર્શન આદિ બિચારાં શું કરવાનાં ? તેને કેમ ઠેકાણે લાવવાના ? તરકટી હૈયામાં કોઇનું કાસળ કાઢવાના, કાંટા દૂર કરવાના, ઘાટ ઘડાયા કરેછેજ. સિદ્ધરાજ પણ લા' ગોહેલનો પોરસ, તેનું ઔદાર્ય, તેનો સેવાધર્મ, તેનું વીરત્વ, તેના ઉરની

ખુમારી આદિ મર્દાઇના ઉત્તમ ગુણોનો અનુરાગી ન બનતાં ઉલટો તેનો છૂપો દ્વેષી બન્યો. કોઇ વખત પણ આ આપણને નડશે એમ માનવા લાગ્યો. થોડા દિવસ લા'નો મેમાન રહ્યો ને ક્ષત્રીત્વના ઉત્તમ ગુણોનું દર્શન લા'ની મિજબાનીમાં કર્યું. એક દિવસ સ્વારી લઇ લા' સાથે સમુદ્રકાંઠે ફરવા નીસર્યો. લા' પણ હાથમાં ભાલો, બાંધેલ ભેટમાં ખોસેલ કટાર, કડે લટકતી તેગ, માથે નવપઇ, શરીરે જામો ને પગે સુરવાળ પહેરી પોતાના વ્હાલા દેવમુનિ ઘોડાપર સ્વાર થયો. સમુદ્રકાંઠે પાટણેશ્વરની પડખો પડખ અશ્વ કુદાવતો ને લાંબા હાથ કરી ઉછળતા દરિયાનાં મોજાં બતાવતો તે વીર પાટણેશ્વરને રાજી કરવા લાગ્યો. વાતુના તડાકા મારતો તે જાય છે ને સમુદ્ર પણ મોજાંની છલંગો દઇ રહ્યો છે; પવન પણ શીતળ વાયછે ને થનથનાટ કરતા ઘોડાની લાવણ્ય ઉભરી ઉઠે છે. આવે ટાણે સિદ્ધરાજે લાંબો હાથ કરી કહ્યું:—" છે આમાં કોઇ એવો મર્દવીર જે આ લોઢની સામે સો વાંભ પોતાના ઘોડા સહિત સમુદ્રમાં જાય"? સર્વ મુંગા મુંઢ થઈ ગયા. વળી પાટણેશ્વરે કહ્યું: "બસ કોઇ નહીં. શું થઇ રહ્યું!" કહી લા' ગોહેલ સામે નજર કરી. નજર નાંખે છે ત્યાં વળી એક ટોળિયા નફટે કહ્યું: ' "બાપુ, આમાંથી તો લા' ગોહેલ સિવાય કોઇથી એ બની શકે તેમ નથી. આ તો મર્દ છે. વીર છે. તે કાંઇ દરિયાને પણ ગણે નહીં. " મર્દ લા'નાં આ સાંભળી રૂવાડાં ઉભાં થઈ ગયાં.

પ્રપંચીઓની આ એક જાળ છે એમ તે તુર્તજ પામી ગયો. પણ તેથી શું ? આને બતાવી આપવું જોઇએ કે આ સોરઠ કંઇ મર્દાઇમાં ઉણો નથી. સોરઠના પોરસેલ પુત્રો તો મોતને બગલમાંજ લઇને ભમે છે. હજુ તો સિદ્ધરાજના મુખમાંથી બોલ નીકળે છે ને પેલો ટીખળી સ્વાર આ તરફ હાથ કરી આ મર્દ તેમ કરે એવા છે એમ બોલે છે ત્યાં તો "હ્યો રામ રામ" કહી "પાટણેશ્વર હ્યો જુઓ" બોલી ગોહેલ વીર-કેશરી એ ડુંગર જેવા ઉછળતા લોઢની ગર્જના સામે પોતાના ઘોડાની ફાળ સાંધીને મહાન ઉંચા ગઢની દીવાલ જેવાં એક પછી એક મોજાં વટાવવા લાગ્યો. આ દ્રશ્ય જોઇ ત્યાં ઉભેલ દસોંદી બોલી ઉઠયોઃ—

લા ' ગોહેલ કુળલાજ, વધારી આજ વશેકે,
ચડચ ઘોડે સમરથ, અડપ થેં ગોહેલ એકે.

હે લા' ગોહેલ–તને રંગ છે. તેં તો આજ એકલાએજ તારા ઉંચા ગોહેલકુળની આબરૂ રાખીને વધારી મૂકી. હે હઠીલા મર્દ ! હે ગોહેલ વીરકેશરી, ઘોડાપર સ્વાર થઇને આ જબર હિંમત એકલેજ કરી. તને રંગ છે ! તને ધન્ય છે.

સમુદ્રના દળકટકની સામે વીર લા' ધસવા લાગ્યો. બહાદુર ઘોડો પોતાના જીવજાન ધણીને પીઠપર ધરી પોતાથી તરાય ત્યાં સુધી તર્યો ને સો વાંભ કરતાં આગળ નીકળી ગયો ત્યાં તો ચડતી ભરતીનું પાણી વધી પડયું. સમુદ્રકાંઠે ઉભેલ મં-ડળ તો ' હં હં કરતું રહ્યું ને આ તે પોતે શું જુએ છે એમ

વિસ્મય પામતું આજું બની ઉભુ રહ્યું. ' હવે પાછા વળો. હે લા', સો વાંભ થઈ ગયું એમ પાટણેશ્વરે પણ બુમ મારી; પણ ત્યાંતો સમુદ્રના મહાન મોજામાં સમુદ્રની વસમી છોળમાં મર્દામીનું પોરસેલ સ્વરૂપ ગળાઇ ગયું. ઘોડો ને સ્વાર ઘડી બે ઘડી નજરે પડી ઉદધિના ઊંડા ઉરમાં પેસી ગયા. વીલે મુખે પાટણેશ્વર માંડવગઢ આવ્યો ને એક રાત ત્યાં રહી સવારે ઉપડી ગયો.

હવે લા'ને સમુદ્રસમાધિ લીધાને બરાબર છ માસ થયા ત્યાં ઓઢો ચારણ માંડવગઢ આવ્યો. દરબારે આવી જુએ છે તો તે સાવ સૂનો, ડાયરો સૂનો, બજાર સૂની, સર્વ સ્થળે સૂનકાર વ્યાપી રહ્યો છે. પોતે ઘોડો માગવા લા' પાસે આવ્યો ત્યાં આમ જોઇ તે વિસ્મય પામ્યો. દરબારમાં આવી તેણે પડકાર કર્યો: " આ લા' ગોહેલ ક્યાં છે ? " એ તો સમુદ્રમાં જલસમાધિ લઈ બેઠા " એવો જવાબ મળતાં હઠીલા ચારણે કહ્યું " અરે એમ કેમ બને ! મને પોતાનો ચડવાનો ઘોડો સ્વહસ્તે આપવાનું વચન દીધું છે ને એમ કેમ બને ! અરે લા' તે શું એનું વચન તોડે ?" ત્યાં વળી કોઈ ટીખળીએ ટાણો દીધો કે " ત્યારે તો હવે દરિયાકાંઠે જઇને તેની પાસેથી લઈ આવો ને ગઢવી." આ વચન તો ઓઢાને તલવારના ઝટકા જેવું લાગ્યું. " ઠીક છે ત્યારે, જો લા'ના સ્વહસ્તે જ સૌના દેખતાં ઘોડો લઉં તોજ હું ખરો ચારણીનો જાયો, ને તોજ હું જીવતો રહું ! " આવું કઠણ પણ

સર્વ સમક્ષ લઇ ઓઢો સમુદ્રકાંઠે આવ્યો ને એક ઉંચી ટેકરીવાળી ભેખ પર બેસી લા'ને ઉદ્દેશીને કહેવા લાગ્યોઃ—

માંડવગઢ ઝપડો મચ્યો, દેખે રાણા રાય,
ચડે ઘોડે લા'જી ગયા, મારૂ દરિયામાંય.

હે ગોહેલકુળભૂષણ, માંડવગઢને પાદર આંહીં દરિયા કાંઠે મોટું વચન પ્રહારનું યુદ્ધ મચ્યું, તેમાં હે ટેકીલા તુ તો ચડયે ઘોડે બધા રાવ રાજા જોઇ રહ્યા તેમ દરિયામાં મોજાં સામે યુદ્ધ કરતો ગયો.

આમ તુ તો ગયો પણ મારૂં શું ધાર્યું ? આમ ધ્રુજવતા દરિયા સામે ટેકરી પરથી સાદ કરી ચારણ લા'ને સાદ કરી તેના પોતાના વચનની સ્મૃતિ કરાવતો બોલવા લાગ્યો. હે ગોહેલ, મને આપેલ વચન પાળ; મને કહેલ ઘોડો આપ. આ હું આવ્યો. આમ બોલ્યે જાય છે. નથી લેતો અન્ન કે નથી લેતો જળ. તે તો " મને કહેલ ઘોડો આપ " કહી પડકારે છે ને લાંઘણુ નાખ્યે જાય છે. એકદી તદ્દન અન્નજળવિના કોરો ગયો. વળી બીજો દી ઉગ્યો ત્યાં ચારણ બોલ્યોઃ—

મહાસાગર મોઝાર, હાલિયો ભૂપ હઠાળો,
પરમ ગતિ તું પામિયો, ભંડારાર મોડ ભળળો.

હે હઠીલા વીર, તું તો સમુદ્રમાં ચાલ્યો અને સર્વ વીરનો મુગટમણિ બની તું સ્વર્ગમાં બેઠો; પણ તેથી શું ? હજુ તારે માથે મારૂં ચારણનું દેવું છે. ત્યાં તે તને જંપ કેમ વળે છે ? માટે હે વીર, મને ઘોડો આપ ને વચન પાળ.

આમ ઓઢો અન્ન કે જળ કશું લીધા વગર "હે ગોહેલ, હે લા,' મને મારૂં લેણું દે" એમ દિવસ ને રાત લવતો ટેકરી પર બેઠો છે. આમ ને આમ ત્રણ દિવસ ને ત્રણ રાત વીતી ગઇ. ત્યાં તો જુઓ, ઉજળાના લોઢ પર મારતે ઘોડે કોઈ મહાવીર મર્દ સમુદ્રના પટ પર ઉંચાં નીચાં મોજાં વટાવતો ધસ્યો આવતો દેખાયો. ઓઢો નિહાળીને હજુ જુએ છે ને "હેં આવ્યો, બાપુ આવ્યો: લા, ગોહેલ આવ્યો" એમ આનંદમાં ગાંડો ઘેલો બની બોલે છે ત્યાં તો સ્વાર તેની સામે આવી ઉભો. ઓઢો હર્ષના આવેશમાં રોમાંચિત થઇ ગયો ને બોલ્યો:–"ભલું કર્યું, લા' ગોહેલ ભલું કર્યું" ત્યાં તો અશ્વેથી ઉતરી લા' એ કહ્યું: "લ્યો ગઢવી આ ઘોડો." "હા વીર, એ તો ખરૂં છે, પણ જો હું આમ એકલો, કોઇ ના જુએ એમ લઉં તો સર્વ કોઈ મને હસી કાઢે, ને કોઈનો ઘોડો લઈ આવી દેખાડ્યો. તું તો ઢોંગી છો" વગેરે વગેરે વેણ સંભળાવે માટે માંડવગઢ વચ્ચે ભર્યા ડાયરા સામે બધાં દેખતાં તું તારે હાથે જ આ ઘોડો આપ ને હું મારે હાથે લઉં તો જ ખરૂં." એક વચની લા'એ તેમ કરવા હા કહી પણ ઓઢાને કહ્યું: "જો ચારણ, હું તું કહે તેમ કરૂં છું. પણ જો તું હું તારી પછવાડે આવું છું કે નહીં એવી શંકા લાવી પાછું વાળી જોઈશ તો હું ત્યાં ને ત્યાં અલોપ થઈ જઇશ માટે તારે પાછું વાળીને ન જોવું." ચારણ તેમ વર્તવા કબૂલ થયો. આગળ ઓઢો ને પાછળ

'અશ્વ દોરીને ચાલતો લા' ગોહેલ એમ તેઓ માંડવગઢ તરફ ચાલ્યા. આમ ચાલતા ચાલતા તેઓ માંડવગઢની બજાર વચ્ચે "આવ્યા. લા' આવ્યા, લા' આવ્યા, આ બાપુ આવ્યા" કહી તેનાં દર્શન કરવા સર્વ ગામજનો ભેગાં થવા લાગ્યાં. ચારણ દરબારગઢ પાસે આવ્યો. ડાયરો હકડેઠઠ ભરાઇ બેઠો હતો ને તે બોલ્યોઃ—

આ આવિયો ફેર દાતા અડગ, આપરા પોડા આપિયા,
આપરા નામ કમા અસાથરૂ, ધરૂ કરી થાપિયા.

હે ભાઇઓ જુઓ, એક વચની દાતા ગોહેલ પોતાનું વચન પાળવા દરિયામાંથી પાછો આવ્યો અને તેણે પોતાના નામને આ જગતમાં ધ્રુવની જેમ અમર કરી સ્થાપ્યું. જુઓ, આ લા' ગોહેલે પોતાનું વચન પાળ્યું.

આમ બોલી હરખમાં ને હરખમાં લા'ની સામે જોઇ વળી હાથ લાંબો કર્યો. તદ્દન નજીક જ ઉભેલ લા'એ પોતાના હાથમાંની લગામ ચારણના હાથમાં સર્વ દેખતાં સોંપી, પણ ચારણે જ્યાં તેના સામું નિહાળીને જોયું ત્યાં તો તે વીર મૂર્તિ ક્ષણમાં સર્વના દેખતાં પથ્થરનો પાળિયો બની ગઇ. આ સર્વ દેખાવ ધોળે દિવસે ભર બજારમાં બન્યો ને વીર ગોહેલે ચારણને આપેલ વચન પાળ્યું. હજી પણ માંડવગઢનાં લોકો પોતાના વ્હાલા એક વચની વીર મર્દ ગોહેલનો પાળિયો પૂજે છે ને મુસાફરોને બતાવતાં પોરસાય છે. એના વંશજો પણ તેમના આ મર્દ વડવાના એક વચનીપણાની તારીફ કરતાં કોંટો ચડાવે છે કે,

દરિયાથી લા'એ દીધાં કવજણને કેકાણ,
મારૂ મોજ મેરાણ એ અળનો અખમલિયા.

દરિયામાંથી બહાર આવીને લા'એ કવિજન ચારણને ઘોડો આપી પોતાનું વચન પાળ્યું. હે અખમલજી, એવા ઉદાર કુળમાં તમારો જન્મ છે, તે ધન્ય છે.



## મેહેર ને સસંગી

હૃદય હૃદયને ઓળખી કાઢી મીઠી ગોઠડી કરે છે ક્યાં ? હૈયાનાં સુખ ઉછળે છે ક્યાં ? ને જ્ઞાતિ રીવાજને તાબે થઈ શરીરે શરીર જોડાય છે ક્યાં ? જ્ઞાતિ રીવાજ ને વડીલોના મિથ્યા પોરસને તાબે થઇ અનેક કુમળાં હૈયાંની કન્યાઓ પોતાને અપરિચિત અણગમતા ધણીને સ્વીકારે છે ને મુંગે મોંએ જે થાય છે તે જુએ છે ને જીવન ગાળે છે. આ બધું તે થવા દે છે તેથી કંઇ પોતાના હૃદયમાંથી તે મીઠું ચિત્ર એકક્ષણ પણ દૂર થતું નથી. કોઇ બિચારી આખી જીંદગી પોતાના હૃદયે સ્વીકારેલ પણ અપ્રાપ્ય વલ્લભને દૂરને દૂર રાખી દુનિયાએ દીધેલ પતિ સાથે આયુષ્ય ગાળે છે. કોઇ અલ્લડ બાલા વળી હૃદયમાં પ્રેમપૂર વકરી જતા પોતાના પ્રેમીની સાથે સર્વ લાજ-મર્યાદાને ઠેબે મારી-મહા ભય વેઠી-ચાલી નીકળે છે. કોઇ બિચારી મુંગે મોંએ નિઃશ્વાસ નાંખતી રૂઢીએ આપેલ પતિ-

ઘરમાં રહી રહી જીવન ગાળે છે ને હૃદયવલ્લભને હૃદયમાં છુપો છુપો પોષ્યે જાય છે.

સસંગી પણ પતિઘરમાં રહી રહી પોતાના હૃદયનાથને પોષનાર એક આયર કન્યા હતી. લગ્ન પહેલાં પોતાના ગામને પાદર વસતા એક મેહેર નામના પંચોળીનો સ્વીકાર તેના હૃદયે છેક બચપણથી કર્યો હતો. મેહેર બિચારો ફાટાં વસ્ત્રો પહેરતો. મુખપર વાળ વધવા દેતો પણ સસંગી તેને દેવ સમાન જોતી. પંચોળી હમેશાં પિતાને ઘેર ઢોર છોડવા આવતો તો સસંગી ગમે તે કામમાં હોય તે છોડીને તેને મદદ કરવા દોડતી; ને જરા હસતી પ્રેમભરી મીઠી નજર નાંખતી, સાથે સાથે પ્રેમવારિમાં હૃદયને પણ ધબકાવતી. પણ મેહેર સાથે કંઇ સસંગીનું લગ્ન થાય નહીં. તેનો વલ્લભ મહેર ને સસંગી આયર. હૃદયે આ ભેદ ન જોયો પણ કાંઈ દુનિયાં તેમ ગણે તેમ હતી ? તેના પિતાએ તો સસંગીનું લગ્ન એક છોરૂની ખોટવાળા ગરાસદાર સાથે કર્યું. સસંગી તેની થઇને તેને ઘેર ગઈ. તેને સોકય હતી. આ સોકય સસંગીનાં રૂપ ગુણ યૌવનની અદેખાઇ કરવા લાગી. સસંગીના અલૌકિક સૌંદર્ય-હાવભાવ-થી તેનો પતિ તેનો જ થઇ ગયો. પણ તે હૃદયનો ભુંડો હતો. તેથી તે સસંગીના હૃદયને શાંતિ આપી શકતો ન હતો. સસંગી સાસરે ગઇ. થોડા રોજ તો તેને સાસરે જરાય ગમ્યું નહીં. પણ ગામને પાદર આંબાવાડીમાં જ્યારથી કોઈ બાવાજીએ નદી ઉતાર આડીંગા નાંખ્યા ને સસંગીને તેનાં દર્શન થયાં ત્યારથી તો તે

ગામ, તે ઘર તેને સ્વર્ગ સમાન મીઠું લાગવા માંડ્યું. હવે તો સસંગી-ને પોતાની જન્મભૂમિ કરતાં આ સ્થળે વધારે ગોઠવા માંડ્યું.

સસંગીએ નદીને કાંઠે કુંભારવાડામાં એક કુંભાર સ્રી સાથે બેનપણાં કર્યાં. તે બેન પાસે પોતાના હૃદયની સર્વ વાત ખોલીને કહી. આર્દ્ર હૈયાની કુંભારણ બેને સસંગીને હમેશાં પોતાને ઘેર આવી, મોડી રાત્રે એક કુંભવતી તે ઉંડી નદી ઓળંગી તેના હૃદયનાથ બાવાજીને ભેટવાની સોઇ કરી આપી. સસંગી તેમ કરી કુંભવતી ઉંડી ને ભયા-નક વેગવાળી નદીને પોતાના જીવનની પણ દરકાર ન કરતાં ઓળંગી હમેશાં બાવાજીના મીઠાં દર્શન કરવા લાગી. સસંગીની શોક્યને આ ખબર પડી ગઇ. પોતાના પતિને આ બધું કહી દઈ સસંગીનું કાસળ કાઢવા કરતાં તેણે તો કુંભારને બોલાવી પાકા ઘડાને બદલે તેવોજ રંગેલ કાચો ઘડો મૂકવા કહ્યું. ઘડો નદી પાર કરતાં અધવચ ગળી જાય ને આમ સોકયનું સાલ વિનામહેનતે નીકળી જાય.

અરે ઈર્ષા? તું તારે માટે પારકાનું સત્યાનાશ કાઢવા શું શું કરે છે? એક વખત કાળરાત્રિ જામી છે; આકાશ વાદળાંથી ભર્યું છે, વસમો વાયુ સુસવાટ કરી અંગને થરથરાવી દેતો વાય છે, મેઘ ધોધમાર પડે છે, નદીમાં અધિક પાણી ચડ્યું છે, મધરાત્ય ગઇ છે ને સસંગી પોતાના હૃદયનાથ બાવાજીને મળવા સજ્જ થઇ "અરે એ મારી વાટ જોશે. કદાચ આજે હું ન જાઉં

તો તે મારા વિયોગથી હાય મારી મરે !" " આવું હૃદયમાં લાવી વિફરેલ કુદરતની દરકાર ન કરી સસંગી તે કુંભારણ બેનને ઘેર આવી. ઘડાની દગલ તે બિચારી બેન જાણતી ન હતી. તેણે તો ઘડો ઉપાડી સસંગીને આપ્યો ને તેણે લીધો. નદી કાંઠે તે લઇને આવી. ઘડાને ઉંધો વાળી તેનો કાંઠો પકડી તે ઉછળતા લોઢમાં લેવાતી ચાલી. અરેરે.

કાચો ઘડો કુંભારે ચિતર્યો, ઉપાડયો જાણ્યુ સજાણ,
પણ ભવનો ભાંગણહાર લોઢે લેવાણો જાજરો.

કુંભારે તો કાચો ઘડો ચિત્રીને તૈયાર રાખ્યો હતો તેને તે સમજુ ને ચતુર સસંગીએ ઉચકી લીધો. પણ અફસોસ ! આખા જન્મનો સુખ દેણુ તે ઘડો—પોતાના વ્હાલાને મેળવી આપનાર ઘડો—લોઢની અંદર ઓગળી જવા લાગ્યો. ઘડો ગળી ગયો. સ્નેહી સસંગી ઉછળતા લોઢમાં અફળાવા લાગી ને પાણીના સખત પૂરમાં તણાઇ મૃત્યુ પામી. તેનું કાસળ કાઢનાર સોકય ફાવી.

હવે જેમ જેમ રાત વીતતી ગઇ તેમ તેમ નદી કાંઠેથી કંઈ પણ સંચળ ન આવતો જાણી બાવાજીની ઉત્સુકતા ને અકળામણ વધવા લાગ્યાં. તેણે તો વ્હાલી હમણાં આવશે ને આ માળા તેના ગળામાં પહેરાવીશ એમ ધારીને એક સુગંધી પુષ્પની માળા તૈયાર કરી હતી. તે ફુલ પણ કરમાઇ જવા લાગ્યાં. તેણે તો એકમેકને સાથે બેસી સામસામાં કઢેલ દુધના કટોરા પાવા દુધ તૈયાર રાખ્યું હતું—પણ તે જામી જઇ

દહીં થવા માંડયું. "અરે આમ કાં–હજુ કેમ ન આવી ?" એમ બાવોજી વિચાર કરવા લાગ્યા ને બોલ્યા:

દુધ હતાં તે દહીં થયાં ફુલે કરમાઇ ગ્યાં,

હજુ ના'વી સસંગી સોયણી, શું લોઢેય લેવાણાં ?

આ દુધ હતું તે હવે જામીને દહીં થઇ ગયું. આ ફુલ પણ કરમાઇ ગયાં. અરે મારી સસંગી મિત્ર હજુ કેમ ન આવી ? શું એ તે પૂરમાં તણાઇને લોઢમાં લેવાઇ ગળાઈ ગઇ.

અરે આટલો વખત વહી ગયો તો પણ મારી વ્હાલી સોબતી આવી નહીં એ શું ? ત્યાં તો બપૈયો પીયુ પીયુ કરી બોલ્યો. વીજળીનો ઝબુકો થયો. પવનનો સુસવાટ પણ જોસથી ઉઠયો ને બાવો ગભરાયો. મને અત્યારે આંહીં મારી વ્હાલી સસંગીના ખબર કોણ આપે એમ તેણે હૃદયમાંથી હાય મારી કહ્યું–ને બપૈયાને સાંભળ્યો. બપૈયાને સાંભળી ઉત્સુક પ્રેમીએ તેને પૂછ્યું.

પાતળ પેટાંને પચરંગાં, કાંઇ નાગ ભાતીલાં નેણ,
બપૈયા તારી બાજારમાં, તે દીઠાં સસંગી શેણ ?

હે ભાઇ બપૈયા, પાતળી કમર ને સુંદર પાંચ રંગથી તારી જેમ શોભતી મારી વ્હાલી સસંગી–જેનાં નયન પણ નાગની જેવાં સુંદર છે–તેને તારી સુંદર બજારમાં તેં જોઇ છે ?

આમ પ્રેમી અધીરો બની સર્વ કોઇને પૂછવા લાગ્યો. આમ કરતાં સ્હવાર પડી અને નદીકાંઠે આવી તપાસ કરવા લાગ્યો. કાંઠે વેળુમાં પોતાની વ્હાલીનું મડદું તેણે જોયું. તેના વાળ વિખરાઈ ગયા હતા, તેનું મુખ આકાશ સામું હતું, તેના કોમળ હાથનો સાથિયો વાળેલ હતો, અંગે

ધરેલ સુંદર કસુંબો અવ્યવસ્થિત જમીનપર રોળાતો પડયો હતો, અતલસનું કાપડું ઉભરતાં સ્તનોને ઢાંકી રહ્યું હતું. આવી કરમાઇ ગયેલ પણ સુંદર આકૃતિ જોઇ બાવોજી બોલ્યો:—" અરે જીવ, હવે તારે રહી શું કરવું ? છેહું પડે છે. લેને:-

અગર ચંદણરાં રૂખડાં, સાગ શીશમ ને બીયો
રતનાગરના લોઢમાં મારો હંસલો હિલોળેલ ગ્યો,

અગર ચંદન, સાગ શીશમ, બીયાનાં લાકડાં ખડકી ચેહ રચી મારી આ વ્હાલી સસંગી સોયણીને તે પર સુવાડી તેને પડખે હું સુઇ અગ્નિ દેવના મીઠા હૃદયમાં ગળી જાઉં ને સ્વર્ગની મહાન કચેરીમાં તેની સાથે ખડો થાઉં. અરેરે, મારી આનંદી પ્રેમઘેલી સસંગી ઉછળતા લોઢમાં ચાલી ગઈ. તેનો જીવ ઉડી ગયો.

આમ બોલી અગરચંદન આદિની ચિતા ખડકી પોતાની સસંગી સોયણીના શબને તે પર સુવાડી પોતે સ્વહસ્તે અગ્નિ સળગાવી પડખે સુઇ તે શબને બાથ ભીડી, પ્રેમયોગી બળી મૂઓ. આથી તે વધારે પ્રેમની કસોટી શી ?

---

## મોઢાનો ધણી

દિલ દિલને પીછાણી કાઢી એક બીજાનાં વેચાણ બની જાય છે. શુદ્ધ સ્નેહનું નિર્મળ ઝરણુ જે હજુ તો

હ્રદયમાં છુપું રહ્યું હોય છે તે એકાએક કુદી ઉઠે છે અને તદ્દન જુજવી દિશામાંથી તે ઉછળી નીકળ્યાં હોય પણ એક બીજાને મળેછે ત્યારે એકમેક થઇ તે વધારે વેગથી વહેછે.

ગિરમાં મોઠાનો ટીંબો છે. ત્યાંનો ધણી પોતાની ઉદાર રેણીકેણી રખરખાવટથી ચોતરફ પ્રખ્યાત છે. પોતાની રૈયતને તે સદાય મોટા મનથી રક્ષી રહ્યો છે—સ્નેહીઓનાં સ્નેહભર્યાં હૈયામાં પોષણ પુરી રહ્યો છે. એક વખત ઠાકોર ગામને ચોરે બેઠા છે. ત્યાં કોઇ નવયૌવના પણ જંગલી જાતની કન્યા માથે રમકડાં નાનાં નાનાં ડમરૂ વગેરેથી ભરેલ સુંડલો લઈ વેચવા આવી; અને પોતાની મધુર બાની ઉછાળતી બોલીઃ—" ઘોડા લ્યો રમવાના ઘોડા—લ્યો ડમડમીયાં ડમડમીયાં" આમ બોલતી તે ડમરૂ ડમડમ વગાડવા લાગી. ઠાકોરના હ્રદયના ઉંડામાં ઉંડા ખુણામાં આ મધુર સ્વર પેસી ગયા. તુર્તજ કોઈ યુગની જુની ઓળખાણ જાગૃત થતી હોય એમ તેને લાગ્યું. હ્રદયતંત્રીને કોઇ કોમળ તંતણાટ ઝણકારવા લાગ્યો. ઠાકોર કોઇ બેહદ તનમનાટનું જોર એકાએક અનુભવવા લાગ્યો. ત્યાં તો સુંદર તિરછી આંખનો કાંઇ ઈસારો કરતી તે અરણ્યસુંદરી "લ્યો ધંટી ઘોડા—લ્યો ડમડમીયાં" બોલતી ચાલી ગઈ. ચાલી તો ગઇ પણ ઠાકોરનું દિલ તેની પછવાડે લેતી ગઈઃ—

એલલ વડથી ઉતર્યાં વેરા પઠાણનો પેરી
તે દી'નું ગ્યું ટળી મન તો મોઠાના ધણી.

આ પઠાણી પેરવેશ પહેરીને એભલવડથી તે સુંદરી આંહીં આવી ચડી ને ચાલી ગઈ તે વખતથી તો, હે મોઠાના ધણી, તારૂં ચિત્ત તેના સ્થાનપરથી ચળી ગયું છે.

આમ ઠાકોર પોતાની જાત્યને પોતાનાં ચિત્તને સંબોધવા લાગ્યો. અરે મારા આ મજબુત દિલને આજ સુધી કોઇએ આકર્ષ્યું નથી પણ આ જંગલી સુંદરી પોતાની મીઠી આંખ મારતી ગઈને મને તો પોતાનો વેચાણ કરતી ગઇ. અહાહા! હવે હું શું કરૂં? હું ગામ ધણી છું. મારાથી કંઇ અયોગ્ય આચરણ તો ન જ કરાય. પણ લે ને જરા તેને જોઇ હૈયાને તો ઠારૂં. આમ મનમાં લાવી ઠાકોર ઉઠયો. જે તરફ ચામડી ગઇ હતી તે તરફ ગયો. ત્યાં તો ચોકમાં તેણે તેને સુંડલો નીચે મૂકી હાથમાં ડમરૂં બજાવતી–"લ્યો ધંડીઘોડા" કહી પોકારતી જોઇ. તે રમકડાં લેવા તથા જોવા ઉત્સુક છોકરાંઓ પલમાં એકઠાં થઇ તેને ઘેરી વળ્યાં છે. ઠાકોર ત્યાં આવ્યો. પણ પોતે ગામધણી છે એટલે ત્યાં ઉભાં તે કેમ રહેવાય? ઠાકોરને આવતાં જોઇ છોકરાં મુંગાં થઇ ગયાં ને બાજુએ ખસી ગયાં, ત્યાં વળી એક બે આનંદી છોકરાંએ ઠાકોર સામું જોઇ કહ્યું: "બાપુ અમને આ અપાવો" ઠાકોર તુર્ત જ ઉભા થઈ રહ્યા. ઘડીક વસ્તુઓ જોઇ. ઠાકોરે તો "આ બધી વસ્તુનું શું પડશે?" કહી તે સુંદરી સામું જોયું. જરા લજ્જા–મંદહાસ્ય ભર્યાં મુખે તેણે તેની જુજ કિમ્મત કહી. ઠાકોરે તો તુર્ત જ તે કિમ્મત સાથે પોતાની ઠકરાઇને છાજતી ઉદારતા

મેળવી તેની ચાર ગણી કિમ્મત આપી. અનેક તાંબા પીતળ આદિ ધાતુની સુંદર બંગડીઓભર્યો નાજુક જંગલી હાથ લાંબો કરી—મૂલ્ય લઈ—મીઠાં નયનથી કંઈક હસતી, દિલમાં કંઇક આંચકો ખાતી, ઠાકોરના હૃદયદુર્ગને સ્નેહના મૃદુ મારથી હચમચાવતી તે ચાલી ગઇ ને ઠાકોર બીચારો તેની પછવાડે જોતો આઃ—

આ ચામઠ ચાલ્યાં જાય, પથારા પાથરી કરી,
વિજળી ગઇ વિદેશ ચાળો લગાડી ચામઠી.

અરે, આ ચામઠી તો પોતાના પ્રેમના પથારા પાથરીને ચાલતી થઇ. ખરેખર મારા ચિત્તમાં કંઇ તનમનાટ ઉભો કરી આ વિજલડી તો વિદેશ ચાલતી થઇ.

આમ લવતો મોઠાનો ધણી તે દિશા તરફ એક નજર નાંખતો ઉભો થઈ રહ્યો. ચામઠી તો ગઇ તે ગઇ જ.

ચામઠાની જાત કંઈ સદા એક ઠામે વાસ કરી રહેતી નથી. સુંદરીનું હૃદય તો પાઇ ગયું હતું કે ગામધણી ને પોતા વચ્ચે કંઇ અજબ જાદુ થઇ ગયું છે. પણ તે અલ્હડ બાલા એથી વધારે સમજી શકી નહીં. રાત પડી, સવાર થઇ. ત્યાં તો મોટે મળસકે ચામઠાં પોતાનો ઉચાળો લઇ રસ્તે પડયાં. સર્વ ભેળી સુંદરી પણ ચાલતી થઇ. પણ તેને તે સ્થળ છોડતાં હૃદયમાં કંઇક દુઃખ થયું. બીજે કોઇ ઠેકાણે ચાલી નીકળતાં તેનો પગ કોઇ દિવસ પણ પાછો પડયો નહોતો, પણ આંહીં તો તેના પગ ગળી જતા તેને લાગ્યા.

સુંદરી કારણ સમજી શકી નહીં. તે તો ભારે હૈયે સર્વ સાથે પંથે પડી. કાફલો ઉપડી ગયો તેના મંગાળા માત્ર ત્યાં પડયા રહ્યા.

ઠાકોરે મહામુસીબતે રાત્રિ તો કાઢી. અનેક રીતે તેણે હૈયાને સમજાવ્યું પણ ઘેલું હૃદય સમજ્યું જ નહીં. જે દિશાએ તે સુંદરી ગઇ તે તરફ તે ગામ બહાર આવ્યો, પછી તે એભલવડ તરફ ચાલવા લાગ્યો ત્યાં તેણે નદીને કાંઠે કાંઈ જોઇ હાય મારી કહ્યું:—

આ નદી કિનારે નેસ, એના મંગાળા માંડયા પડયા,
મારી વિજળડી ગઇ વદેશ, ચાળો લગાડી ચામઠી.

અરેરે, આ નદીને કાંઠે તેના નેસ—પડાવના એંધાણ છે. તેના મંગાળા પણ આ માંડયા પડયા છે. અરેરે, મારી વિજળી જેવી સુંદરી મારા હૃદયને ચમકાવીને વિદેશ ઉપડી ગઇ. પણ ખરેખર—

વિજળડી ગઇ વદેશ ચાળો લગાડી ચામઠી,
આતમ અફીણ ખાય, હવે મરવા મોઠાનો ધણી.

જો મારી વિજળી મારા ચિત્તને ચમકાવીને વિદેશ જઇ વસી તો, હે મોઠાના ધણી, તારે હવે અફીણ ખાઇ આ દેહથી આત્માને જુદો કરવોજ જોઇએ.

આમ લવી નદીમાંથી પાણી લાવી અફીણ ઘોળી વ્હાલી ચામઠીનું, સ્નેહ સુંદરીનું, હૃદયમાં ધ્યાન ધરી—તે પ્રેમ-કસુંબો—તે અમીનું અમલ લઇ ઠાકોર સોડો તાંસી સૂઇ ગયો ને અનન્ત ધામમાં પ્રેમસાગર પ્રભુ પાસે પહોંચ્યો. માટેજ—

પ્રેમની છુરી એવી બલિહારી,
તાલાવેલી લાગી નાંખે મારી,
પણ લે ઉગારી-અન્તે લીએ તારી—પ્રેમની



## દેગમશી

સુગંધી પુષ્પની ફોર ચારેમેર મહેકે છે. તેને સર્વ કોઈ પોતાના હૃદયમાં ધારે છે ને સુખી થાય છે. આમજ પ્રેમભર્યું ઉદાર હૈયું પણ કટુમાં કટુ મનુષ્યને પોતાનાં કરી રહે છે. એવાં હૈયાંને જોઇ બળી મરતાં અદેખાં હૈયાં પણ અંદરથી તો કબૂલ કરે છે કે તે હૈયાં પોતાથી ઉચાં છે, તો પછી તદ્દન સાફ હૈયાં તે ઉદાર હૈયાનાં થઇ બેસે એમાં કંઇ નવાઇ જેવું નથી. ભલે તે ઉદાર હૈયાંનો સાક્ષાત્‌કાર થઇ જાય એવો પ્રસંગ પોતાને પ્રાપ્ત ન થયો હોય, પણ સાફ હૈયાં તેનાં વેચાણુ થઈ જાય છેજ.

દેગમશી એક ઉદાર પ્રેમી આયર મર્દ હતો. પોતાના સર્વસ્વને ભોગે પણ બીજાનો ઉદ્ધાર કરવો એ તો દેગમશીનો સ્વભાવજ બની ગયો હતો. સાંજ પડી ગઇ હોય તો કોઇ પણ વટેમાર્ગુને પોતાના ગામને પાદરથી રાતવાસો રાખ્યા વિના જવા દેતો નહીં. રોટલે પાણીએ તો દેગમશી એટલો પોહોળો હતો કે કોઇપણ તેને આંગણેથી ભુખ્યું તરસ્યું જાય જ નહીં. સર્વ કોઇ દેગમશીનું ઘર તે પોતાનું જ માની

લેતું. આવા ઉદાર પુરૂષની ફોર ચારે કોર ફેલાય તેમાં શી નવાઇ? કોઇ પ્રેમશીલ અલ્લડ હૈયું, કોઇ સ્નેહભર્યું સુંદરીનું હૈયું, આવા ઉદાર નરનું તેને જોયા વિના પણ થઇ બેસે એમાં શું આશ્ચર્ય?

એક દિવસ સંધ્યા સમયે પોતાની ગાય ભેંસોને ચારીને દેગમશી ઘેર આવ્યો ને ફળિયામાં બોઘરૂં લઈ ભેંસો દોવા લાગ્યો. આમ તે દોવામાં છે ત્યાં નવી આણાત્ય વહુને તેડીને એક ડોસો આવ્યો. ડોસે ડેલામાં દાખલ થઇ પૂછ્યું "દેગમશીનું આ ઘર?" આ દેગમશીનું નામ સાંભળતાં તે નવી વહુનું હૈયું તો જાણે કોઇ દેવનાં દર્શન કરવા ઉછળી ઉઠયું: "અરે, હું જે ઉદાર પોરસેલ આદમીને જોવા તલપી રહી છું તેને આજ એની મેળે પ્રભુએ દેખાડયો." આમ હજુ તો તે મનમાં ધારે છે ત્યાં તો ભેંશ દોતાં જુવાને પાછું વાળી જોઇ કહ્યું: "હા બેન, આવો આજ તે ઘર." આમ "બેન" શબ્દ મુખમાંથી નીકળી તો ગયો પણ તે નવોઢા તથા જુવાનની ચારે આંખ એક થતાં બેઉ હૃદયમાં કારી ઘાવ કરતો ગયો. બંનેનાં હૃદયમાં કોઇ ગમગીનીભર્યો દુઃખદ ભાવ એકાએક પ્રસરી ગયો. ડોસો તથા નવવધુ હવે ઓશરી પર ચડયાં ને બેઠાં. દુધભર્યું બોઘરૂં લઇ દેગમશી ઘરમાં ગયો ને પછી બહાર આવી ડોસા પાસે રામ રામ કરી બેઠો. તે નવી વહુની ચપળ આંખ લાંબી કાઢેલ લાજમાંથી તે સૌમ્ય મૂર્તિને જોઈ રહી. દેગમશી પણ

તેના ભણી જરા જોઈ હૃદયમાં ખિન્ન થવા લાગ્યો. કંઈ અકથ ભાવ તેને હેરાન કરવા લાગ્યો; એટલામાં રાત પડી ને વાળુ વખત થયો. ડોસે તથા દેગમશીએ સાથે બેસી વાળુ કર્યું ને પછી દેગમશીની વૃદ્ધ મા સાથે નવી વહુએ વાળુ કરી એઠવાડ બેઠવાડ કઢાવી ઓરડામાં પથારી કરી. દેગમશી ઓશરીમાં ડોસા સાથે મોડી રાત સુધી વાત બાત કરી તેને ત્યાં સુવાડી પોતાના ઓરડામાં જઇ સુતો. તે સૂતો ખરો પણ ઊંઘ ન આવી. અચાનક ઘવાયલો પ્રેમી બહુ બહુ વિચારે ચડી ગયો "અરે, એ તો મારે જ ઘેર આવેલ મેમાન. પારકાની વહું; હા બેન આવો, આ ઘર દેગમશીનુ" એમ મેં કહ્યું. આવા વિચારવમળમાં વીર પ્રેમી લેવાયો. અરેરે, આ હેયું આજ દિન સુધી કોઇનું ન થયું તે આમ એકાએક આનું તે કેમ થઇ બેઠું ? શો ઉપાય ? બેન કહી ? બસ કંઇ નહીં. સવારે તો આ જવાના જ. આમ પથારીમાં પડ્યો પડ્યો પ્રેમી દેગમશી અજંપ રાત્રિ વિતાવે છે, ત્યાં ડોસો કુકડાનો અવાજ સાંભળી ઉઠ્યો ને વહુને ઉઠાડવા ઓશરીમાંથી એણે સાદ કર્યો. વહુ તો બિચારી જાગતી હતી જ. તેને ઉઠાડવા ડોસાને બે ત્રણ સાદ કરવા પડ્યા. તે તો આ ઉદાર વીર પ્રેમીને માટે પોતાનું હૃદય એકાએક કંઇ નવો ભાવ ધારી બેઠું તેના પૂરમાં પોતે તણાતી હતી તેથી બહારના સ્વરો તેના કાને પડયા ન પડયા જેવું થયું તેને લીધે. પણ અંતે ડોશીએ તેને ઉઠાડી ને કપડાં બપડાં સમારી

ઉભી થઇ ને તેણે બારણું ખોલ્યું. ડોસો પણ ચાલવા સજ્જ થયો. તેણે દેગમશીને રામ રામ કરવા બોલાવ્યો. એકાદ સાદ કર્યો પણ કંઈ અવાજ ન આવ્યો ત્યારે ડોસી બારણા પાસે થઈ ઉઠાડવા જાય છે ત્યાં ડોસે તેને રોકી. "આખો દિવસ વગડામાં ઢોર પછવાડે ભમી થાકી ગયા હશે માટે મર સૂતા. ઉઠે ત્યારે મારા રામ રામ કહેજો." આમ કહી આગળ ડોસો ને પછવાડે વહુ એમ તેઓ ચાલી નીકળ્યાં.

દેગમશીએ ડોસાને જતાં જાણ્યો. તેને એકાદ સાદ કર્યો હતો તે પણ સાંભળ્યો હતો. પણ તેના હૃદયની વ્યથા એટલી તો વધી પડી કે તે કંઇ બોલ્યો નહીં ને છેવટે "હા તે ગઇ! કોઇ અજાણી સુંદરી હૃદયપર સત્તા જમાવી ચાલી ગઈ! હા જીવ, હવે શું થાય? અરે હાય" એમ ઉંડો હાયનો દમ લેઇ તે છોડી દેતાં તેનો જીવ પણ તે સુંદરીની પાછળ પથારી છોડી ચાલતો થયો ને શબ માત્ર ત્યાં પડયું રહ્યું.

રાત્રિ પૂરી થઇ, પ્હો ફાટયું ને નવવધુ ને તેનો સસરો પોતાના ગામને માર્ગે ચાલ્યાં. બિચારી ગભરૂ અલ્લડ વહુને હૈયામાં ઊંડો જખમ થયો હતો પણ શું કરે? "પ્રભુએ કર્યું તે ખરૂં" એમ ગણતી લાંગલ ટાંટિયાએ તે પોતાના સસરાની પાછળ ચાલવા લાગી.

હવે દેગમશીની ગાયો ભેંસોને પસરનો વખત થઈ ગયો. આકાશમાં તારોડીઓ પણ સારી રીતે ઉગી ગયો;

પણ ગાયો ભેંસોને કોઈ છોડતું નથી. દેગમશી હજુ ઉઠયો નથી તેથી તેમને પસર કોણ છોડે ? ભેંસો પોતાનાં માથાં ભીંત સાથે અફાળવા લાગી. ગાયો પણ બરાડવા માંડી તેથી ડોશીને થયું કે આ તે કેમ હજુ ઉઠતો નથી ! લેને એને ઉઠાડું. ડોશીએ ઓરડાના બાર પાસે આવી ધક્કો માર્યો પણ અંદરથી બંધ. ખખડાવ્યું ભભડાવ્યું, પણ જવાબ મળ્યો નહીં. છેવટે ડોશી દીકરાને હાક મારીને ઉઠાડતી બોલી:—

આ મેયુ માથાં ઝાટકે, વોય પાડી નાંખ્યો પડથાર,
ઉઠયને મારા આધાર, જો દી ઉગ્યોય દેગમશી.

હે મારા જીવના આધાર દેગમશી ! આ જોને પસરનો વખત થઇ જવાથી ભેંસોએ માથાં અફાળી અફાળીને પડથારને પાડી નાંખ્યો; રે વ્હાલા દેગમશી દીકરા, ઉઠીને ઉભો થા, આ દિવસ પણ ઉગી ગયો.

અરે અધીરી મા, તું ભલેને ઉઠાડવાને મથે પણ કોણ ઉઠે એમ છે ? તારા વા'લા પુત્રનો જીવ ક્યારનોય ઉડી ગયો છે. તેની જીવનદોરી કઇ વારની તુટી ગઇ છે. તું તે એને ફોકટ ઉઠાડે છે ? ઘણું મોડું થયું પણ દેગમશી ઉઠતો નથી. છેવટે “ આ નથી ઉઠતો એનું કારણ શું ? શું એનું શરીર બગડી ગયું છે ? અરે પણ ઉત્તર કેમ નથી દેતો ? લાવ્યને અંદર જઇને જોઉં ” એમ ભિન્ન ભિન્ન તર્કવિતર્ક કરતી પુત્રવત્સલ મા બારણું ખેડવી

અંદર દાખલ થઈ. ભાઇ ઉઠ; ઉભો થા; આ ઢોર છોડવાને મોડું થઇ ગયું" આમ બોલતી પોતાના વા'લા દેગમશીને ઉઠાડવા લાગી. પણ કોણ ઉઠે? ને શું કાંઇ? છેવટે તેને હલબલાવી ઉઠાડવા લાગી, પણ શરીર જરાય હલતું ચલતું ન જોઇ ડોશીને ફાળ પડી. મારો દીકરો કદી પણ આમ કરે જ નહિ. દીકરાના શરીરપરનું ઓઢવાનું આઘું કર્યું. ઓઢવાનું ખસી ગયું ને દેગમશીનું મુખ જોઇ તે આભી બની ગઇ: "અરે આ તે આ મડદું થઇ પડેલ છે!" કંઈ શ્વાસ ચાલતો નથી. શરીર ઉપર હાથ ફેરવી જુએ છે. શરીર ચંડું ગાર છે, આંખ ખીલાઈ ગઇ છે. આ દુઃખદ દેખાવ જોઇ તેણે બેબાકળી બની "હાય હાયરે" કરી બુમ મારી. ઘરનાં તેમજ આડોશી પાડોશી સહુ ભેગાં થઇ ગયાં. કોઈ કહેવા લાગ્યું કે એનાં છાતીનાં પાટીયાં ભીસાયાં હશે, કોઇ કહેવા લાગ્યું એને કંઇ ઝોડ વળગ્યું હશે તો કોઇ કહે કે એને કોઇ મેલા દેવની ઝપટ લાગી. ત્યાં વળી કોઇએ કહ્યું કે રાતે જે મેમાન હતાં તે મેલા મંત્ર જાણતાં હશે અને તેણે કોઇએ કરી મેલ્યું હશે માટે બરાબર વિચાર કરવો. થોડી વારમાં તો વૈદ્ય બૈદ્ય જુવા જુવા સર્વ ત્યાં આપ મેળે ભેગાં થઈ ગયાં. સર્વે એ ખુબ જોઇ કારવી—વૈદ્યે નાડી તો જુવાએ દાણા જોઇ—નક્કી કર્યું કે ગમે તેમ હો પણ આ હવે કંઇ બેઠો થાય તેમ નથી. આનો જીવજ નીકળી ગયો છે. માટે હવે તેને ઠેકાણે પાડવાની તૈયારી કરો. બે જણને પડખેના ગામમાંથી કાટિયું તથા ખાપણ લેવા

દોડાવ્યા. તે દોડતા જતા માણસોને રસ્તે ડોસો તથા તેની પાછળ જતી નવી વહુએ જોયાં. આમ ઉતાવળા હાંફતા હાંફતા માણસોને જોઇ ડોસે પુછ્યું: "ભાઇ, આમ ઉતાવળા ક્યાં ને કેમ ?" તુર્તજ જવાબ મળ્યો કે "અરે રાતે તો દેગમશી મેમાનને વાળુ કરાવી સુવરાવી કારવી સાજો તાજો સુતો હતો ને સવારમાં જોઇએ તો મડદું. અમે તેની મેલી માટેનાં સામાન લેવા જઈએ છીએ." આ ઓચિંતા વજ્રપાત સમા વાક્યે તો બીચારી નવોઢાના હૈયાને ભેદી નાંખ્યું. પેલા માણુસો તો આમ બોલતા ચાલી ગયા ને ઝટવારમાં સર્વ સામાન લઇ રસ્તે સામા પાછા મળ્યા. આ જોઇ શરમ ભરમ કોરે મૂકી બીચારી ઘેલી વહુ બોલી: "સસરાજી, જુઓને, જેને આ દેગમશીની જરા સરખી પણ ઓળખાણ હોય તે કદી તેને ભુલે જ નહીં અને એને ત્યાં આ ટાણે જરૂર કાણે જાય. આપણે તો એને ઘેર જ સુખેથી રાતવાસો રહ્યાં ને અન્નપાણી પામ્યાં, માટે ત્યાં જવું જ જોઇએ. આ સાંભળી ડોસે કહ્યું," હા બાપુ, તે ખરૂં છે પણ તમને ઘેર પોહોંચાડી હું એ ભલા માણુસની કાણે અવશ્ય આવીશ. ઘણું થાય છે પણ શું કરૂં ? તમને આણાત્માને ક્યાં રાખું ? આમ બોલી ડોસે આગળ ચાલવા માંડ્યું. પ્રેમ-ઘેલી નવવધુને તો આ બોલવું ખંજર સમાન લાગ્યું. " અરે, મને મૂકીને તે પછી પોતે જશે ! શું મારે તે ઉદાર

પ્રેમી સાથે કંઇ લેવા દેવા નથી. આ ડોસાને કયાં ખબર છે કે હું હવે તેના દિકરાની નથી. મેં તો જયારથી તે પોરસેલ પ્રેમી દેગમશાને જોયો ત્યારથી હું તેની જ થઈ ગઇ છું. હું જાણુંછું કે તેનું મોત મારે માટે જ થયું છે; હા, આ હૈયું તેની સાખ પૂરે છે. ભલે આ ડોસો ચાલતો થાય. હું તો મારે જાઉ છું. " આમ સંકલ્પ વિકલ્પ કરી પાછી ફરી આ પ્રેમઘેલી બાલા દેગમશીના ગામને રસ્તે ઉતાવળે પગલે ચાલવા માંડી. ડોસો, હજુ વહુ પોતા પાછળ આવે છે એમ માની આગળ ચાલ્યે જાય છે. ઘેલી બાલા દેગમશાને બાળી રહે તે પહેલાં પહોંચી જાઉં એમ ઉરમાં લાવી, ઘડીક ઉતાવળી ઉતાવળી ચાલે, ઘડીક દોડે, એમ આગળ વધવા લાગી. ચાલતાં ચાલતાં ડોસે પાછું વાળી જોયું તો વહુને પછવાડે ન જોઇ. લાંબી નજર કરી જુએ તો આગળ વહુ તો દોડતી જાંયછે. ડોસો પાછો ફર્યો ને બને તેટલો ઉતાવળે તેની પછવાડે ચાલવા લાગ્યો. " એ વહુ, ઉભાં રહો" કહી બુમ પાડી પણ તે કોણ સાંભળે ? વહુ તો ઝપાટા બંધ ચાલી જાય છે. માર્ગમાં જ મસાણ આવ્યું ને દૂરથી ખડકેલ ચેહ તેણે જોઇ. હજુ જુએછે ત્યાં તો ખડનો પુળો સળગાવી એક જણે તે ચિતાને ફૂંકી દીધી ને સર્વ જણા રોવા લાગ્યા. પ્રેમઘેલીએ આ સર્વ જોયું ને ગડગડતી કાઢી ઝપાટાબેર ત્યાં આવી. સર્વ જણ આ કોઈ જુતાવળ છે એમ માની ચોંકી ગયા. ત્યાં તો તેણે ચેહ તરફ હડી કહાડી.

તેને માથેથી ઓઢણું ખસી ગયું છે, લાંબો નાગને પણ લજવે એવો કાળા વાળનો ચોટલો પાછળ ઉડી રહ્યો છે, નવું ઓઢેલ ઘરચોળું પણ પવનમાં દોડવાને વેગે પાછળ રહ્યું ફડફડે છે એવા વેષે લાંબા હાથ કરી તે ચેહ નજીક દોડી આવી ને બોલી:

> કુકડ ને કાગ એને ભવમાંય મેળપ ને,
> પણ ઘડીકને ઘરવાસ આજ દેગમશી હાકુ પાડીયુ.

રે વ્હાલા દેગમશી! કુકડા તથા કાગડાની જાત્ય કોઈ ભવમાં સાથે જોડાઇ સંબંધ બાધે જ નહીં: એ તો તદ્દન અસંભવિતજ છે; પણ આ તો એકજ ઘડીના ઘરવાસે—તારે ત્યાં રહીને તારા હૃદયનું દર્શન થયું તેથી મારાથી તારી સાથે બળ્યા વિના રહેવાય એમ નથી. વ્હાલા દેગમશી, તારા તથા મારા એક પળના પણ સંબંધે મને આજ હઆડી છે ને હું બળું છું.

માટે હે વા'લા, આ જગત બહારની દુનિયાંમાં તો તું મને તારી કરજે. આમ બોલતી હડહડ બળતી ચેહમાં તે ધબકાઇ. તેને કોઇ રોકી શક્યું નહીં. ડોસો આવ્યો ત્યાં તો દેગમશી સાથે વહુની પણ રાખ થતી જોઇ તે વીલે મુખે પાછો વળ્યો. પ્રિય વાંચક, પ્રેમી—શુદ્ધ પ્રેમી હૃદયની વાતો આવી છે.

# જોગીદાસ ખુમાણ

કુંડલાનો આ કાઠી રોબિન હુડ પોતાની પવિત્રતા માટે અદ્યાપિ પર્યંત પ્રખ્યાત છે. તેણે તથા તેના પિતા હાદા ખુમાણે પોતાનો ગિરાસ પૈર લાવવા ભાવનગરના વીર રાજા વજેસિંહજી સામે સમશેર ખેંચીને હેરતભર્યાં કામો કર્યા છતાં તેણે પોતાનો ધર્મ ભૂલ્યા નહીં. પોતે બારવટે હતા તે દરમિયાન ઘણાં નાનાં મોટાં ગામો લૂંટવાનો પ્રસંગ આવેલો પણ ત્યાં કોઇ સ્ત્રી, બ્રાહ્મણ, બાવાસાધુ તેના ભોગ નહોતા. ઉલટા એવાઓને તો તેઓ રાજી કરતા. બ્રાહ્મણની ચોરાસી કરી સ્ત્રીઓને રાસડા ગવરાવી ભાઇ જેમ બેનને, પિતા જેમ પુત્રીને કાપડું કરે તેમ કાપડાં કરી ચાલ્યા જતા. કોઇ ગરીબ કે અશક્ત તેમનાથી હેરાન થતું નહીં.

કુંડલાના કાઠીઓએ વજેસિંહજીને કુંડલા પરગણું લખી આપી તેનું દાસત્વ સ્વીકાર્યું. મર્દ હાદા ખુમાણથી આ સહન થયું નહીં. તેણે તો ભાવનગરના રાજા વજેસિંહજીને કહાવી મોકલ્યું કે "જે ગિરાસ તલવારે રાખ્યો છે તેને તલવારે જ રાખશું" આમ કહી પોતાના બે પુત્ર જોગીદાસ તથા ભાણભાઇ સાથે હાદો ખુમાણ બારવટે નીકળી પડયો. આ પ્રમાણે હાદો તથા તેના પુત્રો ભાવનગરનાં ગામ લૂંટવા લાગ્યા જોઇ ઠાકોર વજેસિંહજીએ તેની સામે પોતાની ધસત મોકલી. ધસત બારવટીયાની પછવાડે લાગીને તેમને કોઇ ઠેકાણે

ઠરી ઠામ બેસવા દેતી નહીં; હાદે ગીરના ધાડા જંગલમાં આશરો લીધો. આમ રૈયત, બારવટિયા તથા રાજા બન્ને વચ્ચે હેરાન થવા લાગી ને આવી ગડબડનો લાભ લઇ કોઇક લોંઠકા વળી નાનાં મોટાં ગામના ધણી થઇ જવા લાગ્યા. બકા નામના સંધીએ ચીખલી ગામ સર કર્યું અને ત્યાં રહેતા ચારણોને રંઝાડયા. ચિખલીના ઉભા મોલમાં પોતાની ભેંસો છોડી મૂકી ખેતરો ભેળી દીધાં. ચારણો ગભરાયા કે આમાં આપણું રક્ષણ કોણ કરે? આપણે ક્યાં જાવું? હાદો ખુમાણ આપણું રક્ષણ કરે તેવો હતો તે કુંડલામાં નથી પણ બારવટે ભમે છે. તેણે બારવટું માંડયું છે ને આ સંધી વકર્યો છે. હવે જાવું ક્યાં? પણ આમાંથી છુટવા માટે હાદા પાસે જવાય તો જ આરો આવે. આમ મનમાં લાવી એક ચારણ ગિરમાં જ્યાં હાદે મુકામ કર્યો હતો ત્યાં આવ્યો. હાદે ચારણને હોંસથી આવકાર આપ્યો અને આવા ભયંકર જંગલમાં પણ ચારણે પોતાની ખબરઅંતર લીધી તેથી હાદો પોતાને ધન્ય ધન્ય માનવા લાગ્યો. ચારણે ગળગળા થઇ આંખમાં આંસુ લાવી હાદાને કહ્યું:–હે ખુમાણ!

ભોરૂ તો ચારણ તણાં ભડકીને ઉભાં થાય,
તે ખુમાણ કેમ ખમાય? હાદા તું જીવેય.

હે હાદા ખુમાણ! તું જીવતાં અમારાં ચારણોનાં છોકરાં બકા સંધીની બીકથી ઝબકીને ઉભાં થઈ જાય છે. હે ખુમાણ કુળના મણિ! તારાથી એ કેમ ખમ્યું જાય છે? ભાવનગર

સામે તેં રાડ માંડીને બારવટું આદર્યું તેથી શું અમારૂં ચારણોનું રક્ષક કોઇ રહ્યું નથી ? શું તું તારો ક્ષત્રીવટાનો ધર્મ મૂકી દે છ ? હે દાદા ! શું—

બકરાથી તો દાદો બીએ, થરથરતો બાલાપર થાય,
શીખલીએ મેધુ ચરે, ખરીએ ડોળો ખુંદાય.

હે દાદા ખુમાણ ! શું તને બકાસંધીની બીક લાગે છે ? તેથી શું તારા ગામ બાલાપરનાં લોક બકાથી કંપીને હેરાન છે ? અરે, તારી શીખલી ગામની શીમ તો બકાની ભેંસોથી ભેળાઈ ગઈ છે. અરે તેનાં ઢોરની ખરીથી ડોળિયાની શીમ ખુંદાઇને ઉજડ થઈ ગઇ છે.

આ જોઈ અમારી આંખ આગથી સળગી ઉઠે છે. હે દાદા, તું જરા આંખ ઉઘાડીને જો કે અમારા—આ તારાં માગણના—શા હાલ છે ?

ચારણના આ માર્મિક ને ભાલાં ભોંકતા શબ્દો સાંભળી દાદાનાં રૂવાં ઉભાં થઇ ગયાં. ભલે વજેસિંહજીની ધસત મને ઘેરી લઇ મારી નાંખે, પણ મારા દસોંદી તેમજ મારી પ્રજાને તો આ પાપી મલેચ્છ સંધી બકાના જુલમમાંથી મારે બચાવવી જ ઘટે. વીર બારવટીએ ચારણને કહ્યું- " ગઢવી, તમે તમારે શીખલી જાઓ ને બકાને ખુલ્લે ખુલ્લું કહી દો કે દાદો આવે છે. તે તૈયાર થઇ રહે." આ વખતે જોગીદાસ અને ભાણ ત્યાં હાજર ન હોતા. તેઓ કયાંઇક આઘે મારણ કરવા ગયા હતા. દાદે ઘોડે પલાણ નાંખ્યું, હાથમાં પોતાનો લાંબો ભાલો ધર્યો ને કડે

માનાસાઇ સમશેર લટકાવી દીધી. ખોંખારે મારી મુછે તા દઇ વીર જીદે સ્વારી કરી. ભાઈ વાંચનાર! સાઠ પાંસઠ વર્ષને બારવટિયો ખોંખારા મારી મુછે તા દઇ પોતાનાં આશ્રિતોની કુમકે ધાય, ઘોડા પર રાંગ વાળે તે વખતે તેનું હૈયું કેવું હિલોળા કરે! એ ચિત્ર તો આવા નિર્માલ્ય સમયમાં તારી કલ્પનામાં પણ આવવું મુશ્કેલ છે.

વીર ખુમાણ અશ્વે ચડી ગિર છોડી શીખલીએ આવ્યો. ગામને પાદર આવતાં જુલંમગાર સંધીને પડકાર્યો કે "બકા થઈ જા માટી." બકો મર્દ ખુમાણને હાકલો સાંભળી ભયભીત થઇ ગયો. જુલમગારને હંબીથી ખરે વખતે વીર હાક ખમાય ખરી? તેણે તો સામે મોત જ ઉભું જોયું. તેને થઇ ગયું કે હવે શું કરવું? તેની તલવાર તેના મ્યાનમાંજ રહીને:

બકો લાગ્યો ભસરો, ને બસરી નાંખી ચીસ,
હાદા તેં મેપુ હાંકીયું, એકસોને ઉપર વીશ

બકો તો બેબાકળો ચીસ પાડીને આમ તેમ નાસવા લાગ્યો. હાદા, તેં તો તેની એકસોને વીશ જેવો કામ કરી. તને રંગ છે.

હાદો બકાની પછવાડે પડયો ને પોતાના ભાલાથી વીંધી નાખી તેને પૂરો કર્યો. તેની ભેંસો ચારણ કે બ્રાહ્મણને વહેંચી આપી. આથી રાજી થઇને ચારણોએ હાદાને ધન્ય-વાદ આપી કહ્યું:—

ભાર કેડીકે ચારણ લહ્યાં, હવે હદડળી ને હકે;
તે ખુમાણ તને ખમહાસ હાદા ભણે હાકે.

હે વીર મર્દ દાદા ખુમાણ ! હવે અમારાં ચારણનાં છોકરાં બકાની બીકથી કોઇ દિવસ પણ બેબાકળાં ઉંઘમાંથી ઝબકીને ઉઠશે નહીં જ. હવે તો, દાદા, તારા જયનાં ગીત અમે બબે હાથે તાળીઓ પાડીને ગાઈએ છીએ. તને ધન્ય છે, તારૂં પ્રભુ ભલું કરો.

આ પ્રમાણે દાદો ખુમાણ પોતાના આશ્રિતોનું દુઃખ ટાળી ગિરમાં આવ્યો. દાદે બારવટામાં આ પ્રમાણે કેટલાંક વર્ષ ગાળ્યાં, પણ ભાવનગરે તેને મચક દીધી નહીં. ઠાકોર વજેસિંહ તેની પછવાડે ધસત મોકલે ને કાઠી ગિરનો આશ્રય લે; પણ ઝાઝો વખત ગિરમાં રહેવાથી વૃદ્ધ દાદાને તેનું પાણી લાગ્યું. તેને શરદી થઇ ને તાવ ચડયો. પોતાના બંને પુત્રો દૂર મારણ કરવાં નીકળી ગયા હતા. વૃદ્ધ બારવટિયાને થયું કે હવે આંહીં ઝાઝું જીવાશે નહી; તેથી પોતાના દસોંદીને સાથે લઇ તે હીપાવલી આવ્યો ને ચોરે ઢોલીયા ઢળાવી ડાયરો ભર્યો. અમલ પાણી કસુંબો તૈયાર થઇ રહ્યો છે ત્યાં ખબર આવ્યા કે “ભાવનગરની ધસત આવે છે.” ગામલોક અકળાવા લાગ્યાં કે નક્કી ગામ ઉજડ થશે. પણ દાદા ખુમાણે સર્વને હૈયાધારણ આપી. નીરાંતે કસુંબો લઇ, લેવાડી, પછી પોતાના દસોંદીને કહ્યું–“ભાઇઓ, કોઇએ બીવાનું નથી. હું ગામ બહાર પેલા વડની નીચે જાઉં છું. ત્યાં ખાટલો મોકલો. ગામે તુર્ત જ તેમ કરી દીધું. ઉંચા બાજરા તથા કાંકર વચ્ચે વડ તળે દાદો ઢોલિયો ઢળાવી ઉપાડી તલવાર

પડખામાં રાખી સૂતો. તેનો નિમકહલાલ દસોંદી તેની પાસે મર્દામીની વાત લલકારતો બેઠો–

ગામેગામ ઢોલ ઢબુકિયા, જાણુ ઉપર જાણુ,
ઘોઘા સુધી ઘુમતું હાદલનું ઘમસાણુ.

ત્યાં તો ધસત ગામમાં આવી ચોરે આવી જોયું તો કોઈ ન મળે. કેટલાંક સ્ત્રી પુરુષોને ભેગાં કરી દમ ભરાવ્યો કે "હમણાં જ બારવટિયો હાદો આંહીં હતો તે ક્યાં ગયો ?" કોઇએ જવાબ ન દીધો. બધાં મૂંગાં ઉભાં થઈ રહ્યાં. ધસતનો નાયક નિર્લજ્જપણે તેમને હેરાન કરવા ને ગાળો દેવા લાગ્યો પણ કોઇએ જીવના જોખમે પણ હાદાની બાતમી આપી નહીં. તેવામાં એક નાનો દસબાર વર્ષનો છોકરો બોલી ઉઠયો. "હું અંને, હાલો દેખાડું. ઓલ્યા બાજરામાં વડલા નીચે બાપુ સુતા છે."

બસ થઈ ચૂક્યું. ધમસાણુ મચાવતું, મોલાત ખુંદતું દળકટક તે વડ તરફ ચાલ્યું. હાદે ઘોડાની હાવળ્ય સાભળી. શરીરમાં તાવ ચડયો હતો, કફ પણ હાલી મળ્યો હતો, પણુ ઘોડાના અવાજ સાંભળી વીરમર્દ બડાક થઇ ઉભો થઇ ગયો, પછેડીની ભેટ બાંધી લીધી, તલવાર કેડે લટકાવી દીધી ને હાથમાં બરછી લીધી. પોતાના દસોંદીને કહ્યું: "ભાઇ હવે રામ, રામ, જોગાને ને ભાણુભાઇને કહેજે કે બાપુ ગયા ને તમને બારવટું સોંપતા ગયા છે."

અરે પણ આ વીર મર્દ મોતની સામે પંજો મેળવવા જાય ને તેનો પોરસેલ ચારણ તે પાછવાડે રહી બેસી રહે ? એ બને જ કેમ ? જેને બાપુએ હર હમેશાં બારવટામાં ભાગનાસમાંય સદાય દેવીપુત્ર ગણી બાદશાહીમાં રાખેલ તે કવિ–ચારણ હવે આખર વખતે પોતાનું જીવતર વ્હાલું કરે ખરો ? તે તો પોતાની તલવાર તાણી બાપુની આગળ ને આગળ ચાલ્યો. તેના હૈયામાં તો બાપુ દેખતાં સામે પગલે મરવાની મોજ આવી. હાદે ઘણુંય વાર્યો પણ તેણે માન્યું નહીં. ત્યાં તો ધસત આવી પહોંચી ને મામલો મચ્યો. વીર ને નીમકહલાલ ચારણે આગળ પડીને સામે પગલે લડી એક બે સ્વારોને જોખમાવી દીધા; ત્યાં તો હાદે પોતાની બરછીથી એક બેને વીંધી નાંખ્યા; પણ સામટા સામે બે તે કેટલું ટકી શકે ? દુરથી એક ગોળી આવી ચારણની છાતી સોંસરી નીકળી ગઈ ને બિચારો સ્વામીભક્ત ચારણ જે અંગે કરી ભોંય પર પડયો. વૃદ્ધ ને બીમાર ખુમાણને આ જોઈ ઘણું લાગી આવ્યું. પોતાનો વ્હાલો દસોંદી પોતાનીજ નજર આગળ પડયો જોઇ તેની નસે નસમાં આગ ઉઠી. તેની બરછી તેણે એકનાપર ઝીંકી, બરછી ભાંગી ગઈ ને ડાંડવું હાથમાં રહી ગયું. હવે હાદો તલવાર લઇને ધસ્યો, ઘા પર ઘા કરી એક બેને પૂરા કર્યા. તેવામાં એક ગોળી તેને વાગી ને છાતીની આરપાર નીસરી ગઇ, તોય તેણે મરતાં મરતાં

કેકને ખવરાવ્યા અને છેવટે ખોખારતો મુચ્છે તા દેતો વૃદ્ધ વીર ખુમાણ ધરણીએ ઢળ્યો. આ પ્રમાણે આ મશહૂર બહારવટિયો ને તેનો દસોંદી ત્યાં પડયા. નાયકે હાદાનું માથું વાઢી લીધું ને તેને ભાવનગર મોકલ્યું. પણ આ જોઇ વીર મર્દપૂજક વજેસિંહજી ન હરખાતા આ મૂર્ખાઇ માટે નાયકને ઠપકો દેવા લાગ્યા. હાદાને મારી ધસત કુંડલે આવી. વીર પીતા પડયાના ખબર પ્રતાપી પુત્ર જોગીદાસને પડયા. તે તુર્તજ પોતાના બાવળા ઘોડાપર ચડી જે જગ્યાએ હાદો પડયો હતો ત્યાં આવ્યો. હાથમાં જળ લઇ તે બોલ્યો: "હે બાપુ, આજથી તમારૂં બારવટું હું મારે ખાંધ ઉપાડી લઉં છું. તમે મોક્ષે જાજો. આ પ્રમાણે જોગીદાસે પોતાના પિતાનું પણ પોતે લીધું ને ભાવનગર સામે વધારે મર્દાઈ ભરી હેરત પમાડે તેવી સમશેર તાણી. મહા ભયંકર બારવટું શરૂ થયું. જોગીદાસને ગિરમાં આશ્રય ન મળે એ માટે જુનાગઢે પણ તેને હાંકી કાઢવા લશ્કર મોકલ્યું. હાવે જોગીદાસે જુનાગઢ સામે પણ સમશેર તાણી. આમ આ મર્દ કાઠીએ બે મોટાં રાજ્યો સામે એકી સાથે બાથ ભીડી. એક વખત તો જોગીદાસ પોતાની ટોળી સાથે ખુદ જુનાગઢ પર પણ ચડી આવ્યો. તેની બહાદુરી જોઈ તેના ચારણ કવિએ કહ્યું:

> તું પાદર જુના તણે ફેસળાયો ફોજે,
> બીબડીયું બંગલે, જોવે જોગીદાસિયા.

હે જોગીદાસ ! તું તારૂં ભાલાવાળું કાઠી લશ્કર લઇને જુનાગઢને પાદર પડાવ નાંખી પડચો ત્યારે તો ખુદ બીબિયું પણ ભયની મારી તને જોવા લાગી કે આ તે કોણ વીર આવ્યો છે ! વળી,

દત્ત સુરત ટેકો દઇ રાખીતલ પ્રજરાણ
ખળભળતી ખુમાણ જમી જોગીદાસિયા.

વાળા, ખાચર ને ખુમાણ નામની કાઠીની ત્રણે ઓડકના મણિરૂપ હે જોગીદાસ ! જ્યારે આ કાઠિયોની સત્તા ડગુ મગુ થઇ હતી ત્યારે તેને દાન અને શૌર્યનો ટેકો આપી તેંજ ટકાવી રાખી છે, તને રંગ છે, તને સાબાશ છે.

આ પ્રમાણે જુનાગઢને પણ પોતાનો હાથ દેખાડી જોગીદાસ પાછો ભાવનગરપર ચડચો ને એણે વીર હાક વગડાવી. ભાવનગરના રાજા વજેસિંહે જોગીદાસનાં પત્નિ તથા છોકરાંને હાથ કર્યાં ને ભલે જોગીદાસ પોતા સામે બ્હારવટું ખેડે પણ એક ખરા રાજવંશીને છાજે તેમ પોતાનાજ કુમારો સાથે કાઠી બ્હારવટિયાનાં બચ્ચાંને ઉછેરવા માંડચા. કોઈ કોઇ વખત કુમારો તથા કાઠીપુત્રો રમતાં રમતાં વઢી પડે ને રાજપુત્રો ઠાકોર પાસે આવી કહેતા કે "બાપુ, કાઠી અમને મારે છે" તો આનંદ પામી આ ઉદાર રાજા કહેતા કે " હોય ભાઇ, એમજ હોય, એનો બાપ બહાર મને મારે છે. જાઓ રમો. એ તમારા ભાઇ છે." આ પ્રમાણે ઠાકોર કાઠી બ્હારવટિયાનાં છોકરાંને

પોતાની નજર આગળ ઉછેરે છે ને પિતાને છાજે તેવું વ્હાલ કરે છે. આમ કરતાં જોગીદાસની પુત્રી કમરીબાઈ ઉમર લાયક થતાં ઠાકોરે ધામધુમથી લગ્ન કરી બાદશાહી કરિયાવર કર્યો. ગુણજ્ઞ કાઠિયાણી ઠાકોર વજેસિંહના આ ઉત્તમ ને ઉદાર ખવાસથી તુંહી તુંહી થઇ ગઈ. તેણે પોતાના પતિને કહાવી દીધું કે: આવા ઉદાર ને સાક્ષાત પ્રભુ જેવા રાજા સામે તલવાર ખેંચી બ્હારવટું ખેડવું એ હે પતિ ! તમારા જેવા વીરને લાયક નથી. કારણ કે જુઓને:

માવતર મહીપણું કરે ને જાય બારવટે જે;
તેનાં છોરૂને ચણ દે, ઇ વેંઢારે વજપાળદે.

પિતા દુશ્મનાવટ કરીને બારવટું ખેડે છે છતાં તેનાં બચ્ચાંને આ રાજા વજેસિંહ ખવરાવી પીવરાવી ઉછેરે છે ને પોતાનાં ગણી પાળે છે. માટે પતિ સલાહ કરો તો સારૂં.

જોગીદાસ પણ રાજાના ઉમદા ગુણથી તેનો દાસ જ બની ગયો હતો. રાજાએ તેનું હૈયું જીતી લીધું હતું. વીર બ્હારવટિયો તાબે થવા મન કરવા લાગ્યો, આ જોઇ ટેકીલા ચારણે કહ્યું:—

જોગા જોડ કમાડ માંગો મીતિયાપર ધણી;
ન થડકે થોભાળ, હુકળ મચીએ હાદાઉત.

અરે જોગીદાસ, અરે મીતિયાળા ગઢના ધણી, તું તો બે જોડીનાં બંધ બારણાં જેવો મજબૂત છો. હે મોટા થો-

ભાવાળા હાદાના પુત્ર ! તું કદી પણ ગામલો મચતાં ડર એવો નથી. તો પછી આવું કાં ? જોને:

જોગા જનમ ન થાત ઘણમુલા હાદલ ઘરે,
તો કાઠી કીં કેવાત સમવડિયા સુબાતણા.

હે જોગીદાસ, જો આ ઘણાજ કીમતી હાદા ખુમાણના ઘરમાં તારો જન્મ ન થયો હોત તો પછી આ મોટા મોટા રાજાના સમોવડિયા કાઠી લોક કેમ કરીને કહેવાત; વળી

કરડયે કાંઇ થયે પરડાતરાં પરજાણ
ડસનાર તું દૈવાણ નાજડ જોગીદાસિયા

હે મોટા શોભાવાળા જોગીદાસ, આ ત્રણપરજ રૂપી સાપોલિયાં ડસે તેથી વળે શું ? પણ તું તો મોટો ઝેરી સાપ છો. તારૂં ડસ્યું આગળ એક પણ પગલું ન જ ભરી શકે.

આવો તું બળિયો ને બળિયા સામે રાડ માંડી. તો પછી તું તાબેદારી સ્વીકાર એ અમારાથી જોયું જાય તેમ નથી. કાંકે

સો વખત શિયોરાતણી તેં લીધી ખુમા લાજ
ઈ હાદલ કાં હથિયાર તું છાડે આલણશિયાઉત.

હે હાદાના પુત્ર, ખુમાણ કુળની ખુમારી, તેં તો ખુદ શિયોરની લાજ સોસો વખત લીધી, અને હવે હે આલણ-શીના વંશના ! તું આમ હથિયાર મૂકી દઇ તાબે થા છ ?

ધ્રુ ચળે ને મેરૂ ડગે મહિપત મેલે માણ,
પણ જોગી કીં જાતી કરે તું ખતરીવટ ખુમાણ.

હે જોગીદાસ ! કદી આ ધ્રુનો તારો ચલાયમાન થઇને

બીજે જાય, આ મેરૂ પહાડ કદી ધ્રુજવા લાગે, ને મહા-રાજાએ ખુદ કદાપિ પોતાનું મોટું મન છોડે, તો પણ તું જોગીદાસ શું કોઇ દિવસ તારૂં ક્ષત્રિપણું જતું કરવાનો ? ના, ના, એ તો નજ બને.

આવાં પોતાનાં દસોંદીનાં મર્મવેધક વચનો સાંભળી વીર મર્દ તાબે થતો અટક્યો ને ફરી વાર પહેલાંની જેમ એણે રાડ માંડી. પણ આ તો મોટાઇમાં પણ મલ્લેમલ્લની ચોટ હતી. રાજા વજેસિંહજી જેમ દુશ્મન બારવટિયાનાં બાલકોને પોતાનાં જ બાલકો સાથે ઉછેરીને પોતાનું દરિયાવ દિલ ઉછાળી રહ્યા હતા તેમ જ બારવટિયો જોગીદાસ પણ બારવટામાં–રખડપાટમાં પણ રાજાને આંજી નાંખે એવાં ઉપકારનાં ઉમદા કામ કરી રહેલ હતો. એક દિવસ વજેસિંહજીનાં ઠકરાણાં નાનીબા પોતાના બે પુત્રો સાથે પોતાના માશીઆઇ કેશરીસિંહજીની કાણે હસા પાસે ટીંબીગામ જતાં હતાં. રાણી રથમાં હતાં ને સાથે સ્વારો હતા. રાણીનો રસાલો આનન્દ ઉડાવતો ને કલ્લોલ કરતો જતો હતો, ત્યાં આકડિયાનો રવો ચાવડો તેના પર ચડી આવ્યો. રવે ઓચિંતો છાપો માર્યો, ને ધીંગાણું મંડાણું. ભાવનગરના સ્વારો ધવાયા ને રજપૂતાણી મનમાં જરા મુંઝાવા લાગી. ત્યાં તો, જુઓ, કોઇ મર્દનો પડકાર તેને કાને પડયો. હજુ રાણી માફામાંથી ઉંચું જુએ છે ત્યાં–મોટા થોભાવાળો, મોટી આંખોવાળો, મોટા લાંબા ભાલાવાળો એ વીર મર્દ હાકલો કરી રવાને કહેવા લાગ્યો:

"ખબરદાર રઘા, એ વેલમાં મારી મા છે. આ દિકરો દેખે ને મા મુંઝાય એ ન જ બને. એનો વાળ વાંકો થયો તો સામું માથું જશે." રઘો હેબકી ગયો. અરે આ તો જોગીદાસ છે. શું એ મારી સામે? તેની કદાચ ભૂલ થતી હશે. રઘે કહ્યું:—"ભાઇ જોગા, આ તો ભાવનગરના ઠકરાણાં છે. આવ ભાઇ આવ." "અરે રઘા દીકરો કદી માને લુંટાતી જોઇ શકે? એ તો મારી મા છે. હું બારવટે છું ખરો, પણ દીકરો બાપ સામે હોય તેથી તે કાંઈ તારા જેવાને મા બાપની લાજ ઉપર આવતો જોઇ શકે? થઇ જા માટી, રઘા." રઘો કાંઇ "થઇ જા માટી" એ વેણને ખમી ખાય તેવો નહોતો. તુર્ત જ ધીંગાણું મંડાયું. મલ્લેમલ્લની ચોટ મચી. પણ એક મલ્લને પડખે અધર્મ હતો ને બીજાને પડખે ધર્મ હતો. અને ધર્મ સદા જીતે જ. જોગીદાસની કાતિલ તલવારથી રઘાનાં માણસો ઘવાયાં ને નાસવા લાગ્યાં. રઘો પંડે બહુ લાચાર થઇ ગયો, જોગીદાસની સમશેરના એક ઘાથી તેનો જમણો હાથ કપાઇ ગયો ને તે નાઠો. બહાદૂર બારવટીએ રાણી પાસે આવી શિર નમાવ્યું. રાણીએ તુર્ત જ હર્ષાશ્રુથી ઉભરાઇ જઇ કહ્યું. "સાબાશ છે, મારા ભાઇ, વીર ખુમાણ, ધન્ય છે જોગીદાસ; હવે તો તમે મારી સાથે જ શિહોર ચાલો. તમે અમારાથી છુટા રહી રીસાઇ બારવટે રહો એ ઠાકોરને છાજે નહીં." નમન કરી હાથ જોડી શરા કાઠીએ કહ્યું:—"માતાજી, મારાથી તેમ થાય નહીં. મેં તો મારો ધર્મ પાળ્યો છે. તમો તમારી ફરજ

બજાવો છો. મારાં બાળગોપાળની ખબર રાખો છો. એ ઘણું જ છે. બાકી તો પ્રભુ કરશે ત્યારે ઠાકાર સાહેબ સાથે હાથ મેળવી બેસશું." પછી જોગીદાસને ધન્યવાદ આપી રાણી શિહોર આવ્યાં ને ઠાકોર સાહેબને સર્વ હકીકત કહી. આ સાંભળી વીરપૂજક ઠાકારનાં રૂવાડાં ઉભાં થઇ ગયાં. તેનાથી બોલાઇ ગયું કે: "અરે કાઠી, તને ધન્ય છે, સાબાશ છે. તું દુશ્મન પણ દાનો. હવે તું મારાથી વિખૂટો-મારી સામે રહી બારવટું ખેડ ને રાતદિવસ ભાગનાસમાં ગાળ એ ખુદ મને જ દુઃખ દેનારૂં છે. તારૂં મનામણું તો મારે કરવું જ જોઇએ." આમ ઘડી બે ઘડી બોલી, ઠાકારે કચેરી કરી, ને ભરી કચેરીમાં પોતાના ભંડારિયાના ચારણ બોઘા પાંચોળિયાને આજ્ઞા કરી કે, "જોગીદાસ જ્યાં હોય ત્યાં જઇ મારી વતી મનામણું કરો ને તેને મારા સોગન દઇને પણ મારી પાસે લાવો. " બોઘો આ સાંભળી ઘણો જ રાજી થઇ ગયો. તે જોગીદાસનો પણ મિત્ર હતો. શિહોરથી ઉપડી બોઘો જોગીદાસને મળ્યો. ઠાકારની વતી તેનું મનામણું કર્યું ને સર્વ હકીકત તેને કહી સંભળાવી. જોગીદાસ પ્રસન્ન થઇ શિહોર આવ્યોઃ હકડેઠઠ ભરેલ દરબારમાં સર્વ વચ્ચે ઉભા થઈ ઉદાર ઠાકાર વજેસિંહજીએ પોતાના બહાદુર બારવટિયાને બાથમાં લીધો. ખુબ ભેટી બંને વીરાં હર્ષાશ્રુથી ગાદીપર બેઠા. આ દેખાવ જોઇ આખી કચેરી પણ આનન્દમાં રેલી રહી. ઠાકારે જોગીદાસને ૭ ગામ ગરાસમાં

આપ્યાં. ને પોતાને હાથે સોનાની મૂઠવાળી તલવાર ને ઉંચો શિરપાવ આપ્યાં. આ વખતે જય જયના ઘોષ મચી રહ્યા. નગારાં અને ત્રાંબાળુ ગડગડવા માંડયાં ને સભામાં આવી નાયકાએ નાચ શરૂ કર્યો. પણ એક સ્ત્રી પોતા સામે નાચે એ વીર જોગીદાસથી ખમી શકાયું નહીં. તે તો તુર્ત જ પોતાનું મોં ફેરવી ગયો. રાજા ચેતી ગયા કે આને આ રૂચ્યું નથી. તેથી તેને પોતા તરફ ફરવા કહ્યું. તુર્તે જ વીરે પોતાની કટાર કેડથી ખેંચી પોતાની આંખમાં ખોસવા પ્રયત્ન કર્યો પણ વજેસિંહજીએ તે હાથ હં, હં, કહી પકડી રાખ્યો ને નાચ બંધ કરાવ્યો. વળી તેને પૂછ્યું કે "ભાઇ કાંઇ દુઃખ થાય છે? આમ કાં?" તુર્ત જ વીર મર્દે જવાબ દીધો,—"અરે ના બાપુ, પણ આપણે રાજાએ આમ નારી નચાવી માણવાનું રહ્યું એ જોઇ મને દુઃખ થયું. માને નજર આગળ નાચતી જોવી તેના કરતાં આંખો ફોડી નાંખવી મને ગમી, ને મેં કટાર બહાર કાઢી." રાજા આ સાંભળી શરમિંદા પડી ગયા, ત્યાં તો મુળુ વરસડો નામનો ચારણ આ બધુ જોઈ તથા સાંભળી બોલ્યોઃ ધન્ય છે કાઠી, તને ધન્ય છે,—

પરનારી પેખી નૈં તેં મીટ માણારા,
શ્રૃંગી રખ ચળિયા જુવાણ જોગીદાસિયા.

હે જુવાન જોગીદાસ, પારકી સ્ત્રી સામી નજર નાંખવામાં પણ તારો ધર્મ ડુબે છે જાણી તેં તેના તરફ ઉંચી

આંખે જોયું પણ નહીં. તને ધન્ય છે. નહીં તો, હે વીર મર્દ, શૃંગી ઋષિ પંડે પણ એક સ્ત્રીને જોતાં પોતાનું હૈયું હારી બેઠા હતા. વળી જોને—

ઠમકો નાર થયે, તારૂં ચત્ત જોગા ચળ્યું ને,
ભોળો ભીલડીએ જડધર મોયો જોગિયા.

હે જોગીદાસ, આ ઠમકા કરી તારી નજર આગળ નાચતી સ્ત્રીને જોઇ તારૂં ચિત્ત પણ હાલ્યું નહીં. બાકી, ભોળા શંકર ભગવાન પંડે એક ભીલડીના ઠમકા પર મોહી પડી પોતાનું હૈયું હારી બેઠા હતા.

ફુંકે ઝાપી ફેરવી વાદીએ છાંડયા વાદ,
કંડીયે નાવ્યો નાગ, તું જાજડ જોગીદાસિયો.

હે જોગીદાસ! તું મોટો મણિધર છો. તારી ફુંકના ફુંફાડાથી અંગરેજ પણ ડરી ગયો, ને તને ફસાવી કેદ કરવા કૈંક વાદીનું રૂપ લઇને આવ્યા પણ ફાવ્યા નહીં. તું તેને તાબે થયોજ નહીં. તને ધન્ય હો.

મારગ જે મુંબઈ તણે જડ ઓડાં ન જાય.
તું રેસે રતમહેર માંય, જાજડ જોગીદાસિયો.

હે જોગીદાસ, તું મોટો મગરમચ્છ છો. ને રણક્ષેત્ર રૂપી સમુદ્રપર સેલી રહ્યો છો તેથી તારા સપાટામાં આવી ડુબી જવાની બીકથી સર્વ વહાણો ફરતાં બંધ થઇ ગયાં. તને ધન્ય છે.

પણ અરે, હું તે આમાં કોના ગુણ ગાઉં. આ ઉદાર ને મોટા મનનો રાજા પણ કોઇ વાતે ઉણો નથી. કાંકે—

તન દાદલ વખતા તણા, આથડિયા એનાડ,
વજો તો નવરંગશા વડો, સામો દરંગો જોગીદાસ.

આ દાદા ખુમાણ ને ઠાકોર વખતસિંહજીના પુત્રો લડી પડયા. તે જાણે મોટા સુભટ અથડાઇ પડયા હોય નહીં શું! આમાં વજેસિંહજી તો ઔરંગશા બાદશાહ ને જોગીદાસ તે જાણે ખુદ દુર્ગાદાસજી હોય નહીં શું ?

સાબાશ છે તમને દુલ્હાઓને. વળી હે ઠાકોર! તું તો શ્રીકૃષ્ણ રૂપ છો ને આ જોગીદાસ તો કાળીનાગ પંડેજ.

ડાબી ફણ દાબી કરી, નાથ્યો છે કાળીનાગ,
તે પર તું અસવાર, એમ વખાણી વજમલ.

હે રાજા, જેમ શ્રીકૃષ્ણે કાળીનાગને ફણ દાબીને તાબે કર્યો ને તેનો ઉદ્ધાર કર્યો તેમજ, હે વજેસિંહજી, તેં પણ આ મર્દને–ભયંકર વીર બારવટીઆને–તારા મોટા મનથી વશ કરી લીધો છે. તેં તેનાં ગામ તેને પાછાં આપી તેનો ઉદ્ધાર કર્યો છે. તને, હે ઠાકોર, મારા સો સો ગણા ધન્યવાદ છે.

વરસડે આ પ્રમાણે બંને વીરનાં ભરદરબાર વચ્ચે બિરદ ગાયાં ને સભા ઉઠી. જોગીદાસ પછી વજેસિંહજી ઠાકોરના થોડા દિવસ મેમાન રહ્યા. જાણે બન્ને ભાઇ હોય નહીં શું! આ વીર મર્દ આમ થોડા રોજ સાથે ડાયરો

ભરીને બેઠા. પછી પોતાનાં બાળગોપાળ ને સ્ત્રીને વેલમાં બેસારી જોગીદાસે આંબરડી આવી પ્રભુભજન શરૂ કર્યું ને આજીવન ઠાકોર વજેસિંહના એક ખરા મિત્ર તરીકે વફાદારીથી દિવસો ગુજાર્યા. આ બારવટિયામાં પવિત્રાઇ એટલી તો હતી કે હજુ પણ આંબરડી તથા તેની આસ-પાસનાં લોક જ્યારે કોઈ સ્ત્રીને સુખરૂપ પ્રસવ ન થતો હોય ને આડું આવ્યું હોય ત્યારે જોગીદાસના ચોરણાની નાડી પાણીમાં બોળી તે સ્ત્રીને પાય છે કે તુર્તજ પ્રસવ થાય છે. આવા વાચકાછના સાચા બારવટિયાનો જય થાય તેમાં શી નવાઇ? જે સ્થળે તેને અગ્નિદાહ થયેલ છે ત્યા હજુ પણ શ્રીફળ મૂકી લોક નમસ્કાર કરે છે. આ પ્રમાણે આ કાઠિયાવાડના મશહૂર રોબિન હુડ માટે લોકોને માન અને ભક્તિભાવ છે. તેના ગુણગાન લોકો હોંશથી કરે છે.

---

# નેત્રમ બારિયાણી ને ગોલણવાળો

**તળાજામાં** વાળાવંશ રાજ કરી ગયો છે. તે વંશમાં અનેક પ્રેમશૌર્યવાન રાજાઓ થઇ ગયા છે. ગોલણવાળો પણ ત્યાં એક વીર મર્દ થઈ ગયો છે. પરાર્થે માથું મૂકવા ઝટ તૈયાર થઇ જાય એવો તેનો સ્વભાવ હતો. કોઇનો જીવ બચાવવો, કોઇને અન્નવસ્ત્ર આપી ઢાંકવા, કોઇ ગરીબ નિરાધારનો આધાર બનવું એ તો ગોલણની ખાસિયત હતી.

ગોલણના હૃદયમાં તો સદા પરોપકાર પરોપકાર જ વસી રહ્યો હતો.

આવાં રૂડાં આચરણો જોઇ કોઈ શુદ્ધ ને સરળ હૈયું ગોલણનું ભક્ત બની જાય એમાં કંઈ નવાઈ જેવું નહોતું. ચોખ્ખા કાચ પર ચોખ્ખું પ્રતિબિમ્બ પડે જ. સરળ હૃદયની અક્ષડ નેત્રમ તો ગોલણના ગુણની દાસી થઇ ગઇ છે; તેની વેચાણ બની ગઇ છે. વરવું તો ગોલણને જ, નહીં તો કુંવારાં જ રહેવું એ દૃઢ પ્રતિજ્ઞા તે કરી બેઠી છે. નેત્રમ સૌંદર્યનો અખૂટ ભંડાર છે. તેની મુખમુદ્રા જોનારને પલવારમાં તેના દાસ બનાવી દે એવી સુકોમળ ને મોહક છે. તેનું ગૌર શરીર જ્યાં હોય ત્યાં દિવ્યપ્રકાશ પાડી રહે છે. એક વાર ગોલણ તથા નેત્રમની ચાર આંખ ભેળી થઇ. ભેળી થતાં વેંત અંતઃકરણમાં કોઇ છૂપો દિવ્ય ભણકો એકાએક ઉછળી ઉઠયો. ગોલણ નેત્રમનો ને નેત્રમ ગોલણની એમ હૃદયનો અફર સોદો થઈ ગયો. ગોલણે પોતાના મિત્રદ્વારા નેત્રમના પિતા આગળ નેત્રમનું માગું કર્યું. બારૈયો આ સાંભળી રાજી તો થયો. પણ ગોલણમાં બીજાને કામ આવવાનો એટલો બધો ઝળહળતો જુસ્સો હતો કે કોઇ વાર પોતાની પુત્રીને ઓચિન્તું વૈધવ્ય પણ આવી જાય એમ બારૈયાને લાગ્યું. ગોલણ ઘણો જ સાહસિક છે ને કદાચ ભારે આફતમાં આવી પડે તો પછી શું કરવું? આમ વિચારી બારૈયે "હાલમાં કાંઈ મારો વિચાર નથી" કહી

તે વખતે બીનું સંકેલ્યું. નેત્રમને આ ખબર પડી. "અરે બાપ ભૂલ્યો. પિતાએ ઘાણ બગાડ્યો. પણ હવે શું કરવું? પિતાની મરજી વિરૂદ્ધ કંઇ થવાય?" આમ વિચારી ગરીબ નેત્રમ મનનું મનમાં સમજી રહી. મિત્રે ગોક્ષણને બારૈયાની મરજીથી વાકેફ કર્યો. ગોક્ષણ તો આ સાંભળી ઘા ખાઇ ગયો, પણ સબુરી પકડી જીવને માંડ માંડ મનાવ્યો. ગોક્ષણ ધારે તો નેત્રમને આ બારૈયાના ઘરમાંથી ઉપાડી લઇ જાય એવો જવાંમર્દ હતો. પણ તે ખરેખરો આર્ય વીર હતો, તેથી કોઇની દીકરીને ઉપાડી લઇ જવી એ કામ ઘણું હીણું, પોતાના કુળને કલંક લગાડનાર છે એમ સમજતો. એવા પાપકર્મથી તે સદા ત્રાસતો. આવું કરવામાં પ્રભુ રાજી નહીં ગણી તે ચૂપ રહ્યો. આમ માગું પાછું ઠેલાયાથી ગોક્ષણને ઘણું અસુખ થવા લાગ્યું. તળાજામાં તે વેળા તેને ગમ્યું નહીં. એકાદ અઠવાડિયું ભાઇભાંડુમાં ગાળી-આવું તો ઠીક પડશે એમ ધારી બહારગામ જતો રહ્યો.

હવે પિતાએ જ્યારથી માગું પાછું ઠેલ્યું ત્યારથી નેત્રમના મુખપર ગ્લાનિ છવાવા લાગી. તેનું ગૌર કોમળ શરીર શોસાવા લાગ્યું. નેત્રમ નક્કી માની બેઠી કે હવે ગોક્ષણ આ ભવમાં તો તેનો થશે નહીં. તેના હૃદયમાંથી ઉના નિશ્વાસા નિકળવા માંડ્યા. બારૈયો દીકરીની આ સર્વે બૂરી દશા જોઈ ગયો. હવે તો દીકરીને કોઇ સારૂં ઘર જડે તો દઇ દેવી કે તેના જીવને નીરાંત વળે. અનેક માગાં

તો આવતાં હતાં, પણ દીકરી નાની છે માની બારૈયો તેને પાછાં વાળતો હતો. નેત્રમ ખરેખર પદમણી હતી તેથી મોટમોટા રાજારાણાઓ તેને પોતાની કરવા મથતા હતા. પણ નેત્રમ મોઢું બગાડતી એટલે પુત્રીવત્સલ પિતા તેને ખોટું ન લગાડવા દરેકને ચોખ્ખી ના કહી દેતો. પણ ગોલણનું માગું પાછું વાળ્યા પછી તો તેણે નેત્રમની વિપરીત દશા જોઇ. આમ ઘરમાં ચાલે છે તેવામાં મારવાડનું માગું આવ્યું. મારવાડના દસોંદીએ પોતાના ઠાકોરનાં ઘણાં વખાણ કર્યાં. આ સાંભળી બારૈયો દીકરી પાસે ગયો. સર્વ વસ્તુ-સ્થિતિથી તેને વાકેફ કરી. નેત્રમે મોઢું કસાણું કર્યું. પણ બારૈયે તેને કહ્યું:–" હવે તો બેટા, તારે મારૂં કહ્યું કરવું જ પડશે. " આમ બોલતાં તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તેનો કંઠ ગળગળો થઈ ગયો. આજ્ઞાંકિત પુત્રીથી પિતાની આ દશા ખમાઇ નહીં. " અરે એક મારા જીવના સુખ ખાતર હું મારા પિતાને, મારી જનેતાને, મારાં વડીલોને આમ દુખી કરૂં છું ? કેટલાક દિવસ માટે આ બધું ! " આમ મનમાં લાવી નિર્મળ મનની નેત્રમે પિતાને કહ્યું: " આપની મરજીને હું આધીન છું. આપને ગમે તેમ કરો. " આ સાંભળી રાજી થઇ બારૈયે બહાર આવી દસોંદીએ આણેલું મારવાડનું માગું કબૂલ રાખ્યું. દસોંદીને વેળાસર જાન લઇ આવવા પણ કહ્યું. રાજી થઇ દસોંદી ગયો, ને થોડા રોજમાં મારવાડથી ખાંડુ લઈ જાન પણ આવી. ઘડીયાં લગ્ન કરી

નેત્રમ વહુને લઈ જાન ચાલતી થઇ, ને મારવાડમા આવી. હવે તો નેત્રમ મારવાડણુ બની. નદી કાંઠે એક ઉચા મહેલમાં તે દિવસરાત ગાળવા લાગી. આ પદમણી દૂર દેશથી અત્રે આવી છે તેથી તેનો જીવ હજુ આપણામાં ઘેરાય નહીં, તેને જુદાઇનું દુઃખ થાય જ, તે ઉદાસ રહે જ, તેથી તેની ઇચ્છાને આધીન આધીન બની તેને સુખ થાય તેમ તેનો પતિ વર્તવા લાગ્યો. નેત્રમ પણ આવા ઉદાર ઠાકોરની પ્રીતિ પ્રાપ્ત કરવા લાગી. ઠાકોર નેત્રમના મુખમાંથી પડતો દરેક બોલ ઝીલી લેવા લાગ્યો. નેત્રમે ઠાકોરને ને ઠાકોરે નેત્રમને એકબીજા તરફ ખૂબ દોર્યાં, પણ તેથી નેત્રમનું હૃદય કંઇ ઠાકોરનો સ્વીકાર કરી શક્યું નહીં. નેત્રમનું શરીર ઠાકોરનું થયું, પણ તેનું હૈયું તો વેગળું જ રહ્યું. તે તો બિચારૂં કોઇ બીજા પછવાડે વ્યર્થ ભમ્યા કરતું હતું, આમ ને આમ કેટલોક સમય ગયો.

તળાજામાંથી નેત્રમ તો ગઇ ને ગામની સર્વ ભભક સાથે લેતી ગઇ. ગોલણુ આવ્યો. ધાર્યા કરતાં સગાંઓના આગ્રહથી તે વધારે રોકાયો હતો. ગોલણુને આખું ગામ ઉજડ લાગવા લાગ્યું. "બારેયે બહુ જ ભુંડું કર્યું, પણ હવે તેનો શો ઉપાય"—એમ ગણી તેણે સબુરી પકડી. એક દિવસ તો ગોલણુને એકાએક હૃદયમાં કંઈ ઉભરો આવ્યો. કંઇ આવેશ આવ્યો કે "આ આજથી નેત્રમ પોતાને હાથે જમાડે ત્યારે જ જમવું બાકી જમવું હરામ"

એમ પાણી મૂકયું. "હવે નેત્રમને મળવું જ" કહી વાળે ઘોડા પર પલાણ નાંખ્યું. સ્વાર થઇ પ્રેમી ગોલણુ મુંગો મુંગો ચાલવા લાગ્યો. ક્યાં જાય છે તેની કોઇને ખબર પડી નહીં. ફક્ત તેના હૈયામાં કાંઇ તોફાન છે એમ સર્વ કળી શક્યાં. વાળો ચાલતો થયો. તેના નિમકહલાલ બાર મિત્રો તેની પછવાડે ઘોડે ચડી ગયા. ગોલણુ મજલ પર મજલ કાપતો ભમતો ભમતો મારવાડમાં નેત્રમને ગામ આવી ચડયો. વખત થઇ જવાથી ને ઘોડાને પોરો દેવા માટે તેણે એક નેરાને કાંઠે પડાવ નાંખ્યો. મેખુ ખોસી ઘોડાં સર્વેએ બાંધ્યાં. ગામજનો આ જોઇ વિસ્મય પામ્યાં. ગામની સ્ત્રીઓ આવા સુંદર, સરખે સરખા, એકને જોઇએ ને બીજાને ભુલીએ એવા, ભેટ બાંધેલ મર્દોને જોઇ આશ્ચર્ય પામવા લાગી કે આ જુવાનિયા તે કયાં જતા હશે! તેઓ તો ઉંચી લાજ કરી આમને એકીટશે નીહાળી રહી. કોઇ અશ્વ બાંધવા તો કોઇ અવેડે આવી તેને પાણી પાવા મંડી ગયો એક બાઇ ઘણીય પોતાને માથે હેલ હતી છતાં આમ ઘણે લાંબે વખતે પોતાની ભોંના માણુસોને જોતી ઉભી થઇ રહી. ઘોડાવાળામાંના એકે તેને પુછયું "બેન, તમો કયા દેશનાં છો?' તુર્તજ નિશાસો નાંખી ગદ્દગદ્દ સ્વરે તે બાઇએ ઉત્તર આપ્યોઃ—

> બાબર કાબર લુગડે, બાજ્ય ને બાંડો વેશઃ
> ઓલરીયો અમ દેશ, જ્યાં લાખેણી મળે લોબડી.

હે ભાઇ, આ મોટા મોટા ઘેરવાળા ધાટઘોટવગરનાં કપડાં પહેરનાર, બેડોળ ટુંકા ટુંકા પહેરવેશ ધારણ કરનાર દેશમાં આગ ઉઠો. ભાઇ, જે દેશમાં લાખ લાખ રૂપિયાના મૂલની લોબડી પહેરાય છે તેજ આનન્દનું ધામ અમારો દેશ સોરઠ છે.

આ વચન સાંભળી સ્વદેશની ખુમારી તે ઘોડા-વાળાના હૃદયમાં ઉભરાઇ જવા લાગી. "બેન, તું આંહીં ક્યાથી ? આમ કેમ ?" એમ તેને પૂછ્યું. "ભાઇ તળાજેથી હું તો નેત્રમ બા સાથે આંહીં આવી છું." આમ બોલતી "વધારે વાર થઇ ગઇ" એમ અચણુચ બોલતી ચાલી ગઇ. આ વાતચિત કુવા કાઠે થઇ. મેહેલમાં ખાટલે પડેલ નેત્રમે એક બારીમાંથી તેમને જોયાં. ખરે, દાસી સાથે વાતુ કરતો મારા દેશનો જ જુવાન જણાય છે. આમ ધારી ઉભાં થઇ તેણે બરાબર બારી ઉઘાડી તો સામે દૂર સુંદર નીલમને બાંધેલ જોયો. હા, વાળો આવ્યો ! આજ પેલો વાળાનો વ્હાલો નીલમ ઘોડો. અરે વાળા, બહુ કરી. હું ચાલી શકું તેમ નથી, મારા હૃદયને, વાળા, તું વલોવી રહ્યો છો ને આ વાળા મારા પગને સુઝવી તદ્દન અશક્ત કરી રહ્યા છે. પણ સણુર આજે રાત્રે તો ગમે તેમ કરી વાળાને મારે અચુક મળવું આમ દૃઢ સંકલ્પ કરી નેત્રમ ખાટલાપર ઢળી પડી. ત્યાં તો રાત્રી પડી. વખત જતાં ગામમાં સોપો પણ પડી ગયો. આકાશમાં વાદળાં ઘેરાવા લાગ્યાં ને પવન

પણ ઠંડો આવવા લાગ્યો. તોફાન ઉઠવાની સર્વ આગાહી વર્તાવા લાગી. પણ તેથી શું ? પ્રેમીને મળવાના દઢ સંકલ્પ વતી નેત્રમ કાંઇ હારી જાય તેવી નહતી. ભલેને બંને પગ વાળાથી સુઝી ગયા હોય, છોને શરીરમાં શક્તિ ન હોય પણ નેત્રમનો પ્રેમીને મળવાને ઉત્સાહી આત્મા કાંઈ હારી બેસે એવો નથી. પોતાના મહેલની બારીએથી એક હીરની દોરી વાટે ચતુર દાસીની મદદથી નેત્રમ નીચે ઉતરી. પૂર આવેલ નેરૂ પળવારમાં ઉતરી ગઇ ને સામે કાંઠે વાળા પાસે આવી. વાળાને મળી. પણ વાળો તદ્દન મૂઢ થઇ બેસી રહ્યો. કંઈ બોલ્યો નહીં. અધીરી નેત્રમે તેને પુછ્યું: "વાળા, આમ કેમ ?" "અરે નેત્રમ, તું પણ ફરી ગઇ ! આજ કેટલાય દિવસથી હું અન્ન વિના છું. અત્રે આવી તારા ગામને પાદર ત્રણ દિવસથી પડાવ નાંખ્યો છે, પણ મુંડી મળાયે નહીં !" આમ બોલી પ્રેમીએ નેત્રમને મૃદુ મૃદુ ઠપકો દીધો. "ખરૂં ગોલણજી, એ ખરૂં છે. આ મારૂં હૃદય તે હું તમને કેમ ખોલી દેખાડું ? પણ જરા આ મારા પગ સામું તો જુઓ. તેને વાળાએ કેટલા સુઝવી દીધા છે ? ગોલણે પગ સામી નજર નાંખી ને તેને કંપારી છુટી. અરે આવે શરીરે તું આંહી આવી ! એટલું જ એનાથી બોલાયું. પણ જુઓ. પ્રેમી ભૂખ્યો હોય તે નેત્રમના સ્નેહી હૃદયથી કેમ ખમાય ? નેત્રમ અચણુચ બડાક દઇને ઉભી થઈ. પગની અસહ્ય વેદના તો અત્યારે કોણ જાણે ક્યાંય ચાલી

ગઈ. તે તો ઉતાવળી ઉતાવળી નેરૂ ઓબાંગી વાટ વટાવી મેહેલમાં આવી. દાસીને મદદમાં લઇ તેણે પોતાને હાથે ઉત્તમ ભોજન તૈયાર કર્યું. મજાનો થાળ તૈયાર કરીને પાછી ગોલણુ પાસે આવી. તેને પોતાને હાથે જ ભોજન કરાવ્યું. ત્યાં તો કુકડો બોલ્યો. નેત્રમ ગોલણુની રજા લઇ પાછી ફરી. સવાર પડીને હમેશની જેમ પોતાની પથારીએ પડી. નેત્રમનો ધણી ખરેખરો સજ્જન હતો. સોરઠના ફાંકડા મર્દ સ્વારોની મેમાનગતી કરવા તેનું મન થયું. નેત્રમને એ બાબત પૂછ્યું. નેત્રમને તો ભાવતું હતું ને વૈદે કહ્યું. તે તુર્તજ પતિની ઇચ્છાને સંમત થઇ. રાજાએ આખી મંડળીને પોતાને દરબારે નોતરી. ગોઠવણુ પ્રમાણે રૂચતુ જમણુ દીધું, ને "આમ ચડી સ્વારીએ તમો કયાં જવા ઉપડયા છો ?" એમ ઠાકોરે ગોલણુ સરદારને પુછ્યું. "અમારા લાયક કયાંઇ પણુ નોકરી હોય તો તે કરવા" એવો ઉત્તર તુર્તજ વાળે આપ્યો. "ત્યારે તો આંહીંજ રોકાઇ જાઓને" એમ કહી ડેલીપર ચોકીદારના નાયક તરીકે રહેવા તેને કહ્યું. ગોલણુ તુર્તજ "હાજી ઠીક" કહી કબુલ થયો. તે તો તુર્તજ મનમાં પાઈ ગયો કે આ કામ નેત્રમનુંજ છે. તેણે રાજાને સમજાવી આમ મારી ગોઠવણુ કરાવી છે. હવે તો જીવને ગોઠશે. ગોલણુ આવી રીતે પોતાના સ્વારો સહિત રાજાની હજુરમાં ડેલીએ ગોઠવાયો. નેત્રમ પણુ ગોલણુને જોઇ જોઇ પોતાનાં નેત્ર

ઠારવા લાગી. પણ પ્રભુની ગતિ અકળ છે. બિચારાં પ્રેમી એક બીજાને જોઇ જ્યાં હજુ પોતાનાં હૃદય ઠારતાં થયાં ત્યાં તો દુધમાં ઝેર ભળ્યું. વિશ્વાસી ને ભોળા રાજાને અદેખા હજુરિયા ને બીજી રાણીઓએ વહેમમાં નાંખ્યો. તેઓએ મહેલમાં વાત ચર્ચાવી કે ગોલણ તથા સોરઠાણી વચ્ચે આડો વહેવાર છે. રાજાને કાને પણ આ વાત પહોંચાડી. રાજા જરા વહેમાઇ ગયો. પણ ગોલણ સાથે જીવ મળી ગયો હોવાથી તથા અદેખા માણસોનું આ તર્કટ હોય એમ ગણી જેમ ચાલતું હતું તેમ ચાલવા દીધું. નેત્રમ અને ગોલણ એક બીજાને જોઇ હૃદય ઠારવાં લાગ્યાં એટલુંજ. જગતના કોઇ પણ નીતિ બન્ધનને તેમણે નુકશાન કર્યું નહીં. ગોલણનું દિલ નેત્રમ ને નીલમ પ્રસન્ન રાખતાં હતાં. ગોલણ પોતાના વ્હાલા નીલમને જોઇ હૃદય ઠારતો હતો. નેત્રમ ઉપરથી તો પોતાનો હક્ક ઉડી ગયો હતો પણ નીલમ તો પોતાનોજ હતો. રાજા જાણી ગયો કે ગોલણ નેત્રમ તથા નીલમને જોઇ બહુજ પ્રસન્ન રહે છે. એક વખતે રાજાએ જરા મજાકમાં ગોલણને કહ્યું: "ગોલણ, મને તમારો નીલમ ચડવા આપો." "આની આગળ લાંબા વખતની હૃદયમાં ભરી રાખેલ ઇચ્છાને કહી દેવાનો અત્યારે બરાબર લાગ છે. જેવું હોય તેવું કહી દેવામાં શું ખોટું છે ?" આમ મનમા લાવી ગોલણે કહ્યું "હાજી"

નીલમ નેત્રમની જોડ, આપણે સંપીને સાટવીએ,
વમે વાળો રેવન્તપર રાંગ, અમે પદમણી લૈ પાછા વળીએ.

" હે ભાઇ, આ નીલમ ને તમારી નેત્રમનાં આજ આવો આપણે હળીમળીને સાટાં કરીએ, તે એવી રીતે કે તમો નીલમ પર સ્વારી કરો એટલે નીલમને તમો રાખો, ને હું તમારી નેત્રમ પદમણીને લઇને મારે ગામ પાછો જાઉં.

ઠાકોરના મનમાં થયું " હવે તો હદ વળી ગઇ. માણુસોનું કહેવું હવે તો ખરૂં ઠર્યું. નક્કી નેત્રમ અને ગોલણ વચ્ચે આડો વહેવાર છે. આનું માગવુંજ તે પુરવાર કરી દે છે. પણ ઉતાવળા થઈ મારે સાહસ કરી ન નાંખવું. કોઈ યુક્તિ કરી આ ઠેશ કાઢી નાખવી. કાંટો વચમાં સારો નહીં. પણ ઉતાવળે સારી નહીં. જો એકદમ જાહેરમાં કંઇ કરૂં તો નેત્રમની નજરમાં હું હલકો ગણાઉં." રાજા નેત્રમ પાસે સારો રહેવા માંગતો હતો. " આને જો બંદીખાને નાંખું અગર મરાવી નાંખુ તો ગામમાં દંગલ થાય. કારણ કે આ સોરઠિયા કંઈ લીધા જાય તેવા નથી. તે તો બધાય વીર મર્દ છે. સબુર, ઉતાવળા ન થવું. નહીં તો બધી બાજી બગડી જશે. " રાજા આમ ઘણાય સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યો. ગોલણે બેધડક કરેલી માગણીથી તે હૈયામાં સળગી ગયો. કોઈપણ પ્રકારે ગોલણનું કાસળ કાઢવાની તે પેરવી રચવા લાગ્યો. રાજાના હૃદયમાં હાડોહાડ વેરનું ઝેર વ્યાપી ગયું. ગોલણ મરે પછી નેત્રમને પણ રિબાવી રિબાવીને મારવી, હમણાં તો તેની પાસે સારા રહેવું—એવા અનેક ક્રૂરા વિચારો તે કરવા માંડયો. ઉંઘ પણ ઉડી ગઇ. આ

પ્રમાણે થોડા દિન તો ગયા. એક દિવસ ઠાકોર દરબાર ભરી બેઠો છે ત્યાં એક ખેડુત આવ્યો ને હાય મારી ભર સભા વચ્ચે ઉભો રહી બોલ્યોઃ—" હે અન્નદાતા, એક મોટા વિકાળ વાઘે મારાં ઢોર ઢાંખર મારી નાખ્યાં. હમણા ય તે રૂષ્ટપુષ્ટ ગાયોની પાછળ લાગ્યો છે ને તેમને મારી ખાય છે. બળદોને પણ ફાડી ખાય છે. અમે હેરાન હેરાન થઇ ગયા છીએ. અમને બચાવો." બસ, ગોલણની ટાઢે પાણીએ ખસ કાઢવાની ઉત્તમ તક છે એમ માની રાજાએ તો તુર્ત જ ગોલણ સામી નજર કરીને કહ્યું.

ગોલણ ગાની વારે, ચડયા વિણ ચાલે નૈ,
અફળ થાય અવતાર, જો પરકામ ના આવીએ.

હે ગોલણજી, આપણે રજપૂત છીએ તો ગાયની વાર કરવી એ તો આપણો કુળધર્મ છે, તે કર્યા વિના ન જ ચાલે. જો ગોમાતાનું રક્ષણ કરતાં માથું ન મૂકીએ તો જન્મારો અફળ થાય તેમ છે.

આમ બોલી રાજાએ ગોલણ વીરને કોટો ચડાવવા માંડયો. ગોલણ તો આ સર્વ તદબીર સમજી ગયો. ત્યાં વળી બીજો એક ચારણ બોલ્યોઃ "હા બાપ, એમાં શું! એ તો સોરઠિયા છે. આ તો વગર હથિયારે વાઘની સામા જાય. અરે સોરઠિયા તો એક નાનો પરોણો હાથમાં રાખી જેમ ભરવાડ ઢોરને હાંકે તેમ ગિરમાં સિંહનાં ટોળાંને તગડી મૂકે છે. તો પછી આવા મર્દ પાસે તો બાપડું એક નાનકડું વાઘનું બચ્ચું તે

શી બિસાતમાં ?" ગોલણ આ નાશકારક વ્યંગાર્થ ભાષા પામી ગયો. પણ તે વીર મર્દ હતો. એને થયું,–ભલેને આ મારવાડાંના મનમાં પાપી કપટજાળ બિછાવેલ હોય, પણ મારો તો કુળધર્મ છે કે મારે મારૂં માથું મૂકીને પણ ગાય માતાનું રક્ષણ કરવું. અમો રાજપુત ગૌબ્રાહ્મણ પ્રતિપાલ ત્યારે જ કે જ્યારે આમ તેમને માટે કામે આવીએ. ભલે આ લોક ટોળ કરી ગમે તેમ બોલે પણ રાજપુત બચ્ચો ને વળી સોરઠિયો–હું આ લોકને બતાવી આપું કે ગાય કે બ્રાહ્મણને બચાવવામાં અમે અમારૂં માથું ફૂલ કરનારા છીએ જ. ગોલણે મુછે તા દઇ, ખોખારો મારી કહ્યું. "હા, ફીકર નૈં. વિના હથિયારે એ વાઘને મારશું ત્યારે જ પાછા આવશું." "હાં, હાં, આવું આકરૂં પણ ન હોય" એમ લુચ્ચા સભાજનો બોલવા લાગ્યા. ગોલણે રાજાને કહ્યું:– "તે વાઘનો રસ્તો બતાવવા જંગલનો કોઇ ભોમિયો મને આપો. હું હવે જાઉં છું." તુર્ત જ રાજાએ ગોલણ સાથે જવા એક તડિયાને હુકમ કર્યો. ખેડુત, તડિયો ને ગોલણ "લ્યો રામ રામ" કહી ત્યાંથી ચાલતા થયા. આ સર્વ પ્રપંચજાળની વાત નેત્રમને તેની એક દાસીએ કહી. નેત્રમ ગોલણનાં છેવટનાં દર્શન કરવા બારીમાં ઉભી રહી. નેત્રમ બિચારી પામી ગઈ કે ગોલણનું કાસળ કાઢ-વાની રાજાની આ અતિ અધમ બાજી છે. પણ તે બિ-ચારી શું કરે ? બારીમાં ઉભી ઉભી તે ભિન્ન ભિન્ન તર્ક

વિતર્ક કરે છે ત્યાં તો આગળ તડિયો, પાછળ ગોલણુ ને ખેડુત એમ ત્રણે જણા બારી નીચે થઇને નીકળ્યા. નેત્રમે લાંબો નિશ્વાસો નાંખ્યો ને પછી લાંબે સ્વરે તડિયાને કહ્યું:–

તડિયા તડ ઉતાર્યે, આને વણુ તડ ઉતારીશ ના,
આનાં ચાગાં કરજયે જતન, ગોલણુ તો ઘરેણું ગળાનું

હે તડિયા, હે ભોમિયા ભાઇ, તું આને સારે રસ્તેથી દોરી લઇ જજે; એને તુ વસમી વાટે લઈ જઇશ ના. હે ભાઇ, તું ઘણા ઘણા પ્રકારે એનું રક્ષણુ કરજે; કાંકે એ ગોલણુ તો મારા હૈયાનો હાર છે. મારો જીવ છે.

આમ રસ્તે જતા તડિયાને પોતાના વ્હાલા ગોલણુનું સંરક્ષણુ કરવા, તેને સહિસલામત પાછો લાવવાની ભલામણુ કરતી નેત્રમ આંખમાં આંસુ ભરાઇ જતાં શિથિલ થઇ બેસી ગઇ. મીઠો અવાજ સાંભળી ગોલણે પાછું વાળી જોયું ને બારીમાં સ્નેહી ચન્દ્રમુખનું દર્શન કરી લીધું. ગોલણુ ગયો. અનેક જાડી અજાડી વટાવી, કઠણુ કોતરો, ટીંબા ટેકરી, પસાર કરતો તડિયા પછવાડે મર્દ પ્રેમી આગળ ચાલ્યો. સાથેનો ખેડુત પોતાને ગામ ગયો. મહા વિકટ વનમાં તડિયો ગોલણુને લાવ્યો. એક લીલાછમ કરમદાના જાળા તળે મહા વિકાળ વાઘને તેણે બતાવ્યો. ઘાટી છાયા નીચે વાઘ બેઠો હતો. તેની તેજસ્વી આંખ જાણે તપાવેલા લોઢાના બે લાલચોળ ગોળા તગતા હોય તેમ અંધકારમાંથી પ્રકાશ છોડતી હતી. તડિયે ગોલણુની પછવાડે એક બાજુ ફરી જઇ

કહ્યું–" જુઓ પેલો વાઘ. કરો ચાળો ને આવશે બહાર " ગોલણ સમજી ગયો કે તડિયો ડરે છે ને પછવાડે ભરાય છે. પણ ફિકર નહીં. તેણે તો તુર્તજ એક કાંકરી લઇ વાઘ તરફ ફેંકી. " હોં હોં " કરતો ભયંકર ત્રાડ દેતો વાઘ બહાર આવ્યો. બહાર આવી ઘડી તો તે ગોલણ સામું જોઇ રહ્યો, ને પછી " હોં–ઓં–ઓં " કરી તેણે ગોલણ ભણી છલંગ મારી. ગોલણ પાસે કંઇ હથિયાર નહોતું, પણ ધસતા વિકાળ વાઘનું ગળું તેણે અદ્ધરથી એક હાથે ઝાલી લીધું. આમ એક હાથે ગળેથી સજડ પકડી ગોલણે વાઘને અદ્ધર ધરી રાખ્યો. વાઘ અકળાયો. તેનું મોઢું ફાટયું રહ્યું. તે તડફડવા માંડયો. વાઘે સખત આવલું માર્યું ને ગોલણનો હાથ જરા મોળો પડયો. વાઘ છૂટી ગયો. તુર્તજ ગોલણ તેને ફરી પકડવા આગળ ધસ્યો. વાઘે પાછી છલંગ મારી, ગોલણનું માથું પોતાના વિકાળ મોઢામાં લેવા કોશિશ કરી. ગોલણે પણ આવેશમાં આવી તે ક્રૂર પ્રાણીને પોતાની બાથમાં ભીડી લઇ ખુબ દાબ્યો. વાઘે પોતાના વિકાળ મુખથી ગોલણના મુખનું બચકું લીધું; પણ ગોલણે તેને પોતાની બથમાં એવો તો દાબ્યો કે આ અતિ જોરાવર પ્રાણીની પુઠેથી નર્ક ચાલી નીકળ્યું, ને પછી લોહી વહેવા લાગ્યું; તેનો જીવ નીચોવાઇ જવા લાગ્યો. તુર્ત જ તેણે બેહોશ થઈ ગોલણનું મુખ છોડી દીધું. ગોલણે પણ તેને જોસભેર ભોં ઉપર પડતો મૂકયો. જેવો

તે પડયો કે તેના પેટપર એવી તો લાત લગાવી કે એક પરપોટો ફુટે તેમ તે મહા બલવાન પ્રાણીનું પેટ ફાટી ગયું. અને ભયંકર રાડ પાડી પ્રાણ છોડયાં. ગોલણ પણ વાઘના બચકાં તથા પંજાના પ્રહારથી ચિરાઇ જઇને લોહીલુહાણ થઇ રહ્યો હતો. ઘણું લોહી વહી જવાથી બેશુદ્ધ થઇ તે તમર ખાઇ ભૂમી પર જઈ પડયો. ને પલવારમાં સોરઠીઆ વીર મર્દનો જીવ દેહથી છુટો થયો.

તડીયો તો દૂર ઉભો ઉભો આ વીર મર્દની મહીઇ-આ મહાતુમુલ યુદ્ધ આભો બની જોઈ રહ્યો હતો. વગર હથિઆરે વાઘને ચીરી નાખી ઠાર કરનાર આવો જવાંમર્દ તેણે આજ નજરોનજર જોયો તેથી તેના વિસ્મયનો પાર રહ્યો નહીં. તુર્તજ તે નીચે ઢળી પડતા ગોલણ પાસે આવ્યો પણ વાઘની જેમ તે પણ એક મુડદુંજ હતો. આ જોઇ બિચારો રાની તડિયો પણ દુઃખી થયો. તેનું મોઢું પડી ગયું. ભાગેલ પગે તે ગામ તરફ પાછો વળ્યો. નદીકાંઠે આવે છે ત્યાં તો તેણે ગોખમાં અધીરા મુખવાળી નેત્રમને જોઇ. નેત્રમે પણ પડી ગયેલ મોઢાના તડિયાને એકલો આવતો જોયો. નેત્રમ તુર્તજ પામી ગઇ કે પોતાનો વ્હાલો પ્રેમી ગોલણવાળો મરાણો. હવે જીવીને શું કરવું ? રાજા-નુંજ આ કુડું કૃત્ય છે, એ પણ તે જાણી ગઇ. તડિયે તો દરબારમાં આવી ભર કચેરી વચ્ચે ખબર દીધા કે ગોલણ જવાંમર્દી કરી વાઘને ચીરી નાખીને છેવટે મૂઓ. ઠાકોર

ઉપર ઉપરથી પોતાનો શોક દર્શાવવા લાગ્યો, પણ અંદરથી તો કાંઇ છુપો સંતોષ તેના હૈયામાં રેલતો હોય એમ દેખાયું. કૃતઘ્ની ઠાકોર ખોટાં ખોટાં આંસુ આંખમાં લાવતો જાણે પોતાને ઘણું જ દુઃખ થતું હોય એમ દેખાડતો નેત્રમ પાસે આવ્યો ને બોલ્યો:–"રાણી, બહુ ભૂંડું થયું. મર્દ વાળો વાઘને મારી મૂઓ. અરેરે, મારી બાં તુટી ગઇ?" "હાજી એ ખરૂં છે. તે મર્દ હતો ને તેણે તેનું પાણી બતાવી કુળ-ધર્મ પાળ્યો. કાવા દાવા ફાવ્યા. પણ હવે તમારે મારી પણ આશા રાખવાની નથી. મારે માટે જે મૂઓ તેની પછવાડેજ જવામાં આ નેત્રમ હવે તો પોતાનું અહોભાગ્ય માને છે. માટે લેજો ગોલણ" કહી તેણે તે ઉંચા ગોખપરથી પડતું મૂક્યું. પલવારમાં તો નેત્રમ પોતાના હૃદયવલ્લભ ગોલણની સહગામિની થઈ ગઇ. ઠાકોર ભૂંડું મોં કરી આ સર્વ જોઇ રહ્યો. તેની કપટજાળ ક્ષણવારમા છિન્નભિન્ન થઇ ગઇ, ને સ્નેહી તો સ્વર્ગમાં સંગી થયાં.

